# શ્રી નવપદ માહાત્મ્ય વર્ણન.

[ બાર મનનીય વ્યાખ્યાનો ]



: : : વર્ણનકાર : : :

વ્યાખ્યાનવાચસ્પતિ પં. શ્રી રામવિજયજી ગણિ

ॐ

# શ્રી નવપદ માહાત્મ્ય વર્ણન

:: વર્ણનકાર ::

સકલાગમરહસ્યવેદી, શાસનમાન્ય, પરમગીતાર્થ, આચાર્યદેવ, શ્રીમદ્
વિજયદાનસૂરિ - સામ્રાજ્યવર્તિ,
પૂ. પણ્ડિતપ્રવર, સિદ્ધાન્તમહોદધિ, મહોપાધ્યાય શ્રીમત્
પ્રેમવિજયજી ગણિ - શિષ્યરત્ન,
પૂ. બાલબ્રહ્મચારી, વ્યાખ્યાનવાચસ્પતિ, પંન્યાસપ્રવર,

## શ્રીમદ્ રામવિજયજી ગણિવર



:: પ્રકાશક ::

## શ્રી નવપદ આરાધક સમાજ.

ઠે. મુંબઈ વર્ધમાનતપ આયંબીલ ખાતું, કોલસા મહોલ્લો,
પાયધુની, મુંબઈ ૩.

મૂલ્ય : બાર આના

આ પુસ્તકને જેમ તેમ રખડતું મૂકી આશાતના કરવી નહિ.



વ્યાખ્યાનકાર પૂજ્યપાદ પંન્યાસ-પ્રવરશ્રીનાં વ્યાખ્યાનોનું યથાશક્ય નિર્મલ અવતરણ કરાવીને જ પ્રકાશન કરાવવાનું ધ્યેય હોવા છતાં, કોઈ પણ કારણે જો એમાં પૂ. વ્યાખ્યાનકારશ્રીના આશય વિરૂદ્ધ ઉક્તિ મૂકાઈ ગઈ હોય, તો તે બદલ તે પૂ. મહાત્માઓની ક્ષમા યાચીએ છીએ.

— સમ્પાદક —

'જૈન પ્રવચન.'



મુદ્રક : મૂલચંદભાઈ ત્રિકમલાલ પટેલ, માલીક ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ, પીરમહમદશા રોડ, અમદાવાદ.

# પ્રાક્-કથન

અરિહન્ત પરમાત્મા અને સિદ્ધ પરમાત્મા,—એ દેવતત્ત્વ : શ્રી આચાર્ય ભગવાન્, શ્રી ઉપાધ્યાય ભગવાન્ અને શ્રી સાધુ ભગવાન્,—એ ગુરૂતત્ત્વ : અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ચારિત્રરૂપ રત્નત્રયિ તથા સમ્યક્તપ,—એ ધર્મતત્ત્વ : આ રીતિએ તત્ત્વત્રયિ અને રત્નત્રયિરૂપ શ્રી નવપદો, એજ એક પરમ સારભૂત છે. એજ વપદોની આરાધના મોક્ષમાર્ગરૂપ છે.

આ નવ પદોની વિધિપૂર્વક આરાધના સુલભતાથી થઈ શકે, એટલાજ ખાતર આ નવપદ આરાધક સમાજની સ્થાપના કરવામાં આવી છે અને દરેક ચૈત્ર માસમાં તીર્થમાં જઇને યા જ્યાંથી આમંત્રણ મળે ત્યાં જઇને, શાશ્વતી અઠ્ઠાઈઓમાંની આ અઠ્ઠાઇનું વિધિવિધાન પૂર્વક આરાધન કરે છે. આરાધક આત્માઓને સરલતા થાય ને સમજ મળે, એ આશયથી પહેલાં અમારા તરફથી શ્રી નવપદના આરાધનની વિધિની ચોપડી પ્રગટ કરવામાં આવી હતી.

નવપદ આરાધક સમાજ તરફથી આ બીજું પુસ્તક પ્રગટ થાય છે અને તે પણ સંસ્થાના હેતુને વધુ સાર્થકકર છે. શ્રી નવપદના આરાધક આત્માઓ આ વાંચીને, એમાંથી ધારશે તો ઘણું ઘણું પામી શકશે. નવપદની આરાધનાનો હેતુ આત્માની પીછાન થવી એ છે અને માટેજ એ હેતુને હૃદયમાં જચાવવાની જરૂર છે. બાહ્ય ક્રિયા જ્યારે અન્તરૂના શુદ્ધ ભાવ સાથે ભળે છે, ત્યારે તે અનંતકાળથી સંસારમાં રઝળતા આત્માને ક્ષણવારમાં કર્મમુક્ત બનાવીને શ્રી સિદ્ધપદને પ્રાપ્ત કરાવે છે. માટે શુભ ભાવનાને ઉત્પન્ન કરનાર, દૃઢ કરનાર તથા શુદ્ધ ભાવનામાં રમણ કરાવનાર આ પુસ્તક પ્રગટ કરવું સુયોગ્ય ધાર્યું છે.

પૂજ્યપાદ બાલબ્રહ્મચારી, સમર્થ વિદ્વાન, અનેકબાલજીવોદ્ધારક, વ્યાખ્યાનવાચસ્પતિ, પંન્યાસપ્રવર **શ્રીમદ્ રામવિજયજી ગણિવરનું,** તેઓ શ્રીમદ્‌ના ગુરૂદેવ તથા પરમ ગુરૂદેવની સાથે મુંબઇ મુકામે ચાતુર્માસ થતાં, એઓ શ્રીમદ્‌નાં અતિ રોચક, મનનીય અને સમ્યક્ત્વના સ્થિરીકરણમાં પરમ કારણરૂપ વ્યાખ્યાનોનું અવતરણ પ્રસિદ્ધ કરતું "**જૈન પ્રવચન**" અઠવાડિક શરૂ થયું. આથી અનેક જીવોને ઘણોજ લાભ થવા પામ્યો છે. દૂર રહેલાને પણ એનાથી અપૂર્વ જ્ઞાન મળ્યું છે તેમજ એથી સાહિત્યના ક્ષેત્રમાં એક ઉચ્ચ કોટિનું સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું છે. આ "**જૈન પ્રવચન**" અઠવાડિકમાં, વીર સં. ૨૪૫૬ ની ચૈત્ર શુક્લા સપ્તમીથી ચૈત્ર કૃષ્ણા ચતુર્થી સુધીનાં એ પૂ. વ્યાખ્યાનકાર મહાત્માનાં શ્રી નવપદ વિષયક તથા એના સુવિખ્યાત આરાધક શ્રી શ્રીપાલ મહારાજા વિષયક બાર વ્યાખ્યાનો પ્રસિદ્ધ થતાં, અમને લાગ્યું કે–આવાં વ્યાખ્યાનો પુસ્તક રૂપે સંગ્રહણીય હોવા ઉપરાંત નવપદના આરાધકોએ ખાસ મનન પૂર્વક એનું વાંચન કરવાની જરૂર છે. પોતે જે ક્રિયા કરી રહેલ છે તે શું છે, તે શા માટે કરવી જોઇએ, એમાં કયી બાબતો તરફ લક્ષ્ય આપવાની જરૂર છે,–એ બધી બાબતો શ્રી નવપદના આરાધક આત્માએ સમજવી જરૂરી છે–અનિવાર્ય છે. એટલે અમને લાગ્યું કે–આવાં વ્યાખ્યાનોનું પુસ્તક રૂપે પ્રગટીકરણ થતાં, ઘણા આરાધકોને આત્મકલ્યાણ સાધવામાં હેતુભૂત નિવડશે. શ્રી નવપદ સંબંધી જ આ પુસ્તકમાં વિષય લેવાનો હોઇને, ચૈત્ર શુકલા ત્રયોદશિને દિને પૂ. વ્યાખ્યાનકાર મહાત્માએ 'શ્રી વીરવિભુ'ના 'જન્મકલ્યાણ' સંબંધી આપેલ વ્યાખ્યાનને આમાં પ્રસિદ્ધ કર્યું નથી.

આ પુસ્તકમાં મૂખ્યત્વે નવ પદ સંબંધી વિવેચન છે. શરૂમાં પૂ. શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ સમજાવેલ શ્રી નવપદનું સ્વરૂપ, તે પછી શ્રીમતી મદનાસુંદરીની વિજ્ઞપ્તિના ઉત્તરરૂપે 'સાધુને મંત્ર,

તંત્ર, વિદ્યા કે ઔષધિ રૂપ સાવદ્ય બતાવવું કલ્પે નહિં '—એમ ફરમાવ્યા બાદ અનવદ્ય ઉપાય તરીકે પૂ. મુનિચંદ્ર ગુરૂદેવે દર્શાવેલ નવપદની સેવા, ત્યારબાદ તેજ પરમર્ષિએ ફરમાવેલ નવપદના આરાધન અને વિરાધનનું ફલ, ત્યારબાદ નવપદના આરાધનની દર્શાવેલ વિધિ, ત્યારબાદ નવપદની આરાધનાથી મળતું ફળ તેમજ છેલ્લે પૂ. અજિતસેન મુનિવરે ફરમાવેલ ધર્મદેશનામાં નવપદનું માહાત્મ્ય, વિગેરે નવપદને લગતા વિષયો ખાસ ઓળી કરનાર મહાનુભાવોએ મનનપૂર્વક વાંચવા કે જેથી પોતાની ક્રિયાનું વાસ્તવિક સ્વરૂપ સમજાય.

આ પુસ્તકને છપાવવાનો વિચાર કર્યા બાદ બહુજ અલ્પકાલ રહેલ હોવા છતાં પ્રસંગને સાધવા બહુજ ત્વરાથી કામ કરાવાયું છે એટલે એમાં ભૂલ ર વી સંભવિત છે. છતાં પ્રુફરીડીંગ માટે રખાએલ કાળજીના યોગે ધારવા કરતાં સારૂં થએલ છે. બાકી જે ભૂલો રહી જવા પામી હોય તે સુધારી લેવા અને તે તરફ અમારૂં લક્ષ્ય દોરવા વિનંતિ છે. ૨૮૦ મે પાને પ્રસંગ ૮ મો એમ ભૂલથી છપાયું છે એને બદલે પ્રસંગ ૧૪ મો એમ સુધારી લેવું.

પ્રાન્તે—આ પુસ્તક છપાવવાને માટે રજા આપવા બદલ 'જૈન પ્રવચન' ના સમ્પાદકનો આભાર માનીએ છીએ તેમજ ઇચ્છીએ છીએ કે—આવાં ધર્મવ્યાખ્યાનોનાજ પ્રકાશક 'જૈન પ્રવચન' પત્રનો ફેલાવો કરવાને માટે પણ વાંચકો યથાશકય પ્રયત્ન કરે. બીજા પણ જે મહાનુભાવોએ અમને આ શુભકાર્યમાં પ્રેરણા કરી છે કે મદદ આપી છે, તેમનો આભાર માનીએ છીએ.

**શ્રી નવપદ આરાધક સમાજ.**



**પરિચય :** પ્રથમનાં ત્રણ વ્યાખ્યાનોમાં શ્રીમન્ મહાવીર વિભુના પ્રથમ ગણધરદેવ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ 'રાજગૃહી' નગરીમાં આપેલ પીઠિકારૂપ દેશનાનું વિવેચન કરવામાં આવ્યું છે અને એમાં નવે પદોનું સ્વરૂપવર્ણન છે. આ પછી ચોથા વ્યાખ્યાનથી શ્રી ગૌતમસ્વામિજી મહા      શ્રેણિકના પ્રશ્નના ઉત્તરમાં કહેલ અને શ્રી રત્નશેખરસૂરિ મહારાજાએ ગુંથેલ શ્રી શ્રીપાલ ચરિત્રમાંના કેટલાક મનનીય પ્રસંગો લઈને પૂ. પંન્યાસપ્રવરશ્રીએ કરેલ સુવિશિષ્ટ વિવેચનનું સારભૂત અવતરણ શરૂ થાય છે.

# વ્યા . ખ્યા . ના . નુ . ક્ર . મ

## પ્ર . સં . ગા . નુ . ક્ર . મ.

# શ્રી નવપદ માહાત્મ્યવર્ણન

[ બાર મનનીય વ્યાખ્યાનો. ]

**શ્રી નવપદમાં**

શ્રી રત્નત્રયી ને શ્રી તત્ત્વત્રયીનો થતો સમાવેશ.

*

**શ્રી શ્રીપાલ**

ચરિત્રમાંના કેટલાક બોધક ને મનનીય પ્રસંગો.

*

**શ્રી અરિહંત**

અને બીજાં પરમારાધ્ય પદોનું વિસ્તૃત વર્ણન.

*

**મદનાસુંદરીના**

આદર્શ જીવનપ્રસંગોનું સુવિશિષ્ટ અવલોકન.

*


: : વર્ણનકાર : :

પૂજ્યપાદ બાલબ્રહ્મચારી, સમર્થ વિદ્વાન્

વ્યાખ્યાનવાચસ્પતિ પંન્યાસપ્રવર

**શ્રી રામવિજયજી મહારાજ.**

# વ્યાખ્યાન ૧ લું.

ચૈત્ર – શુકલા સપ્તમિ : વીર સં. – ૨૪૫૬.
તારીખ – ૫ : ઍપ્રીલ : '૩૦ શનિવાર.

## શ્રી જૈનશાસનનો સાર.

પરમ ઉપકારી મહર્ષિઓ જગત્માત્રના કલ્યાણ અર્થે જે જે વસ્તુઓ ઉપયોગી હોય, તેનું સ્વરૂપ દર્શાવવામાં અને એ સ્વરૂપ દર્શાવી એની આરાધનામાં આત્માઓને જોડવાના યોગ્ય પ્રયત્નો કરવામાં કશી જ કમીના રાખતા નથી. શ્રી જૈનશાસનમાં આસો માસની તથા ચૈત્ર માસની અઠ્ઠાઇઓ શાશ્વતી છે, એ સુપ્રસિદ્ધ વાત છે. આ અઠ્ઠાઇઓમાં દેવતાઓ શ્રી નંદીશ્વર દ્વીપમાં જઇને નિયમિતપણે મહોત્સવ કરે છે અને એજ રીતે પુણ્યવાન્ શ્રાવકો પોતાના સ્થાને શક્તિ મુજબ ધર્મની આરાધના કરવામાં લીન થાય છે : નવ દિવસ આયંબીલ પૂર્વક નવે પદની આરાધના કરે છે. શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન સમ્યક્ચારિત્ર, અને સમ્યક્તપ,–આ નવ પદ શ્રી જૈનશાસનમાં સારભૂત ગણાય છે. દેવ, ગુરૂ અને ધર્મ,–એ ત્રણે તત્ત્વો એમાં સમાય છે. આ ચરિત્રકારમહર્ષિ જે શ્રી શ્રીપાલ મહારાજાએ અને શ્રીમતી મદનાસુંદરીએ, આ નવ પદની આરાધના કરી આત્માનું શ્રેયઃ સાધ્યું, તેમનાં દૃષ્ટાંત પૂર્વક આ વસ્તુ સમજાવે છે. શ્રી જિનેશ્વરદેવના શાસનનું તત્ત્વજ્ઞાન ચાર અનુયોગમાં વ્હેંચાએલું છે : દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ, અને ધર્મકથાનુયોગ. એ ચારે અનુયોગોનો સંબંધ એવો છે કે–એક વિના બીજાથી સ્થિર રહી શકાય નહિ. દરેકમાં ચારે અનુયોગો સમાયેલા હતા, પણ શક્તિહીન આત્માઓ સ્હેલાઇથી સમજી શકે તે માટે મહાપુરૂષોએ ચારે અનુયોગોનો જૂદો ક્રમ પાડી સમજવાની ઘણીજ સરલતા કરી આપી છે. બાકી વિચારવામાં આવે તો એકએક અનુયોગમાં ચારે ઘટી શકે છે. જેમાં જે જે ભર્યું હોય, તેમાંથી તે

તે નીકળ્યા વિના રહે જ નહિ. 'શ્રી શ્રીપાલ મહારાજાએ તથા શ્રીમતી મદનાસુંદરીએ નવપદની આરાધનાથી આત્મકલ્યાણ સાધ્યું છે.'–આ વાત 'ધર્મકથાનુયોગ'માં આવે છે.

(સભા૦ એ કથાને તો આજના એ લોકો કલ્પિત મનાવવા મથે છે, તેનું શું ?)

અજ્ઞાનીઓ માટે તો બધું જ કલ્પિત છે. શ્રી અરિહંતાદિ નવે પદોમાંથી એક પણ પદ, સંસારના પિપાસુ આત્માઓને રૂચે તેમ નથી : કારણ કે–એમાં દુનિયાનો ત્યાગ ઠાંસી ઠાંસીને ભર્યો છે. એનો ત્યાગ જેને ન રૂચે, તેનાથી સમ્યગ્દર્શન. સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, કે સમ્યક્તપનો સ્વીકાર ન થાય : અને એ ચારનો સ્વીકાર ન બને, તો ન થવાય સાધુ, ન થવાય ઉપાધ્યાય, ન થવાય આચાર્ય, ન થવાય અરિહંત કે ન થવાય સિદ્ધ : એટલે એવાઓને તો આ બધું કલ્પિત માન્યા શિવાય, ત્યાગથી છટકવાનો બીજો ઉપાય પણ શો છે ?

*

બાકી આ વસ્તુ કલ્પિત નથી, પણ અનંતજ્ઞાનીએ ઉપદેશેલી છે,–એ બતાવવા માટે ચરિત્રકાર શ્રી રત્નશેખરસુરિજી મહારાજ પીઠિકામાં ફરમાવે છે કે–જે સમયે 'મગધ' નામના દેશમાં આવેલા 'શ્રી રાજગૃહ' નામના શ્રેષ્ઠ નગરમાં પરમાત્મા શ્રી મહાવીરદેવના પરમ-ભકત, વિધિમુજબ 'શ્રી તીર્થંકર-નામકર્મ'ને પેદા કરનાર અને અનેક પત્નીઓ તથા સુપુત્રોના પરિવારથી પરિવરેલ તથા ત્રણે જગત્‌માં વિખ્યાત શ્રી શ્રેણિક મહારાજા રાજ્યનું પાલન કરતા હતા, તે સમયે સુરેશ્વરોથી પણ પૂજિત એવા 'શ્રી વર્દ્ધમાન' નામના તીર્થંકર મહારાજા વિહાર કરતા કરતા, 'રાજગૃહ' નગરની પાસેના નગરમાં પધાર્યા : અને તે પરમાત્માએ 'રાજગૃહ' નગરના લોકોના લાભ માટે ગુણોથી ગરિષ્ઠ એવા પોતાના પ્રથમ શિષ્ય અને મૂખ્ય ગણધર 'શ્રી ગૌતમ' નામના મુનિને 'રાજગૃહ' નગરમાં મોકલ્યા. ભગવાન્ શ્રી જિનેશ્વરદે-

વના આદેશથી કેટલાક મુનિવરોના પરિવારની સાથે, ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા 'રાજગૃહ' નગરના ઉદ્યાનમાં સમોસર્યા. ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજીના આગમનને સાંભળીને શ્રી શ્રેણિક મહારાજા વિગેરે નગરનો સઘળો લોક, એકદમ પોતપોતાની ઋદ્ધિ સાથે તે ઉદ્યાનમાં આવ્યો અને પાંચે પ્રકારના અભિગમને સાચવી, ત્રણ પ્રદક્ષિણા કરી તથા શ્રી ગૌતમમહારાજાનાં ચરણોને પ્રણમીને ઉચિત ભૂમિ ઉપર બેઠો. તે સર્વને ઉદ્દેશીને દેશના આપતા ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ નવે પદોનું રહસ્ય સમજાવીને ફરમાવ્યું કે–

"एयाइं नवपयाइं, जिणवरधम्मंमि सारभूयाइं ।
कल्लाणकारणाइं, विहिणा आराहियव्वाइं ॥ १ ॥"

*

'આ નવે પદો શ્રી જિનેશ્વરદેવના ધર્મમાં સારભૂત છે અને કલ્યાણનાં કારણ છે, માટે વિધિપૂર્વક આરાધવા યોગ્ય છે.'

*

"एएहिं नवपएहिं, सिद्धं सिरिसिद्धचक्कमाउत्तो ।
आराहंतो संतो, सिरि सिरिपालुव्व लहइ सुहं ॥ २ ॥"

*

'આ નવે પદોથી સિદ્ધ થયેલા શ્રી સિદ્ધચક્રને ઉદ્યમપૂર્વક આરાધતો આત્મા 'શ્રી શ્રીપાલ' નામના રાજાની માફક સુખને મેળવે છે.'

*

આ સાંભળીને શ્રી શ્રેણિક મહારાજાએ પ્રશ્ન કર્યો કે–'હે મુનિવરેન્દ્ર ! એ 'શ્રીપાલ' રાજા કોણ અને તેમણે શ્રી સિદ્ધચક્રની કેવી રીતિએ આરાધના કરીને સુખને મેળવ્યું ?'–પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ આ આખુંએ શ્રી શ્રીપાલ મહારાજાનું ચરિત્ર કહ્યું છે. હવે આને પણ કલ્પિત કહે ત્યાં ઉપાય નથી, કારણ કે–એવું કહેનારા તો કાલે પોતાના બાપને પણ કલ્પિત કહે. તેઓને સમજા-

વવાનો શો ઉપાય ? કહેવુંજ પડશે કે–એવા આત્માઓને સમજાવવા માટે શિવાય કે તેમનો પુણ્યોદય જાગે, કોઇજ ઉપાય નથી : કારણ કે–તેઓ નાસ્તિકતા સાથે દુરાગ્રહના અખંડ પૂજારીઓ છે.

**શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ દીધેલી પીઠિકારૂપ દેશના.**

વર્ત્તમાન શાસનના શિરતાજ અને અનેક લબ્ધિના ભંડાર, ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં સારભૂત ગણાતાં નવે પદોનું વર્ણન કરવા પૂર્વે, શ્રી શ્રેણિકમહારાજાદિક અનેક ભવ્ય જીવોને ઉદ્દેશીને ફરમાવ્યું કે–

"भो भो महाणुभागा !, दुलहं लहिऊण माणुसं जम्मं ।
खित्तकुलाइ पहाणं, गुरुसामग्गिं च पुण्णवसा ॥ १ ॥

*

पंच विहंपि पमायं, गुरुयावायं विवज्जिउं झत्ति ।
सद्धम्मकम्मविसए, समुज्जमो होइ कायव्वो ॥ २ ॥"

*

'હે મહાનુભાવો ! પુણ્યયોગે દુર્લભ અને ક્ષેત્ર તથા કુલ આદિથી પ્રધાન એવા મનુષ્યજન્મને અને તેમાં પણ સદ્ગુરૂના સંયોગને પામીને, પ્રાણીઓએ ભયંકર કષ્ટના કારણરૂપ મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથારૂપ પાંચે પ્રકારના પ્રમાદનો એકદમ ત્યાગ કરીને, સુંદર પ્રકારના ધર્મકાર્યમાં સમ્યક્ રીતિએ ઉદ્યમ કરવો યોગ્ય છે'

હવે—

"सो धम्मो चउभेओ, उवइट्ठो सयलजिणवरिंदेहिं ।
दाणं सीलं च तवो, भावोऽविअ तस्सिमे भेया ॥ ३ ॥"

*

'સઘળા શ્રી જિનવરેંદ્રોએ તે ધર્મ ચાર પ્રકારનો ઉપદેશ્યો છે, અને '૧–દાન, ૨–શીલ, ૩–તપ અને ૪–ભાવ'–આ ચાર તે ધર્મના ભેદો છે.

તેમાં પણ—

"तत्थवि भावेण विणा, दाणं नहु सिद्धिसाहणं होई ।
सीलंपि भाववियलं, विहलं चिय होई लोगंमि ॥ ४ ॥

*

भावं विणा तवो विहु, भवोहवित्थार कारणं चेव ।
तम्हा नियभावुच्चिय, सुविसुद्धो होई कायव्वो॥ ५ ॥"

*

'મૂર્ચ્છાના ત્યાગરૂપ શુદ્ધ ભાવ વિના દાન પણ સિદ્ધિનું સાધન થતું નથી, વિષયો પ્રત્યેના વિરાગરૂપ ભાવ વિનાનું શીલ પણ લોકમાં વિફલ એટલે ઇષ્ટ ફલને આપનારૂં નથી થતું અને 'અનહારિપદ'ની ઇચ્છારૂપ જે ભાવ તેના વિના કેવલ આ લોકની કે પરલોકની પૌદ્ગલિક લાલસાઓના યોગે કરાતો જે તપ, તે પણ સંસારના સમૂહનો જે વિસ્તાર, એટલે કે–સંસારની વૃદ્ધિનુંજ કારણ થાય છે. તે કારણથી કલ્યાણની કામનાવાળા આત્માઓએ પોતાના ભાવનેજ સુવિશુદ્ધ બનાવવો યોગ્ય છે.'

પણ—

"भावो वि मणो विसओ, मणं च अइदुज्जयं निरालंबं ।
तो तस्स नियमणत्थं, कहिय सालंबणझाणं ॥ ६ ॥"

*

'ભાવ એ મનને આધીન છે અને આલંબન વિનાનું મન અતિશય દુર્જય છે : તે કારણથી તે મનને વશ કરવા માટે સાલંબન ધ્યાન કહ્યું છે.'

જો કે—

“आलंबणाणि जइवि हु, बहुप्पयाराणि संति सत्थेसु ।
तहवि हु नवपयझाणं, सुपहाणं बिंति जगगुरुणो ॥ ७ ॥”

*

‘શાસ્ત્રોમાં આલંબનો બહુ પ્રકારનાં કહેલાં છે, તો પણ જગદ્‌ગુરૂ શ્રી જિનેશ્વરદેવો નવપદના ધ્યાનને સર્વથી પ્રધાન કહે છે.’

તે કારણથી—

“ अरिहंसिद्धायरिया, उज्झाया साहुणो अ सम्मत्तं ।
नाणं चरणं च तवो, इय पयनवगं मुणयव्वं ॥ ८ ॥ ”

*

‘૧-શ્રીઅરિહંત, ૨-સિદ્ધ, ૩-આચાર્ય, ૪-ઉપાધ્યાય, ૫-સાધુ, ૬-સમ્યક્ત્વ, ૭-જ્ઞાન, ૮-ચારિત્ર અને ૯-તપ.’-આ નવ પદો જાણવા યોગ્ય છે.’

*

આ ઉપરથી સમજી શકાશે કે-ઉત્તમ ક્ષેત્ર અને ઉત્તમ કુલ આદિથી સહિત એવા મનુષ્ય જન્મને અને તેમાં પણ સદ્‌ગુરૂના સમાગમને પામીને, મદ્ય એટલે નશો કરનારી વસ્તુઓ, પાંચે ઇંદ્રિયોના શબ્દાદિક વિષયો, ક્રોધ-માન-માયા-અને લોભરૂપ કષાયો, નિદ્રા અને રાજકથા-દેશકથા-સ્ત્રીકથા તથા ભોજનકથા રૂપ વિકથાઓને આધીન થવું એ યોગ્ય નથી: પણ તે પાંચે પ્રમાદો, કે જે આ સંસારમાં રખડાવનાર હોવાથી મહાકષ્ટના કારણરૂપ છે તેનો ત્યાગ કરીને, સદ્ધર્મની સેવામાં ઉદ્યમ કરવો એજ સુયોગ્ય છે અને તેનું કારણજ એ છે કે-ધર્મના સેવન વિના આ ભયંકર સંસારસાગરમાંથી આત્માનો નિસ્તાર કોઈ પણ રીતે થઈ શકે તેમ નથી અને ધર્મની

સામગ્રી જેવી મનુષ્યજન્મમાં મળી શકે છે, તેવી અન્ય કોઈ પણ જન્મમાં મળી શકતી નથી. મનુષ્યજન્મ પણ જો અનાર્યદેશાદિકમાં મળે અથવા આર્યદેશાદિકમાં મળવા છતાં પણ જો સદ્‌ગુરૂનો સમાગમ ન મળે, તો સર્વરીતિએ નિષ્ફલપ્રાય: થઇ જાય છે, કારણ કે–સારી પણ વસ્તુ યોગ્ય સામગ્રીઓના યોગેજ ફળે છે. હવે આવી યોગ્ય સામગ્રીઓ મળ્યા છતાં પણ અનાદિથી પરિચિત થઈ ગયેલા પ્રમાદો જો ન ખસે, તો તે બધીજ સુંદર સામગ્રીઓને સામર્થ્યહીન કરી મૂકે છે, કારણ કે–પ્રમાદો એ ચેતનના ચૈતન્યને હણનારા છે, પણ પ્રમાદને પરવશ થયેલી દુનિયાને એ પ્રમાદોના ત્યાગનો ઉપદેશ રૂચતોજ નથી અને એજ કારણે સુધર્મ સામે પ્રમાદમાં પડેલાઓનો વિગ્રહ સદાને માટે અવિચ્છિન્નપણે ચાલ્યા કરે છે. એમ છતાં પણ શ્રી જિનેશ્વરદેવનું શાસન કાયમ માટે, એ પ્રમાદોના પરિત્યાગ માટે એક સરખી રીતે નિયમિતપણે જોરશોરથી ઉપદેશ, એ વિગ્રહ કરનારાઓની એક લેશ પણ દરકાર કર્યા વિના, આપ્યાજ કરે છે અને એજ કારણે અર્થકામના રસિયાઓને શ્રી જિનેશ્વરદેવનું શાસન સંપૂર્ણ રીતિએ રૂચિકર થતું નથી. શ્રી જિનેશ્વરદેવનું શાસન મુમુક્ષુ આત્માઓને ઉદ્યમપ્રધાન બનાવવા ઇચ્છે છે : કારણ કે–અનાદિકાલથી સંસારમાં રૂલાવનારા પ્રમાદોની સામે ઉદ્યમપ્રધાન બન્યા શિવાય બીજો કોઈ ઉપાયજ નથી. મુક્તિ માટે મન, વચન અને કાયાનો સુપ્રયત્ન વેગપૂર્વક હોય, તોજ મોક્ષ મળી શકે તેમ છે. દુનિયાદારીના પ્રયત્નોની સફળતા ભાગ્યાધીન છે. શ્રીમતી મદનાસુંદરીએ ભાગ્યની પ્રધાનતા સ્વીકારી ત્યાં એ વાત દુન્યવી હતી, તે ધ્યાનમાં રાખવાનું છે. પાંચે કારણો પૈકીના એક પણ કારણને યોગ્ય રીતે જે ન સ્વીકારે તે મિથ્યાદષ્ટિ છે. જ્યાં જે કારણની મૂખ્યતા હોય, ત્યાં તે મૂખ્ય ભલે ગણાય–પણ માનવાં તો સઘળાંજ પડે. સમ્યગ્દષ્ટિ આત્મા મોક્ષની સાધના માટે ઉદ્યમને પ્રધાન માનનાર છે.

*

આખી દુનિયા પ્રમાદમાં તો પડેલીજ છે. એને અર્થકામમાં રક્ત થવા કહેવાની કશીજ જરૂર નથી અને એ માટેજ મહાપુરૂષો પ્રમાદમાત્રનો ત્યાગ કરી, ધર્મમાંજ ઉદ્યમ કરવાનું ફરમાવે છે. એ ધર્મના–'દાન, શીલ, તપ અને ભાવ'–આ ચાર પ્રકાર છે અને તેમાં પણ ભાવ વિનાનું દાન પણ સિદ્ધિનું સાધન નથી, ભાવ વિનાનું શીલ પણ નિષ્ફળ છે, અને ભાવ વિનાનો તપ પણ સંસારને વધારનાર છે, એટલે કે–ભાવનેજ શુદ્ધ બનાવવાની જરૂર છે અને તે ભાવ મનને આધીન છે: તથા મન એવું ચંચલ છે કે–તે યોગ્ય આલંબન શિવાય વશમાં આવી શકે તેમ નથી, માટે શુદ્ધ ધર્મની ઇચ્છાવાળા મુક્તિના કામી આત્માએ સર્વપ્રધાન આલંબનરૂપ, શ્રી અરિહંતાદિક પદોનું સ્વરૂપ જાણવાનો અને જાણ્યા પછી તેની આરાધના કરવાનો પ્રબળ ઉદ્યમ કરવો એ જરૂરી છે.

## મન જીતવા માટેનાં આલંબનો—

કારણ કે–દુર્જય એવા મનને જીતવા માટે, નવ પદના ધ્યાન શિવાય એક પણ પ્રધાન આલંબન આ વિશ્વમાં નથી. નવ પદ, એ આ વિશ્વમાં પરમ શુદ્ધ વસ્તુ છે. એના સેવનથી મન શુદ્ધ થાય છે. મોક્ષમાર્ગરૂપ રત્નત્રયી પણ એમાં આવી જાય છે અને એ રત્યત્રયીને દીપાવનાર તપ તથા એ ચારેના યોગે બનેલા પાંચે પરમેષ્ઠિઓ પણ, એ નવપદમાં આવી જાય છે. એ નવપદમાં સાધ્ય પણ છે અને સાધન પણ છે: જેમ 'સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર'રૂપ રત્નત્રયી છે, તેમ 'શુદ્ધદેવ, શુદ્ધગુરૂ અને શુદ્ધધર્મ'રૂપ તત્ત્વત્રયી પણ છે. શ્રી અરિહંત પરમાત્મા અને શ્રી સિદ્ધ પરમાત્મા જ્યારે દેવતત્ત્વમાં છે, ત્યારે શ્રી આચાર્ય ભગવાન્, શ્રી ઉપાધ્યાય ભગવાન્ અને શ્રી સાધુ ભગવાન્ ગુરૂતત્ત્વમાં અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સુ–તપ, એ ધર્મતત્ત્વમાં છે. નવે પદોમાં સૌથી પ્રથમ પદે શ્રી અરિહંત પરમાત્મા છે અને બીજા પદે શ્રી સિદ્ધ

પરમાત્મા છે. 'જે આત્માનાં આઠ કર્મ ખપે, તેજ આત્મા સિદ્ધ પરમાત્મા થાય છે અને શ્રી અરિહંત પરમાત્માને તો ચાર કર્મ બાકી હોય છે, છતાં શ્રી અરિહંત પરમાત્મા પ્રથમ પદે કેમ ?'–આનો ઉત્તર એજ છે કે–'શ્રી સિદ્ધપદની પ્રાપ્તિ પણ શ્રી અરિહંત પરમાત્માને આધીન છે, માટેજ તે પ્રથમ પદે છે.' જેમ સાધ્ય વિદ્યા છે, તે છતાં પણ એ માટે ગુરૂભક્તિ પ્રથમ છે. વિદ્યામાં સમય ઓછો લેવાય તે ચાલે, પણ ગુરૂભક્તિમાં ખામી નજ આવવી જોઇએ, એવું વિધાન શાસ્ત્ર કરે છે. શાસ્ત્ર તો ત્યાં સુધી ફરમાવે છે કે–વિદ્યાના અર્થીએ તો ગુરૂના હૃદયગત ભાવોના પણ જાણકાર થવું જોઇયે, કારણ કે–જ્ઞાન એ ગુરૂને આધીન છે. માટે વિદ્યાર્થીમાં ગુરૂપ્રત્યે વિનય અને બહુમાન તથા તપ વિગેરે બધુંજ જોઇયે, તેમ શ્રી સિદ્ધપદના અર્થી માટે શ્રી અરિહંતપદ ખાસ ઉપાસ્ય છે. માર્ગદર્શક વિના ઇષ્ટ પુરની પ્રાપ્તિ થતી નથી, અને શ્રી અરિહંત પરમાત્મા એ માર્ગદર્શક છે. માટે જ તે પહેલા છે અને શ્રી અરિહંતપદના ઉપાસકનું સાધ્ય સિદ્ધપદ છે. જો સાધ્યરૂપ સિદ્ધપદ ન હોય, તો શ્રી અરિહંતપદની ઉપાસના પણ અર્થ વિનાનીજ થઇ પડે. આથીજ કહેવાય છે કે–જે સિદ્ધપદનેજ ન માને, તેનું તત્ત્વજ્ઞાન એળેજ જાય છે, કારણ કે–એનીજ પ્રાપ્તિ માટે સઘળાં તત્ત્વો માનવાંનાં છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ,–એ નવ તત્ત્વ છે. જે મોક્ષ તત્ત્વને ન માને, તે આઠે તત્ત્વને માનવા છતાં પણ મિથ્યાદષ્ટિ જ કહેવાય છે. આથી સ્પષ્ટ છે કે–સિદ્ધપદની પ્રાપ્તિ માટેજ શ્રી અરિહંત પરમાત્માની ઉપાસના છે. હવે શ્રી અરિહંતદેવ, એ મોક્ષમાર્ગના સ્થાપક છે અને એ માર્ગની સેવાથી જ સિદ્ધપદની પ્રાપ્તિ થાય છે, એટલા જ માટે શ્રી અરિહંત પરમાત્મા, એ પ્રથમ પદે છે અને શ્રી સિદ્ધપરમાત્મા બીજે પદે છે : તે પછી ત્રીજા પદે શ્રી આચાર્ય ભગવાન્ છે, ચોથા પદે શ્રી ઉપાધ્યાય ભગવાન્ છે, અને પાંચમા પદે શ્રી સાધુ ભગવાન્ છે. શ્રી અરિહંતદેવે કહેલું પણ જો

ગણધર મહારાજાઓએ ગુંથ્યું ન હોત અને એ તારકોની નિશ્રામાં રહી સૂત્રપ્રદાન કરનારા ઉપાધ્યાય ભગવાનો ન હોત તથા મોક્ષમાર્ગના સહાયક સાધુ ભગવાનો ન હોત, તો મુક્તિમાર્ગ કેમ ચાલત? હવે એ પાંચે બને ક્યારે? સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, અને સમ્યક્તપ હોય તોજ! સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પણ ફળે ક્યારે? સમ્યક્ચારિત્ર હોય તો! અને સમ્યક્ચારિત્ર પણ સમ્યક્તપ હોય તો જ દીપે. આથી સ્પષ્ટ છે કે–જે આત્માને મન વશ કરી દાનાદિ ધર્મની શુદ્ધ આચારણાદ્વારા મુક્તિપદ સાધવું હોય, તે આત્માને માટે આ નવ પદો પરમ આલંબન રૂપ છે. આવાં શુદ્ધ આલંબનોના આલંબન વિના, મન રખડતું જ રહે છે. અને એ કારણથી આત્મા ભયંકર આપત્તિના હેતુભૂત પ્રમાદોને આધીન થઈ, આ ભયંકર સંસારરૂપ અટવીમાં ભટકીજ મરે છે. આથી જે આત્મા સંસારરૂપ અટવીમાં ભટકવાથી ત્રાસ્યા હોય, તે આત્માઓએ સર્વશ્રેષ્ઠ એવાં એ નવ પદોના આલંબનથી મનને વશ કરી, તે દ્વારા પ્રમાદોને જીતીને અને શુદ્ધ ધર્મનું પાલન કરી અક્ષયસુખના સાધનરૂપ મોક્ષ-પદની પ્રાપ્તિ માટે પ્રબળ પ્રયત્નો કરવાજ જોઇએ.

## સમાનવાદની મૂર્ખતા—

એટલું જાણ્યા પછી કોણ કહેશે કે–શ્રી શ્રીપાલચરિત્ર કે તેના આધારે બનેલા રાસમાં, ત્યાગ કે વૈરાગ્યની અને તેના યોગે થતી દીક્ષાની વાત નથી? આત્માને નિર્મળ બનાવવાની ઇચ્છાવાળા માટે તો જૈનશાસનમાં હરેક અનુયોગમાં એ વસ્તુઓ છે. દરેક આત્માએ આ પરમ આલંબનરૂપ નવે પદો ઉપર અવિચળ શ્રદ્ધા કેળવવી જ પડશે. એ નવ પદ ઉપરની શ્રદ્ધા વિના કોરા 'सोऽहं' તથા 'अर्हं'ના જાપથી તેવો લાભ નહિ જ મળે. જેમ ચિંતામણિ ઇચ્છિત આપે, પણ એને મેળવવા માટે ભાગ્ય જોઇયે, એને ઓળખવાની તાકાત જોઈએ અને એને

આરાધવાની શક્તિ જોઈયે ! એ બધું હોય ત્યારે જ ચિંતામણિ ફળે : ભાગ્યહીનને તો આ બધું ન દેખાય માટે કલ્પિત જ લાગે. તેમ આ નવે પદ ઓળખાય, જણાય કે સમજાય નહિ તથા તેના ઉપર શ્રદ્ધા જ થાય નહિ, તો **'सोहं'** કે **'अर्हं'**નો જાપ કલ્યાણકારી ન જ નિવડે. એટલે શુદ્ધ શ્રદ્ધાપૂર્વક કરવામાં આવતા આ જાપથી કષાયો જાય અને આત્માને શાંતિ થાય, એમાં જરા પણ નવાઇ નથી. જે જે આત્મા શ્રદ્ધાપૂર્વક નવે પદોની આરાધના કરે, તે તે આત્માઓ પોતાના અનંત ગુણોનો આવિર્ભાવ કરી, અનંત સુખના ભોક્તા થઇ શકે છે, કારણ કે–દરેક આત્મા સત્તાગત ગુણોથી સમાન છે.

(પ્રશ્નકાર૦ તો પછી **'नमो लोए सव्वजीवाणं'** કેમ નહિ ?)

દરેક આત્મામાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્ય સત્તાએ તો છે જ. છતાં શ્રી અરિહંત ચોવીસ જ કેમ ? વાસણ ધાતુનાં ઘણાંએ હોય, તેમાં કાટવાળાં પણ હોય અને ઉજળાં પણ હોય, પણ પ્રદર્શનમાં કાટવાળાં ન જ મૂકાય. એ રીતે અહીં પણ પ્રદર્શનમાં કર્મવાળા આત્માઓને ન જ મૂકાય, માટે નવકારમાં એવા પદની સ્થાપના કરવા ઇચ્છનારા તો અજ્ઞાનીઓ જ છે. અને એવાઓને કહો કે–અનંતશક્તિ તો બધામાંજ છે, તો ગધેડાઓને પણ નમો. આત્મા તો બાપ અને છોકરો બેયમાં સમાન છે, માટે બાપ છોકરાને બાપા કહે કે નહિ? સમતા આવે તે રાગદ્વેષના અભાવની દષ્ટિએ ગણે અને લેખે સરખું, પણ કહે કેવું ? વીતરાગ કાચ અને હીરાને પુદ્દગલની દષ્ટિએ ગણે સમાન, પણ કહે શું ? સમાનદષ્ટિ આત્માને એનામાં રાગદ્વેષ ન હોય, પણ વસ્તુનો વિવેક તો ન જ જાય. પરિષદ્માં કેવલજ્ઞાનીઓ છતાં પાદપીઠ ઉપર તો છદ્મસ્થ એવા પણ શ્રી ગણધર ભગવાન જ બેસે. પ્રભુ મહાવીરથી બીજે નંબરે ગૌતમ મહારાજા છે, પણ કેવલી નહિ ! કેવલજ્ઞાનીએ પોતાનું કલ્યાણ સાધ્યું, પણ શાસન ઉપર ઉપકાર તો શ્રી ગણધરદેવ જ કરી શક્યા. સિદ્ધપદે તો અસંખ્યાતા ગયા, પણ મૂર્તિ ચોવીસની

કેમ ? કારણ કે-બધા જ એમની પૂંઠે ગયા, માટે મૂખ્ય તો ચોત્રીસ જ ગણાય. લઢે તો હજારો સૈનિકો, પણ જયનો ચાંદ તો સેનાપતિને જ મળે. આત્મા જેમ મોટો બને તેમ વિવેકી બને. સમાન ભાવ આવે એ વાત ખરી, પણ એથી કાંઇ એ સ્ત્રી (બૈરી)ને મા ન કહે. સમાન ભાવ આવવાથી વિવેકના નાશની વાતો કરનારા ગાંડા છે. કેવળજ્ઞાનીની દૃષ્ટિ (દયાદૃષ્ટિ) મોટા આત્મા તેમજ નિગોદના આત્મા પ્રત્યે સમાન હોય, પણ દેશના કોને દે ? અને સ્વરૂપવર્ણનમાં ભેદ પાડે કે નહિ ? કેવલી, કેવલજ્ઞાની છતાં પરિષદ્‌માં બેસે અને ગણધર-દેવ છદ્મસ્થ છતાં પાદપીઠ ઉપર બેસી દેશના દે, કારણ કે-તેમાં પણ વિવેક છે. બાપની હયાતિમાં દીકરો રાજગાદીએ બેસે, તો ગાદી ઉપર દીકરો જ બેસે અને બાપ સભામાં જ બેસે એમાં નવાઇ શી ? દીકરો (રાજા) સભામાં આવે ત્યારે બાપ પણ ઉભો થાય. ઘરે ભલે એ રાજા બાપની પૂજા કરે, પણ સભામાં કાયદો શો ? દીકરો ગાદી ઉપર હોય અને બાપ આવે તો એને ઉભા થવાની જરૂર નહિ. વર્ત્તમાનમાં પંડિત મોતીલાલ નહેરૂએ શું કર્યું ? પોતાના દીકરા માટે ખુરશી ખાલી કરીને ! પહેલા વર્ષમાં એ પ્રમુખ હતા અને હવે ? પદના સ્થાને અધિકાર હોય જ. તે વિના પદસ્થ ન બનાવાય ! જો એમ સમાનતાની વાતો કરો તો જ્ઞાની કીડીમંકોડીને પણ ભેળા કરી ઉપદેશ કેમ ન દે ? માટે સમાનતાનો ઘેલો અર્થ ન કરતા.

**શ્રી અરિહંતદેવનું દાન—**

જેણે સાધુ, ઉપાધ્યાય, આચાર્ય, અરિહંત, કે સિદ્ધ બનવું હોય, તેણે સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન, સમ્યક્‌ચારિત્ર અને સમ્યક્‌તપ મેળ-વવાંજ જોઇયે.

(પ્રશ્ન૦ તપની શકિત ન હોય તો ?)

ભાવનાથી ધીમે ધીમે મેળવે, ભલે ભવાંતરે મળે, પણ શકિત કેળવે. કહેવત પણ છે કે-આહાર અને નિદ્રા વધાર્યાં વધે અને ઘટાડયાં

ઘટે. પચીસ ચીજ ખાનારો ચોવીસ ખાય: યાવત્-એક ખાય તોયે મરી ન જાય. મુદ્દો એ છે કે-આ શાસનમાં વાંઝણી ભાવના ન ચાલે. અડતાલીશ મીનીટ (નોકારશી)નો તપ કરે, પછી બાવન મીનીટ, એમ વધતે વધતે પોરશી, સાઢપોરશી વિગેરેનો અભ્યાસ કરે તો શકિત આવે, પણ કોરી વાતો કરે એ ન ચાલે. શ્રી અરિહંતદેવ માર્ગના સ્વયં અનુભવી થયા પછી માર્ગદર્શક, માર્ગસ્થાપક બન્યા છે. બીજા આત્માને ગૃહસ્થલિંગે કે અન્યલિંગે પણ કેવળજ્ઞાન થાય, પરન્તુ શ્રી અરિહંતદેવને તો સ્વલિંગેજ કેવળજ્ઞાન થાય. એમનું દાન અખંડિત, શીલ અખંડિત, તપ અખંડિત અને ભાવના પણ ઉંચી ને અખંડિત: એ ચારેને એ પોતે અનુપમ રીતે સેવે. દીક્ષા લીધા પહેલાં એક વર્ષ સુધી સૂર્યોદયથી ભોજન સમય સુધી અખંડપણે દાન દે. 'માગો, માગો'-કહીને જે જે માગે તે તેને દે. લક્ષ્મીને કાંકરાની જેમ ઉડાવે. લક્ષ્મીને ત્યાજ્ય માનીને એવી રીતે ફેંકે કે-જોનારને ત્યાગભાવનો સાક્ષાત્કાર થાય. દેવો લાવી લાવીને આપે અને ભગવાન્ ફેંકયા કરે. પેલા લાવતાં ન થાકે અને આ ફેંકતાં ન થાકે. પેલા ફેંકે છે માટે દેવો લાવે છે. તમે તો તીજોરીમાં ભરો છો, ત્યાં દેવો આપે કયાંથી?

(પ્રશ્ન૦ દેવો લક્ષ્મી લાવે કયાંથી?)

દુનિયામાં લક્ષ્મીનો પાર નથી. માલીકીની લક્ષ્મી ન લાવે. કૃપણની લાવે એમ પણ ન સમજવું. માલીકી વિનાની લક્ષ્મી લાવે. કૃપણની એટલાજ માટે લક્ષ્મી કાંઇ દોષિત નથી. દોષિત તો કૃપણનું હૈયું હતું. કૃપણ ગયો પછી એ લક્ષ્મીમાં વાંધો નથી. અશુદ્ધિ તો કૃપણના હૈયાની હતી. દેવો એવી લક્ષ્મી લાવે કે જેના ઉપર કોઈની પણ માલીકી ન હોય. શ્રી તીર્થંકરદેવ બાર મહિના સુધી આ રીતનું દાન દે, પછી દીક્ષા લે. એમની દાનની ક્રિયાથી તો દુનિયામાં ત્યાગના ફુવારા ઉડતા હતા. શ્રી જિનભગવાન્ દાન અનુકંપાબુદ્ધિએ દે છે.

એમનું દાન દુનિયાની નજર ત્યાગ તરફ ખીંચે છે. દાન તે કે જે જોઇને કૃપણને પણ થાય કે-હું કંગાલ છું. ધર્મની આચરણા તે, કે જેને જોઈને ન પામેલો પણ પામે. શેર દે અને પાશેર માટે આડું જૂએ, એ તેવું દાન નથી. ભગવાને તો ઉદ્‌ઘોષણા કરી કરીને દાન દીધું છે. એ દાતાર એવા કે-યાચકનાં મન તૃપ્ત થઇ જાય. મેમાન જમવા બેસે ત્યાં આગ્રહ કરો, તો ધરાઇ જશે. જમાડનાર જો કૃપણ થાય, તો વરો ડબલ થાય અને વધારામાં અપયશ મળે. જમણવારમાં જો જરા ખૂટયાની વાત સંભળાય, તો એક લાડુ ખાનારો અઢી ખાય, પણ તમામ સામગ્રી ખુલ્લી મૂકાય તો જમનારને ડકાર આવે. ભીખારી પણ દાતારને ત્યાં પછી આવે, કેમકે-એ માને છે કે, એ તો છે જ. એટલે પહેલાં બીજે બધે ફરે. સારા શાહુકારને ત્યાં પડેલા રૂપીયા લેવા કોઇ જાય નહિ: જમા કરાવે પણ ત્યાં કોઇ લેવા જાય નહિ: અને જરા તૂટવાની બૂમ પડે અથવા આજની કાલ કહેવાની શંકા થાય, તો બધા એકી સાથે ત્યાં દરોડો પાડે, આ એક કાયદો છે. એટલે ઉત્તમ આત્માઓની દાનાદિક ધર્મક્રિયાઓ બીજાને પણ ધર્મ પમાડે એવી જ હોય છે અને તેમાંય શ્રી અરિહંતદેવનાં તો દાન, શીલ, તપ અને ભાવ,-એ બધું જ અનુપમ હોય છે.

( પ્રશ્ન૦ ઈચ્છિત આપનાર પ્રભુ પાસે કોઈ સ્ત્રી માગે તો ? )

પ્રભુ પાસે દાન લેવા આવનારની એવી ભાવના થતી જ નથી. એ તો નક્કી જ માનવું કે-દુર્જનની હજારો દુર્ભાવનાઓ સજ્જનો પાસે દબાઇ જ જાય છે. તો પછી શ્રી અરિહંતદેવ જેવા પાસે દાન લેવા આવનારને એવી ભાવના થાયજ શાની ?

## શ્રી અરિહંતદેવ પ્રથમ પદે શાથી ?

શ્રી અરિહંતદેવનો આત્મા છેલ્લે છેલ્લે પણ પૂર્વના ત્રીજા ભવે તો સમ્યક્‌ત્વ પામે જ અને જે શ્રી અરિહંતદેવનો આત્મા ત્રીજા ભવથી પણ પહેલાં સમ્યક્‌ત્વ પામ્યો હોય, તે પણ ત્રીજા

ભવમાં સમ્યક્ત્વ પામેલા હોય તેમની માફક જ ત્રીજે ભવે-' સવી જીવ કરૂં શાસનરસી'-આ ભાવનાના યોગે ' તીર્થંકર-નામકર્મ ' નિકાચે અને તે નિકાચવા માટે વીસે સ્થાનક અથવા એમાંથી અમૂક,-યાવત્ એક તો અવશ્ય આરાધે જ. આ આરાધનાના યોગે-'શ્રી તીર્થંકર નામકર્મ'ને નિકાચિત કરીને આવેલા હોવાથી પોતાના જ્ઞાનદ્વારા જાણેલા સમયે અનગાર બની, ઘોર ઉપસર્ગો અને પરિષહોને સહી, કેવલજ્ઞાન ઉપાર્જ્યા પછી, ધર્મતીર્થની-મોક્ષમાર્ગની સ્થાપના કરે છે. આવા આત્મા શિવાય બીજો આત્મા ધર્મતીર્થની સ્થાપના કરવાની સત્તા ધરાવતો જ નથી અને એજ કારણે એ પ્રથમપદે છે. શ્રી તીર્થંકરદેવ થઇને મુક્તિ પદે જનારા આત્મા બહુ જ થોડા હોય છે. એક એક શ્રી તીર્થંકરદેવની પૂંઠે સંખ્યાબંધ, યાવત્-અસંખ્યાતા આત્માઓ મુક્તિએ ગયા છે, જાય છે અને જશે. એ મહાપુરૂષની એજ મહત્તા છે કે-એમના વિના શાસનની સ્થાપનાજ નથી થતી. શાસનના સ્થાપકજ એ, અને માટે જ એ પહેલા પદે ! એમાં કદી જ ફેરફાર ન થાય.

( પ્રશ્ન૦ જેમ શ્રી જૈનશાસને શ્રી અરિહંતદેવ માર્ગના દર્શક અને સ્થાપક હોવાથી શ્રી અરિહંતદેવને પ્રથમ સ્થાપ્યા, તેમ આજે પણ જેને જે માર્ગ દર્શાવે, તે તેને પ્રથમપદે સ્થાપી શકે કે નહિ ? )

આ પ્રશ્નજ વિલક્ષણ છે. આમાં ઘણીજ ગેરસમજ છે. તે છતાં પણ આજે આ પ્રશ્ન થવો એ સહજ છે, કારણ કે-એવા પણ અજ્ઞાનીઓ અત્યારે છે, કે જેઓએ એવી રીતિએ માનીને પોતાના માનેલા ઉપકારીને એ રીતેજ નહિ, પણ એથીએ અધિક માનવાની મૂર્ખાઇ અને ધીઠ્ઠાઇ સેવી છે. પ્રથમ તો તમારે એ સમજી લેવાનું છે કે-શ્રી જૈનશાસન એટલે એક શાશ્વત્ સ્થાપન: એટલે એમાં કોઇ નવી કલ્પના કરી કે અમૂક પ્રથમ સ્થાપ્યું અને અમૂક પછી સ્થાપ્યું એવું કાંઇ છેજ નહિ : પણ એ બધી જ વસ્તુઓ શાશ્વત્ કાલથી તે સ્વરૂ-

પેજ છે અને અનંતજ્ઞાનીઓએ જે જે સ્વરૂપે છે, તેને તે સ્વરૂપે પ્રકાશિતજ કરી છે, એટલે એ વસ્તુઓ પણ શાશ્વત્ છે અને તેના હેતુઓ પણ શાશ્વતજ છે! માટે એના ઓઠા નીચે પોતાના માની લીધેલા ગમે તેવા ઉપકારીને જો પહેલા પદે લાવવાનું મનાય, તો તો એ શાશ્વત્ નવકારમંત્રને રોજ બદલવો જ પડે, એટલે કે-' જેને શ્રી અરિહંતદેવથી ઉપકાર થાય, તે તો જાણે પહેલું પદ છે, તેમ ને તેમજ કહે. જેને સિદ્ધનું સ્વરૂપ સાંભળીને જ આત્માની જાગૃતિ થાય, તેને સિદ્ધ ઉપકારી ગણાય, માટે એને માટે '**नमो सिद्धाणं**' એ પદ પહેલું: કોઈ ને આચાર્યથી ઉપકાર થાય તે પહેલા પદે '**नमो आयरिआणं**' સ્થાપે અને તેમાંયે અમૂકથી થાય તો અમૂક નામ પહેલાં સ્થાપિ દે અને કોઇને ઉપાધ્યાયથી ઉપકાર થાય, યા કોઇને સાધુથી થાય તથા કોઇને પોતાની સ્ત્રીથી થાય, તો તે તેનું નામ પહેલા પદે સ્થાપે. આથી તો આખું વસ્તુસ્વરૂપજ હણાઇ જાય. કોઇ કોઇ વખત કોઈ કોઇથી ઉપકાર થાય એ બને, પણ એથી કાંઇ એની સ્થાપના અયોગ્ય રીતે પદમાં નજ થાય, કારણ કે-એ સઘળા ઉપકારની જડ શ્રી અરિહંતદેવજ છે: બીજાઓ પણ જે ઉપકાર કરી શકે છે, તે ઉપકાર તે તારકે સ્થાપેલા ધર્મતીર્થના પ્રતાપે જ કરી શકે છે' અને એથી એ તારક જ પ્રથમ પદે છે. સિદ્ધપદ સાધ્યરૂપ હોવાથી, તેમના પછી તરતજ બીજા પદે શ્રી સિદ્ધ પરમાત્મા છે અને તે પછી મૂખ્ય તથા માર્ગના રક્ષક અને પ્રચારક આચાર્ય ભગવાન્ હોવાથી ત્રીજે પદે આચાર્ય ભગવાન્ છે અને તેમની જ નિશ્રામાં રહીને ઉપાધ્યાય ભગવાન્ સૂત્ર-અર્થના પાઠક હોવાથી અને સાધુભગવાનો મોક્ષમાર્ગના સાચા સહાયકો હોવાથી, તેઓજ ક્રમસર ચોથે અને પાંચમે પદે છે. આ ક્રમમાં ફેરફાર જરાએ નજ થાય. જેનો ઉપકાર હોય તેની પ્રત્યે સ્હેજે હાથ જોડાઈ જાય કે માથું નમી જાય તે બને, પણ અમૂક રીતિએ તો અમૂકને જ મનાય, એ મર્યાદાનો લોપ જરા પણ આ શાસનમાં નજ ચલાવી લેવાય. ઉપકારને લીધે સહજ થઇ જતી

નમનાદિ ક્રિયાને અવિનયમાં નથી ગણી : પણ કોઇ કોઇ ઉપર બહુ પ્રેમી બને ને એને જ જિન વિગેરે કહી દે, તે તો આ શાસનમાં નજ ચાલે.

## શ્રી અરિહંતદેવનું સ્વરૂપ.

હવે ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા દેશનામાં આગળ ચાલતાં, શ્રી અરિહંતદેવના ધ્યાનનો ઉપદેશ આપતાં, તે તારકનું સ્વરૂપ વર્ણવતાં ફરમાવે છે કે—

" तत्थऽरिहंतेऽट्ठारस–दोसविमुक्के विसुद्धनाणमए ।
पयडियतत्ते नयसुर–राए झाएह निच्चंपि ॥ १ ॥ "

*

'હે ભવ્ય જીવો ! શ્રી અરિહંત આદિ નવે પદોમાં પ્રથમ પદે રહેલા શ્રી અરિહંતદેવો, કે જે અઢારે દોષોથી વિમુક્ત છે, વિશુદ્ધ-જ્ઞાનમય છે, તત્ત્વોને પ્રકટ કરનાર છે અને સુરેશ્વરો પણ જેઓની આગળ નમી પડેલા છે, તેઓનું તમે હંમેશાને માટે પણ ધ્યાન કરો.'

*

આવા ગુણમય શ્રી અરિહંત થનારા આત્માઓજ આ વિશ્વમાં અન્ય મુક્તિગામિ આત્માઓ કરતાં અલ્પ હોય છે. આ પુણ્યાત્મા-ઓની યોગ્યતાજ કોઈ વિશિષ્ટ પ્રકારની હોય છે. એ યોગ્યતાના યોગે તે આત્માઓ એવા થઈને શ્રી અરિહન્ત થાય છે, કે જેના યોગે તેઓનું સ્વરૂપ વચનાતીત થઇ જાય છે. તે પુણ્યાત્માઓ માતાના ગર્ભમાં પણ વિશિષ્ટ પ્રકારનાં–' મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન '–આ ત્રણે જ્ઞાનોને સાથે લઇને જ આવે છે અને એથી તે પુણ્યાત્માઓ, પોતાના–' ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ' કલ્યાણકના સમયને ઘણીજ સારી રીતિએ જાણે છે. તે પુણ્યાત્માઓના એ પાંચે પ્રસંગો કલ્યાણક તરીકે ઓળખાય છે અને તે પાંચે પ્રસંગો

બને તે સમયે, ત્રણે લોકમાં ઉદ્યોત થાય છે અને પરમદુઃખમાં પડેલા નારકીના જીવોને પણ સુખ થાય છે. આ પાંચે પ્રસંગો ઇંદ્રો પોતાના સિંહાસનના કંપવાથી જાણે છે અને તેઓ પણ એ પાંચે પ્રસંગોને ઘણાજ ઠાઠથી ઉજવે છે અને શ્રી નંદીશ્વરદ્વીપમાં જઇને મહામહોત્સવ કરે છે. આ તારકોનો એકેએક પ્રસંગ જગતના જીવોને કોઈ અનેરીજ વિશિષ્ટતાઓનું પ્રદર્શન કરાવે છે અને ભવ્ય જગત્ માટે એક એવું તરવાનું સાધન–ધર્મતીર્થ સ્થાપે છે, કે જેની સરસાઇ કરવાને જગતનું એક પણ દર્શન હામ નથી બીડી શકતું: એટલુંજ નહિ પણ ઇતર દર્શનોમાં જે કંઈ કંઇ સારૂં દૃષ્ટિગોચર થાય છે, તે પણ આ તારકે સ્થાપેલા ધર્મતીર્થનું જ છે, પણ બહારનું નથી: અર્થાત્–સર્વ કલ્યાણના પ્રરૂપકો યા કલ્યાણકારી માર્ગમાત્રના સ્થાપકો, આ તારકો શિવાય અન્ય કોઈ પણ આત્માઓ છેજ નહિ, એ એક સુનિશ્ચિત વાત છે.

## શ્રી તીર્થંકરદેવોના વાદ ન હોય!

આથીજ કહેવું પડે છે કે–આ તારકોએ શ્રી તીર્થપતિ થવાના ભવમાં શું કર્યું, તે જાણીને તેવુંજ કરવાના ચાળા કરવાનો અધિકાર આપણને નથી. આપણે તો તે તારકોની આજ્ઞાનું પાલન કરીએ એજ બસ છે. તે પુણ્યપુરૂષોએ એવી આરાધના કરી છે કે–એક સરખી નામના પામીને નીકળે છે, ઝળકીને બહાર આવે છે. પોતે સ્વયંસંબુદ્ધ હોય છે. એ તારકો તો સંસારમાં રહે છે તો પણ પુંડરિક કમલની માફક નિર્લેપપણે રહે છે. એ તારકોનો ભોગનો ભોગવટો તે પણ કર્મક્ષય માટે છે. માંદાને રોગના નાશ માટે જેમ દવાની પડીકી છે, તેમ એમને ભોગો તથા સ્ત્રીઆદિ પરિવાર વિગેરે ભોગરોગના નાશ માટે દવાની પડીકી જેવાં છે: કારણ કે–તે તારકો ભોગોને રોગો તરીકે ચિંતવે છે અને એવી વિશિષ્ટ એવા વૈરાગ્યવાળી દશા બીજાને નથી હોતી. 'સવી જીવ કરૂં શાસનરસી'–એ ભાવનાથી

શ્રી તીર્થંકર–નામકર્મ બાંધીને આવ્યા છે, ત્યાં બીજી ભાવના ટકકર મારી શકતીજ નથી. આથી સ્પષ્ટ છે કે–એ લોકોત્તર મહાપુરૂષોના વાદ ન થાય : માત્ર એ તારકો પ્રત્યે ભકિતભાવ પેદા કરવા માટે એ તારકોની જીવનચર્યા જાણવા જેવી, વિચારવા જેવી અને મનન કરવા જેવી છે અને એજ માટે મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજા એક સ્તવનમાં સ્તવે છે કે—

**"તાહરી ગત તું જાણે હો દેવ !**
**સમરણ ભજન તે વાચક યશ કરેજી."**

*

અને કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પણ શ્રી વીતરાગસ્તોત્રમાં સ્તવના કરતાં કહે છે કે—

"नारका अपि मोदन्ते, यस्य कल्याणपर्वसु ॥
पवित्रं तस्य चारित्रं, को वा वर्णयितुं क्षमः ॥ १ ॥"

*

'જેનાં કલ્યાણપર્વોમાં નારકીયો પણ ખૂશી થાય છે, તેના ચારિત્રને વર્ણવવા માટે કોણ સમર્થ છે?' અર્થાત્–કોઈ પણ નથી.

*

ત્રણે જ્ઞાનને સાથે લઇને આવેલા અને સર્વશક્તિસંપન્ન એવા આત્માઓના વાદ પામરો કરવા બેસે, એ કેમજ નભે ! જે તારકો પોતાની સર્વ સ્થિતિ જાણે, તેઓ જેમ જાણે તેમ આચરે, તે પ્રમાણે બીજાથી કેમજ અચરાય ! પરણવા માટે અતિ આગ્રહ કરતા અને તેમાં શ્રી ઋષભદેવસ્વામિ આદિનું દૃષ્ટાંત આપી પરણવાનું સમર્થન કરતા, પોતાના પિતાને શ્રી નેમનાથસ્વામિએ કહ્યું હતું કે–'તેઓને ભોગાવલિ કર્મ બાકી હતાં અને મારે નથી, તેમજ સંસારમાં રખડાવનાર વિવાહ પ્રત્યે આટલો બધો આગ્રહ શો ?' અને

કૃષ્ણજીએ જ્યારે-'રાજીમતિમાં રૂપની ન્યૂનતા નથી, તું પણ યુવાન છે, તો તને વૈરાગ્ય શાથી થયો ? વળી માબાપને દુઃખી કરીને જવું એ તારા જેવા વિવેકી પુત્રને યોગ્ય નથી.'-આવા આશયનું કહ્યું, ત્યારે તેના ઉત્તરમાં ભગવાન્ શ્રી નેમનાથસ્વામિજીએ કહ્યું કે-'મને તો આ ભવ જોઇને વૈરાગ્ય થાય છે. વળી જો કોઇનું દુઃખ કોઈથી છેદાતું હોય તો માતાપિતા માટે વિવેકી પુત્રો પ્રાણો પણ આપે, પણ તેમ થતું નથી: કારણ કે-પુત્રોની હયાતિમાં પણ જન્મ, જરા અને મૃત્યુ વિગેરે દુઃખો માતાપિતાને પોતાને ભોગવવાં પડે છે, તેમાંથી કોઈજ રક્ષણ કરી શકતું નથી અને મારી જરૂર માતપિતાને દૃષ્ટિના આનંદ માટે હોય, તો મારા વિના પણ 'મહાનેમિ' વિગેરે સુખના હેતુભૂત પુત્રો છે: બાકી હું તો હવે તો સંસારમાર્ગના ગમનાગમનથી ઘરડા મુસાફરની માફક થાકયો છું, માટે હું તો સંસારમાં રખડવાના કારણભૂત કર્મોના ઉચ્છેદ માટેજ યત્ન કરીશ.' આ રીતે તેઓ જ્ઞાની હોવા છતાં કહે છે અને ચાલી નીકળે છે. પોતાને ભોગાવલિ છે કે નહિ તે પણ શ્રી જિનેશ્વરદેવો તો જાણી શકે છે. આવાના વાદ બીજાથી કેમજ લેવાય ? દેખતાને દોડતા સાંભળી આંધળાઓ પણ જો દોડે, તો તેઓ તો ભટકાઇજ મરે, એમાં શું આશ્ચર્ય ? માટે સીધી રીતે અને સુખપૂર્વક ધર્મની આરાધના કરવી હોય તો શ્રી જિનેશ્વરદેવના વાદ ન કરતાં, માત્ર એ તારકોની આજ્ઞાજ સેવો, કારણ કે-એ તારકોની આજ્ઞાજ તારણહાર છે. પણ આજના વિષયલંપટો તો કહે છે કે-'ભગવાન્ પરણ્યા તો અમે કેમ ન પરણીએ ?' પણ-'એ તો પરણ્યા છતાં વિરાગી રહી શકયા હતા.'-એ જાણો છો ? અને જો ભગવાને કરેલુંજ કરવાનું હોત, તો તો દ્વાદશાંગી પણ કહેવાની શી જરૂર હતી ? માત્ર ભગવાનનું જીવન લખત અને કહેત કે-એમજ કરવું: અને તેમ થયું હોત તો કોઈ પણ મુક્તિ ન સાધી શકત અને વધુમાં-'શ્રી ઋષભદેવસ્વામિના શાસનમાં માતાને રોવરાવીનેજ દીક્ષા લેવાનું ગણાય અને ભગવાન્ શ્રી

મહાવીરસ્વામિના શાસનમાં માબાપ જીવે ત્યાં સુધી ન જ લેવાય અને ત્રીસે વર્ષે તો લેવીજ પડે એમજ મનાય.'–માટે એમના વાદ કરવાની વાતજ ગાંડાઇભરેલી છે : સમજો કે–શ્રી જિનેશ્વરદેવની તો બધીજ ક્રિયાઓ નિયત છે, માટે એમના તો વાદ નજ હોય. 'રાજા મુસાફરી જવાનો હોય એને તો સ્પેશીયલ ટ્રેઇન હોય, રસ્તામાં જંક્શને જંકશને એને માટે તો તમામ માનપાનની, ભોજન ઇત્યાદિની સામગ્રીઓ હોય.'–આથી કોઇ મૂર્ખો એના વાદ કરવા ઇચ્છે તો શું વળે ? શ્રી જિનેશ્વરદેવની તો ત્રીજા ભવથી (તીર્થંકર–નામકર્મ નિકાચ્યું ત્યારથી) બધી ક્રિયાઓ નિયત થઇ ગઇ છે. દીક્ષાના સમય પહેલાં એક વર્ષ પહેલાં લોકાંતિક દેવો આવેજ, ભગવાન્ વાર્ષિક દાન દે, ઇંદ્રો મહોત્સવ કરે અને ભગવાન્ દીક્ષા લે. કોઇ કહે કે–'ભગવાન્ જેવો વરઘોડો નીકળે તોજ દીક્ષા લેવી'–તો એ બને ? ભગવાનને બેસવા તો ઇન્દ્રો શિબિકા લાવે છે, જ્યારે આજ તો દીક્ષાની પાલખીને ભાગનારા પાકયા છે : દીક્ષાના સમાચાર મળે કે–ધાંધલ કરનારા નામચીનો તૈયારજ છે : કાંઇ ન ફાવે તો છેવટે, ફાટેલા કાળા કોટને ફાડીને કાળો વાવટો પણ ધરે અને નાક કાપીને પણ અપશુકન કરે એવા પણ પડયા છે : ત્યાં થાય શું ? માટે એ તારકોના વાદ કરવા પાલવેજ નહિ. શ્રી જિનેશ્વરદેવ જેવા પણ સંયમી થવા ગયા, ત્યારે આંસુ પાડનારા હતા. એ મહર્ષિ તો જિનલિંગેજ વિચરે, રજોહરણાદિ પણ એમની પાસે ન હોય અને કેવલજ્ઞાન થાય ત્યાંસુધી સ્થિર આસને બેસે પણ નહિ : હવે કહો કે–બીજાથી એ બને ? 'ભગવાન્ પાળે એમ પાળે તેજ સંયમી'–એવું જો હોય, તો તો મુક્તિએ ચોવીસ જ જાય, પચીસમો કોઇ ન જાય : કારણકે–છદ્મસ્થકાલમાં કાયમ ઉભા તો એજ રહે ! બીજા માટે એમ જો હોય, તો તો તેઓને તો ઓઘો પાછોજ આપવો પડેને ? પોતે કરપાત્રી છે. ખોબામાં સાગરના સાગર ભરાય તોયે શિખા થાય, પણ એક ટીપું નીચે ન પડે. લબ્ધિ વિના કરપાત્રી થવાની આજ્ઞા નથી. એ રીતે ત્યાં ને ત્યાં

આહાર કરીને વળી ઘોર તપશ્ચર્યા આદરે અને ગમે તેવા ઉપસર્ગોને પણ સહે. એવા તારક શ્રી તીર્થંકરદેવોના વાદ લેવાય, તો તો બીજાઓ માટે દીક્ષા બંધજ થઈ જાય. એમની પાસે ઓઘા નહિ, માટે બીજાએ પણ તે ન રાખવા એવો કાયદો ન જ થાય. બીજાઓએ તો તે તારક શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા જ પાળવાની છે. વળી એ તારક 'માબાપની આજ્ઞા વિના દીક્ષા ન જ લેવાય એમ પણ કહે ?'–નહિ જ, કારણ કે–'મરી જાય તોયે આજ્ઞા ન આપે એવાં પણ માબાપ હોય છે'–એમ તે તારકો ન્હોતા જાણતા એમ નહિ, પણ જાણતા જ હતા અને એથી તે તારકોએ દરેક જાતની સુંદર મર્યાદાઓ દર્શાવી છે અને એથી સમજી શકાય તેમ છે કે–શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી વિરૂદ્ધ ન વર્તે તે માબાપ યોગ્ય અને એમની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તનાર માતા એ વસ્તુતઃ માતા નથી, પિતા એ પિતા નથી અને ગુરૂ એ ગુરૂ પણ નથી ! આજના મૂર્ખો તો એવા છે કે–વાદ અરિહંતદેવના કરવાનું કહે છે અને પાછું તેમને કેવલજ્ઞાન તો ઘરમાં રહીને જ લેવું છે. એથી તો તેઓ 'શ્રી અરિહંતદેવને કેવલજ્ઞાન ઘરમાં નહોતું થયું'–આ વાત યાદ જ નથી કરતા, કારણ કે–ફાવતું લેવું છે ! ફાવતું લેવાની તો સુંદર આવડત છે અને એથી 'ભગવાન્ શ્રી મહાવીરદેવે માબાપ જીવ્યાં ત્યાંસુધી દીક્ષા ન લીધી એ માન્ય, એ વાત તો લેવાની જ, એટલે માબાપ જીવે ત્યાં સુધી દીક્ષા ન જ લેવાય :' પણ માબાપ મરી ગયા પછી દીક્ષા લેવી જ એ પાછો કાયદો નહિ ! કહો, ફાવતું લેવાની કેવી સુંદર કળા ! એમણે પોતાની ધર્મપત્ની યશોદાને મૂકીને દીક્ષા લીધી અને યશોદાને પૂછયું પણ નથી. છતાં આજે કોઇ પત્નીને મૂકીને સંયમી થતો હોય, તો તેની સામે તો કોલાહલ ચાલુ જ. આવી આજની દુર્દશા છે ! ! બાકી આપણે તો એવો વાદ કરનારાઓને કહીએ છીએ કે–શ્રી જિનેશ્વરદેવના વાદ કરી શકો તો અમે તો તમને પણ હાથ જોડીએ, પણ તે થઇ શકે તેમજ નથી : માટે જ આટલું આટલું કહીએ છીએ.

ક્યાં છે તે તારક જેવી માબાપ પ્રત્યેની તમારી ભક્તિ! પણ એ એવા પુણ્યશાળી હોય છે કે-તેમના ગર્ભમાં આવવાથી તેમની માતાનું ઉદર પણ ઉંચું નથી થતું. એમના યોગે માતાને જરા પણ તકલીફ ન થાય અને તમારા યોગે તો તમારી માતાની કયી દશા થઇ હતી તે પૂછજો! શ્રી જિનેશ્વરદેવ જેવા થવું હોય-એવા વાદ કરવા હોય, તો ફરીને ગર્ભમાં જાઓ અને માતાને જરા પણ તકલીફ ન આપો. બનશે? બને તો કરી બતાવો. શ્રી તીર્થંકરદેવને તો દૂધ પાવાની મહેનત પણ એમની માતાને નથી કરવી પડતી: એ તારકોએ તો કદી પણ પોતાના મળ ધોવાની મહેનત માતાને આપી નથી: તમે તો માતાનાં કેટલીય વાર કપડાં બગાડયાં હશે! શ્રી તીર્થંકરદેવની માતાને પ્રસૂતિની વેદના જરા પણ ન થાય અને તમારાથી વેદના એવી કે-તે તે જ જાણે. શ્રી તીર્થંકરદેવની માતાને તે ગર્ભમાં આવે કે તરત મનોહર સ્વપ્નાં આવે અને તમારી માતાને? જેઓ ગર્ભમાં આવે ત્યારથી જ માતાને તકલીફ, જન્મતાં ય તકલીફ અને જન્મ્યા પછી પણ ભયંકર તકલીફોને આપનારાઓ છે, તેઓમાંના શ્રી તીર્થંકરદેવના વાદ કરવા નીકળ્યા છે! એવાઓની ધૃષ્ટતાનું વર્ણન કેટલું થાય!!

*

શ્રી જિનેશ્વરદેવની તેવી એક પણ ક્રિયા જો શ્રી ગણધરદેવો પણ નથી કરી શકયા, તો તમે ને અમે કોણ? માટે તે તારકોની તો આજ્ઞા જ માનવાની. તે તે તે અને આપણે તે આપણે! એમનાં દાન, શીલ, તપ અને ભાવ કયાં અને આપણાં કયાં! આજ તો એક પાનપટ્ટી ખવરાવે તે ચાર ખાવા માટે! એક નાત કરે તે બધાને સંભળાવે અને કોઈ ન કરી શકયો હોય એનો જીવ લે. આવા સર્વ રીતિના પાંગળાઓએ ખોટા વાદ કરવાનું છોડી દઇ, શ્રી જિનાજ્ઞાના પાલનમાં સફળ થવું, એ જ શ્રેયસ્કર છે.

*

વળી કેટલાક કહે છે કે–'ભગવાન્ જબરા હતા અને આપણે માયકાંગલા છીએ, માટે બળવાન થવાના પ્રયત્નો કરવા જોઇએ અને તે આપણો ધર્મ છે!' એવાઓને કહો કે–ભગવાન્ કૂદીકૂદીને જબરા નથી થયા, પૂર્વેથી જ તૈયાર થઇને આવ્યા હતા: ઘોર સંયમના પાલનથી વીર્યાંતરાય તોડીને પરાક્રમી થયેલા હતા અને જન્મતાં જ મેરૂ કંપાવ્યો હતો. તમે તો એવી આરાધના કરીને આવેલા, કે જેથી જન્મતાં તમને તો પોતાને જ કંપ–વા થયેલો, છતાં શ્રી જિનેશ્વરદેવ જેવાની સાથે વાદ કરવાની વાત કરતાં શરમ નથી આવતી? જે તારકના પુણ્યનો પાર નહિ અને જેના વૈરાગ્યનો છેડો નહિ તથા ઇંદ્રો જેની સેવા કરે છતાં હૈયામાં જેને ઉત્સેક નહિ, તે તારકની સાથે નર્યા અજ્ઞાની, અહિંસાને નામે ઘોર હિંસાનો પ્રચાર કરનારા, અને વાતાવાતમાં પોતાની જ મહત્તા ગાનાર તથા માર્ગાનુસારિપણાથી પણ દૂર એવાની સરખામણી કરનારા, ખરેખર પોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન ખૂલ્લું મૂકવા સાથે, પોતાના અમૂલ્ય જીવનને બરબાદ કરવાનું કાર્ય કરે છે. આજ તો કોક સારો આદમી જરા માનથી બોલાવે, તો એ આદમી ક્યાંઈ માય નહિ અને પણે તો ઇંદ્રો પોતે સેવા માગે છે! એવું તો એમનું પુણ્ય અને જેની જોડી પણ ન મળે એવો વૈરાગ્ય! એવા પ્રભુની સાથે કોઈ પામરની સરખામણી કરવાના ચાળા કરવા એ નરી બાળચેષ્ટા શિવાય બીજું છે પણ શું?

*

કોઈ કહે છે કે–'એમણે બાલ્યવયમાં દીક્ષા નથી લીધી તો બીજાથી કેમ લેવાય?' પણ તેઓ સમજતા નથી કે–ન લેવાય એમ તે તારકે નથી કહ્યું, એટલું જ નહિ પણ લેવાય એમ કહ્યું છે અને પોતે છ વરસના બાળકને દીક્ષા આપી પણ છે. વળી વિદ્યાર્થીઓ એવા ચુંમાલીસસોને એકી સાથે દીક્ષા આપી છે અને તેમાંના કોઈ પણ કોઈની આજ્ઞા લેવા ગયા નથી.

*

એ ત્રણ લોકના નાથનો વાદ ન કરાય. એમની તો એક એક ક્રિયા સાંભળીને અંગ ધ્રૂજી ઉઠે તેમ છે. દીક્ષા લીધા પછી કેવલ ન થાય ત્યાંસુધી ઉભા જ રહે, તપ પણ ઘોર કરે, અને ઘોર ઉપસર્ગ તથા પરિષહોને સહે, પણ ડગે જ નહિ. આ તાકાત સાથે વાદ ન જ કરાય અને ગાદી ઉપર બેસતાં પણ જે થાકી જાય, તેવા પામર સાથે તે તારકની સરખામણી પણ ન કરાય.

*

પણ આ બધી જ વાતો જેઓ સમજી શકે તેઓને માટે જ છે. બાકી જેઓ યદ્વાતદ્વા બકનારાઓ જ છે અને તેમાં જ કલ્યાણ માનનારાઓ છે, તેવાઓ માટે નથી: કારણ કે–તેવાઓ તો દુર્ગતિમાં જવા માટે જ મનુષ્યપણામાં આવેલા છે, માટે કેવલ ઉપેક્ષાને જ પાત્ર છે: નહિ તો બધી જ વાતો જો સમજવા ધારે, તો તેઓથી પણ સમજી શકાય તેવી છે. માટે તેવાઓ પણ સમજે તો તો સારું, પણ તમે તો બરાબર સમજો અને અર્થિઓને સમજાવો તથા આવા તારકના શાસનને પામી, બની શકે તેટલું તે તારકની આજ્ઞાઓનું પાલન કરી, મળેલા આ દુર્લભ માનવજીવનની સાર્થકતાને સાધી લ્યો: કારણ કે–આત્મકલ્યાણનો એ જ એક રાજમાર્ગ છે.

## પ્રથમ વ્યાખ્યાન સમાપ્ત.

# વ્યાખ્યાન ૨ જું.

ચૈત્ર-શુક્લા અષ્ટમી : વીર સં.-૨૪૫૬.
તારીખ-૬ : ઍપ્રીલ : સને ૧૯૩૦, રવિ.

## જિનેશ્વરની સરખામણી જિનેશ્વર સાથે જ થાય!

આપણે કાલે જોઇ ગયા કે-' પરમાત્મા શ્રી મહાવીરદેવના પ્રથમ ગણધર ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી, પ્રભુની આજ્ઞાથી ' રાજગૃહ ' નગરના ઉદ્યાનમાં પધાર્યા અને ત્યાં દેશના સાંભળવા આટે આવેલો, શ્રી શ્રેણિક મહારાજા આદિ નગરીનો લોક-સમૂહ, પ્રદક્ષિણાપૂર્વક નમસ્કાર કરીને ઉચિત ભૂમિએ બેઠા પછી, પરોપકારમાં જ એક તત્પર એવા તે પરમર્ષિએ, સજલ મેઘના જેવા ગંભીર સ્વરે ફરમાવ્યું કે-' હે મહાનુભાવો ! પુણ્યના વશથી આર્યદેશ, આર્યજાતિ અને આર્યકુલમાં અતિશય દુર્લભ એવું મનુષ્યપણું અને તેમાં પણ સદ્ગુરૂનો યોગ પામ્યા પછી, ભયંકર આપત્તિને લાવનાર મદ્યાદિક પાંચે પ્રકારના પ્રમાદનો એકદમ ત્યાગ કરીને, ઉત્તમ પ્રકાર-રના ધર્મકર્મમાં સમ્યક્ પ્રકારે ઉદ્યમ કરવો એ જ યોગ્ય છે : 'દાન, શીલ, તપ અને ભાવ'-આ ચાર ભેદથી ધર્મ ચાર પ્રકારનો છે, અને તે સર્વ શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશ્યો છે. એ ચારે પ્રકારના ધર્મમાં પ્રથમ દાનરૂપ ધર્મ પણ, મૂર્છાના ત્યાગાદિકરૂપ ભાવ વિના શિવ-સુખના સાધનરૂપ થતો નથી : ભાવની સુંદરતા વિનાનું શીલ પણ નિષ્ફલ : અને 'અનાહારીપદની ઇચ્છારૂપ' ભાવ વિનાનો તપ પણ સંસારની વૃદ્ધિનું જ કારણ છે, માટે પોતાના ભાવને જ સુવિશુદ્ધ બનાવવો એ યોગ્ય છે. પણ ભાવની શુદ્ધિ મનને આધીન છે અને એ મન આલંબન વિના અતિશય દુ:ખે કરીને જીતાય તેવું છે અને એથી જ, એટલે કે-તે મનને વશ કરવા માટે સાલંબન ધ્યાન કહેલું છે અને શાસ્ત્રોમાં જો કે-બહુ પ્રકારનાં આલંબનો વિદ્યમાન છે, તે

છતાં પણ જગદ્‌ગુરૂ શ્રી જિનેશ્વરદેવોએ નવપદના ધ્યાનને સુપ્રધાન આલંબન તરીકે વર્ણવ્યું છે, કારણ કે-'શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન, સમ્યક્‌ચારિત્ર અને સમ્યક્‌-તપ'-આ નવ પદો, શ્રી જિનેશ્વરદેવના ધર્મમાં સારભૂત અને કલ્યાણનાં કારણ હોવાથી, વિધિપૂર્વક આરાધવા યોગ્ય છે.'

*

આલંબનની શુદ્ધિ, એ ચિત્તશુદ્ધિનું પરમ કારણ છે અને આ વિશ્વમાં એ નવ પદ જેવું કોઇ શુદ્ધ આલંબન નથી. દેવ, ગુરૂ અને ધર્મ,-એ ત્રણે તત્ત્વો આ નવપદમાં સમાઇ જાય છે. શ્રી અરિહંતદેવ અને શ્રી સિદ્ધ પરમાત્મા,-એ બે પદો દેવતત્ત્વ છે: શ્રી આચાર્ય ભગવાન્, શ્રી ઉપાધ્યાય ભગવાન્ અને શ્રી સાધુ ભગવાન્,-ત્રણ પદો ગુરૂતત્ત્વ છે: અને સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન, સમ્યક્‌ચારિત્ર અને સમ્યક્‌તપ,-એ ચાર પદો ધર્મતત્ત્વ છે. એ નવે પદોમાં સૌથી પ્રથમ પદે શ્રી અરિહન્તદેવો છે: કેમકે-મોક્ષમાર્ગના સ્થાપક એ છે. જો કે શ્રી સિદ્ધ ભગવાનો ગુણે એમનાથી વિશિષ્ટ છે, કારણ કે-શ્રી અરિહંતદેવને તો ચાર પ્રકારનાં અઘાતી કર્મ બાકી હોય છે, ત્યારે શ્રી સિદ્ધ ભગવાનને તો આઠે કર્મોનો ક્ષય થયેલો હોય છે, પણ આખી દુનિયાના ઉપકાર માટે મોક્ષમાર્ગના સ્થાપક તો શ્રી અરિ-હંતદેવ જ છે: અવ્યાબાધપદ પણ શ્રી સિદ્ધ પરમાત્મા પામ્યા હોય છે અને શ્રી અરિહંતદેવને તો એ પદ પામવાનું હોય છે, તે છતાં પણ એ પદ પામવાનો જે માર્ગ, તેના સ્થાપક શ્રી અરિહંતદેવ હોવાથી પ્રથમ પદે તે છે. જેટલા આત્માઓ અત્યાર સુધીમાં મુક્તિ-પદને પામ્યા, વર્ત્તમાન સમયમાં શ્રી મહાવિદેહ ક્ષેત્રોમાં પામી રહ્યા છે અને ભવિષ્યમાં જે આત્માઓ પામશે, તે સઘળા શ્રી અરિહંત-દેવોએ સ્થાપેલા શાસનની નિશ્રાએ જ પામ્યા છે, પામે છે અને પામશે. શ્રી અરિહંતદેવની નિશ્રા વિના ન થવાય સિદ્ધ, ન થવાય

ઉપાધ્યાય કે ન થવાય સાધુ અને ન આવે સમ્યગ્દર્શન, ન આવે સમ્યગ્જ્ઞાન, ન આવે સમ્યક્ચારિત્ર કે ન આવે સમ્યક્તપ! આ જ કારણે આપણે તો, એટલે કે–કલ્યાણના કોઇ પણ સાચા અર્થિએ, શ્રી અરિહંતદેવની આજ્ઞા જ પાળવાની: પણ માત્ર એમણે કર્યું તેજ નહિ કરવાનું. એમણે જે કર્યું તે તો તે જ કરે અથવા એમના જેવા જ કરે. જેમ શ્રી ઋષભદેવ ભગવાને કર્યું તે શ્રી મહાવીરદેવ અથવા શ્રી સીમંધરસ્વામી કરે અથવા શ્રી મહાવીરદેવે કર્યું તે શ્રી પદ્મનાભસ્વામી કરશે. આવા લોકોત્તર પુરૂષોની ઉપમા, યદ્વા તદ્વા બકનાર અને સારી દુનિયાને આરંભ–સમારંભમાં રસપૂર્વક જોડી દઈ–' મહાત્મા, સંત કે પુરૂષોત્તમ '–બનવાની ઈચ્છાવાળા પાપાત્માઓને ન જ અપાય. વધુમાં જેમ એ તારકો માટે કોઇની ઉપમા નથી, તેમ એ પણ કોઈની ઉપમાના પાત્ર નથી જ. શ્રી જિનેશ્વરદેવની સરખામણી શ્રી જિનેશ્વરદેવની સાથે જ થઇ શકે. દુનિયામાં કોઇ વસ્તુ એવી નથી, કે જેની ઉપમા શ્રી જિનેશ્વરદેવને આપી શકાય: દુનિયામાં કોઈ એવો આત્મા નથી, કે જેની સરખામણી શ્રી જિનેશ્વરદેવ સાથે કરાય. જેઓ એવી સરખામણી કરે છે, તેઓ પોતાનું સમ્યક્ત્વ ગુમાવે છે. શ્રી અરિહંતદેવના શાસનમાં રહેનાર માટે તો, શ્રી અરિહંતદેવની આજ્ઞા એ જ આદર્શ છે. દરેક વાતમાં એ આદર્શમાં જોઇ જોઇને જ વિચારવાનું, ઉચ્ચારવાનું કે આચરવાનું: કારણ કે–એમ કરવાથી જ આત્માની મુક્તિ સાધ્ય છે. બાકી તે તારકોની કાર્યવાહી તો જૂદી જ અને બીજાથી એ ન જ થાય અને આજ્ઞા તો ભાવ-અરિહંત થયા પછી એમણે કરી છે અને તે પળાય તેવી છે અને એજ કારણે–ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી પણ 'અઢારે દોષોથી રહિત, વિશુદ્ધ જ્ઞાનમય અને તત્ત્વોનું પ્રકટીકરણ કરનાર તથા સુરશોજોથી નમાયલા એવા શ્રી અરિહંતદેવોનું ધ્યાન કરવાનું જ'–ફરમાન કરે છે. કારણ કે–તેમ કરવા શિવાય તથાપ્રકારનું કલ્યાણ કરવાની બીજા કોઇમાં તાકાત નથી.

*

'એમણે કર્યું તે અમે કેમ ન કરીયે ?'–આવું કહેનારને કહેવું કે–'કહ્યું તે કરવાનું છોડી, કરેલું કરવા જશો તો અથડાઇ મરશો : કારણ કે -તે પુરૂષસિંહોએ કર્યું તે કરવાની એક લેશ પણ અન્ય આત્માની તાકાત નથી.' શ્રી અરિહંતદેવ તો પોતે ક્યાં ચ્યવશે અને ક્યારે ચ્યવશે તે જાણે છે : પોતાનો જન્મ, દીક્ષા, કેવળ અને નિર્વાણસ્થળ અને સમય, તે સઘળું જ પોતે બરાબર જાણે છે : બીજો છે કોઈ આવા ? એ તારકનું શ્રુત તો એવું કે–માતાના ગર્ભમાં પણ ઓછામાં ઓછાં અગીઆર અંગ તો જાણે જ અને તે તારકનું મતિ પણ શુદ્ધ અને અવધિ પણ શુદ્ધ. તે તારક ગર્ભમાં આવે ત્યારથી જ દેવો અને ઇંદ્રો દોડાદોડ કરે. એમનો ગર્ભ પણ જણાય નહિ. એમના યોગે માતાને તકલીફ જરા પણ ન થાય. એ જન્મે કે તરત ઇંદ્રો એમને મેરૂ ઉપર લઈ જાય અને ત્યાં ચોસઠે ઇંદ્રો ભેગા મળીને જન્માભિષેક કરે. તે તારક સ્તનપાન માટે પણ માતાને તકલીફ ન આપે. શ્રી તીર્થંકરદેવની માતાને એમને સ્તનપાન કરાવવાની કે એમનાં મળમૂત્ર ધોવાની તકલીફ જ નહિ. અઢળક સાહ્યબી છતાં તે તારક એમાં રાચે નહિ : ઇંદ્રો સેવા કરે, પણ એ સેવાથી ખૂશ ન થાય : હર્ષનો એમને ઉત્સેક ન થાય : 'ઇંદ્ર પણ મારી સેવા કરે છે'–એવું ન થાય ! દીક્ષા લીધા પછી જ્યાંસુધી કેવલજ્ઞાન થાય નહિ, ત્યાં સુધી બેસે નહિ અને પ્રાયઃ ઉંઘે નહિ તેમજ બોલે નહિ. આ રીતે રહેનાર કોણ છે ? સરખામણી તે શી રીતે થાય ? ગર્ભમાં રહ્યા એટલી માત્ર સરખામણી કરવી હોય તો કરો, બાકી ગર્ભમાં જે રીતે રહ્યા તે રીતની સરખામણી તો નહિ જ થાય : માત્ર એટલુંજ કે–ગર્ભમાં રહ્યા. વધુમાં એ તારકનું રૂધિર અને આમિષ પણ દૂધની ધારા જેવું શ્વેત હોય છે. સરખામણી ક્યાં કરશો ? બીજાનું તો લોહી લાલ હોય અને કોઈ ભયંકર હોય તો એનું લોહી કાળું પણ હોય, જ્યારે આમનું તો લોહી અને આમીષ પણ ધોળું : માટે તો શ્રી પદ્મવિજયજી મહારાજે સ્તવનમાં ગાયું કે...

**'રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોય;**
**રૂધીર આમીષથી રાગ ગયો, તુજ જન્મથી દૂધ સહોદર હોય'**

*

આવા ગુણો જેને આશ્રીને રહેલા છે, એવી કાયા પણ એ તારક જ પામે. એવી રીતિએ સર્વગુણોના ધારક શ્રી અરિહંતદેવો હોય છે, માટે કલ્યાણના અર્થિઓ માટે તો એજ સેવ્ય છે અને એમની જ આજ્ઞા માન્ય કરવી એજ કલ્યાણ માટે યોગ્ય છે. અરિહંત બનો તે પછી એમણે કર્યું તેમ કરવાની ભાવના રાખજો, એમનો વાદ કરજો, પણ તે પહેલાં તો આજ્ઞા માનવી એજ કલ્યાણનું કારણ છે. પણ મરજી મુજબ કરવાનું કહેનારાઓ તો એમના વાદના નામે ઉંધું જ વાટે છે–ફાવતા શબ્દો પકડીને જ વાત કરે છે. ખરેખર, એકલું શબ્દસામ્ય ભયંકર છે. આપણે તો ભાવસામ્ય જોઇયે. એક નાસ્તિકને છોડીને આત્માદિ તત્ત્વો તો સૌ માને છે, એટલે એ શબ્દસામ્ય બધે છે : પણ તેટલામાત્રથી એ બધાયને તત્ત્વજ્ઞાની માનવાની શાસ્ત્રકાર ના પાડે છે : કારણકે–આત્માને કોઇએ નિત્યજ માન્યો, કોઇએ અનિત્ય જ માન્યો : એટલે કહો કે–શબ્દસામ્ય થયું, પણ ભાવસામ્ય કયાં થયું ?

## ગોલારાણાને પ્રતાપરાણા નહિ કહેવાય !

( પ્રશ્નકાર૦ તીર્થંકરદેવે પૂર્વભવે આરાધ્યું એની સરખામણી ન કરાય ? )

એની કયાં ના છે ? પણ આ તો સરખામણી છેલ્લા ભવની કાર્યવાહીની કરે છે તેની વાત છે. શ્રી તીર્થંકરદેવના બળને ઉપાડીને કહે કે–એવા બળવાન થવું, પણ એ બળ કયી રીતે મેળવાયું તેનો તો વિચાર જ નહિ ? અરે ! પૂર્વભવની સરખામણીમાં ઉતરે ત્યાંય એને જોઈએ એજ લે અને બીજી પણ જરૂરી વાતને તો અડેજ નહિ. ત્યાં પણ ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવને લઈને બળની વાત ઉપાડે

અને કહે કે–'ત્રિપૃષ્ઠ વાસુદેવે સિંહને આમ ચીર્યો, કેવું બલ !' એ મૂર્ખાઓના કહેવા પ્રમાણે ભૂલેચૂકે પણ એ બળની અનુમોદના કરતા ના. ચૈત્ર શુદ તેરસ ( શ્રી મહાવીર જન્મદિવસ ) હવે આવે છે. તે દિવસે એવાઓનાં ભાષણો થશે અને એ જાતિનાં તત્ત્વજ્ઞાનનાં ઝરણાંઓ ઝરશે, કે જેમાં ભોળાઓ ડૂબશે. ખરેખર, એ લોકોની ખોપરીઓ જ કોઇ જૂદી છે ! દરેક આદમી એકેક શબ્દ લે અને એનાપર પોતાની કલ્પનાની હારમાળા ગોઠવે, પણ કશું જ વિચારે નહિ. એ સિંહ ચીરવાના બળના યોગે તો એ સાતમી નરકે ગયા, એ વાતનો પણ એ સદ્‌વિચાર–કંગાલોને ખ્યાલ નહિ ! ! શ્રી તીર્થંકરદેવના ભવના બળની વાત તપાસો, તો બળ પણ કૂદીને કે નાચીને નથી મેળવ્યું : પણ આત્માની ખીલવટથી એ બળ મળ્યું છે. એ બળ બીજી રીતે કોઈ પામી શકેજ નહિ. બળવાન તે, કે જેનો આંખનો ખૂણો પોતાના દુશ્મન સામે પણ લાલ થાય નહિ : એને જરા પણ દુશ્મનના ભૂંડાની ઇચ્છા ન થાય. શ્રી જિનેશ્વરદેવ આ દુનિયામાં ઘણા અધર્મી, પાપી અને દુરાચારીઓને જૂએ છે, પણ તેઓ જાણે છે કે–એ સ્વભાવ છે : એમાંથી બચે તેજ પુણ્યવાન : અને એમાંથી જગત્‌ને બચાવવા માટે તો શ્રી જિનેશ્વરદેવે આ સુપ્રયત્ન આરંભ્યો. એવા બળવાન આત્માઓમાં જ્યાં જુએ ત્યાં અયોગ્યને પણ બળાત્કારે વશ કરવાનો સ્વભાવ હોત, તો પરિણામ શું આવત ? પણ તેમ હોય જ નહિ, કારણ કે–જેમ જેમ સાચી મોટાઈ આવે, તેમ તેમ તત્ત્વવેદિતા વધતી જ જાય છે. જેમ બળ વધે, તેમ ક્ષમાદિ ગુણો પણ વધતા જ જાય છે. વાતવાતમાં ચીડાય તે પણ બળવાન નથી અને મનમાં આવે તે ભસી જ નાખે, એ પણ બળવાન નથી. આગળ–પાછળ જોયા વિના બોલી જાય અને બોલ્યા પછી પાળી શકે નહિ, એને બળવાન કહેજ કોણ ? શ્રી જિનેશ્વરદેવ તેટલા માટે તો મૌન ધરે છે. જેના યોગે સંખ્યાબંધ આત્માને તરવાનું છે, તેનાથી ફારફેર નજ બોલાય : 'મેં પાંચ વર્ષ પહેલાં આમ કહ્યું હતું અને

હવે આમ કહું છું'-એમ એ નજ કહે અને કહે તો વિવેકી લોકોનો વિશ્વાસ તેમના ઉપર શી રીતે રહે ? હાં, એક વાત એ મંજૂર છે કે-કદાચ મિથ્યા જ્ઞાન કિંવા કુસંગતિના યોગે ઉંધું બોલાયું હોય, અને પછી સત્ય સમજાય, તો તે પશ્ચાત્તાપપૂર્વક કબુલ કરે અને જાહેર માફી માગી, ફરી તેવી ભૂલ ન કરે. પરન્તુ તમે જાણોજ છો કે-શ્રી જિનેશ્વરદેવો કેવલજ્ઞાન પૂર્વે અમૂક ખાસ હિતકર પ્રસંગો શિવાય કદી નજ બોલે. એ તારકનાં તો ત્રણે જ્ઞાન વિશુદ્ધ હોય છે અને એના યોગે પોતે ઉત્તમ પ્રકારે દેશના દઈ શકે તેમ હોય છે, છતાં દેતા નથી : કારણ કે-મોક્ષમાર્ગના સ્થાપક પોતે છે અને બીજા બધાએ પોતાનું જ કહેલું કહેવાના છે, માટે પોતાના બોલેલામાં તો ફેરફાર નજ જોઇયે અને છદ્મસ્થકાલમાં તો સ્વતંત્રપણે બોલવામાં ફેરફાર થવાનો સંભવ છે. છદ્મસ્થકાલમાં કદી એ બોલે તો તે પણ તોળીને જ. ક્વચિત્ બોલે અને એ પણ લાભ દેખાય તોજ, અન્યથા નહિ ! જેટલું બળ છે, તેટલી જ ધીરજ તે લોકોત્તર પુરૂષોમાં હોય છે. આજનાઓ તો કહે છે કે-' મહાવીર ભગવાન કેવા બળવાન કે જન્મતાં જ મેરૂ કંપાવ્યો અને આપણે તો માયકાંગલા... માટે......' આ પ્રમાણે 'માટે' કહીને એવું વાટે કે-જે સાંભળતાં પણ વિચક્ષણને ગ્લાનિ થાય ! સંસારી આત્માને અમૂક કરવું પડતું હોય અને તે કરે, તો તે કરવાથી કોઈ ક્યાં અટકાવે છે ? પણ જન્મતાં જ જે મહાપુરૂષ અનંતબળ લઇને આવે એમના નામે નાચવા-કૂદવામાં ધર્મ મનાવે, એ ક્યા જગત્નો કાયદો ? એક શબ્દ પકડયો કે-'મહાવીરનું બળ !' પણ એ બળ કેવું, શી રીતે મળ્યું, એ કશાને એ અડેજ નહિ એ કેમ ચાલે ? તમે દુનિયાની કેટલીય કાર્યવાહી કરો છો, પાપસ્થાનકો સેવો છો, આરંભ-સમારંભ કરો છો, ત્યાં તમને કોઇ બળાત્કારે રોકવા આવે છે ? નહિ જ, પણ પેઢી ખોલો તમે અને ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞાથી પેઢી ખોલાય છે એમ કહો, ત્યાં તો અમારે બોલવું જ પડે ને ? બોલવાની ફરજ માથે આવી પડે ત્યારે કહેવું જ પડે કે-

આશ્રવની ક્રિયા સંવરમાં કયાં ગોઠવી ? જે ક્રિયા શ્રી જિનેશ્વરદેવે વિહિત નથી કરી, તેને તેં વિહિત તરીકે કેમ બતાવવા માંડી ?? અમારે (સાધુઓને) પણ ઉંઘવું પડે છે માટે ઉંઘીયે છીયે, પણ ઉંઘીએ છીએ તે ભગવાનની આજ્ઞાથી જ ઉંઘીએ છીએ એમ કહેવાય ? અને ઉંઘવાની આજ્ઞા નથી એમ માનીને કોઇ ઓછું ઉંઘે અથવા ન ઉંઘે તો એને આજ્ઞાભંજક કહેવાય ? નહિજ. ભગવાને તો એમ કહ્યું કે-ન ચાલે તો મુનિ આટલો વખત ઉંઘે : એટલે આજ્ઞા તો નજ ઉંઘવાની છે, એ સ્વતઃ સિદ્ધજ છે. પણ મૂર્ખાઓ તો ઉંધું જ લે, ત્યાં શું થાય ? સાધુ ન થવાય તેને શ્રાવક થવાનું ભગવાને કહ્યું. ત્યારે મૂર્ખાઓ લઈ પડયા કે-પહેલું શ્રાવક જ થવાનું અને શ્રાવક થયા વિના સાધુ ન જ થવાય !! ભગવાને કહ્યું કે-સર્વવિરતિ ન અંગીકાર કરાય તો દેશવિરતિ લેવી, ત્યારે આજના નામચીનો કહે છે કે-દેશવિરતિ વિના સર્વવિરતિ કેવી !!! આવા લોકોએ ભગવાન્ શ્રી મહાવીરદેવને તે જાણ્યા કે ભૂલ્યા ? જ્ઞાનીએ કહેલી વાત કરો તો સમજીને કરો. સમજો કે-જ્ઞાનીને દુનિયાની કાર્યવાહી સાથે કશું જ લાગતું વળગતું નથી. માત્ર શબ્દને જ પકડનારા અને એના પરજ દોડધામ કરનારા માર્ગના નાશક નિવડે છે. શ્રી જિનેશ્વરદેવની કાર્યવાહીના અંશની પણ સરખામણી થઈ શકે તેમ નથી, કારણ કે-એ સર્વોત્તમ છે, લોકોત્તર છે, સર્વશ્રેષ્ઠ છે : અને માટેજ સૌથી પહેલા પદે છે. કેવળજ્ઞાન થયા પછી ભાવઅરિહંત તરીકે સૌથી પહેલા પદે છે : અને એમનાં નામ, સ્થાપના અને દ્રવ્ય,-એ ત્રણ નિક્ષેપા પણ આપણને માન્યજ છે.

( પ્રશ્નકાર૦ પેઢીની સાથે મહાવીરનું નામ જોડે તો ? )

નિરર્થક નામ ધાલનારાની કિંમત જ નથી. ગોલા પણ રાણા કહેવાય, માટે એને પ્રતાપ જેવા રાણા ન મનાય ! એને કાંઈ સલામ ભરાય ? નહિ જ. પ્રતાપ જેવા તો વ્યક્તિ પરત્વે રાણા, અને આ તો જાતિ પરત્વે રાણા ! કારણ કે-અમૂક દેશમાં ગોલા બધા જ રાણા કહેવાય છે.

## સાચી સમાનતા એક સિદ્ધપદે જ છે.

શ્રી અરિહંતપદ પછી શ્રી સિદ્ધપદ છે, કારણ કે-શ્રી સિદ્ધ પરમાત્માઓ શ્રી અરિહંતદેવના ફલરૂપ છે. શ્રી અરિહંતદેવની સેવા પણ સિદ્ધ થવા માટે જ છે. સિદ્ધ થયા વિના ઇચ્છિત સુખની પ્રાપ્તિ જ નથી. શ્રી અરિહંતપદની ઉપાસના પણ શ્રી સિદ્ધપદના અસ્તિત્વને જ આભારી છે અને સાચી સ્વતંત્રતા, સાચી સમાનતા તથા સાચું સુખ પણ ત્યાં જ છે. માટે એ સિદ્ધપદની સાધનાના પ્રયત્ન કરવાને બદલે, જેઓ દુનિયામાં સમાનતા લાવવા અને સર્વને એક સરખા સ્વતંત્ર બનાવવાનો પ્રયત્ન કરે છે, તેઓ ખરે જ અજ્ઞાનિઓમાં શિરોમણિ સમા છે. પ્રાણીમાત્રને પરાધીન બનાવનાર કર્મ છે અને તેની મૂળ પ્રકૃતિ આઠ અને ઉત્તર પ્રકૃતિ એકસો ને અઠ્ઠાવન છે. આ ઘાતી તેમજ અઘાતી એવાં આઠ કર્મોના યોગે, દુનિયામાં રહેલો કોઈ પણ આત્મા સાચો સ્વતંત્ર નથી, પણ પરાધીન જ છે. પહેલાં તો તે પોતાના ખોખાને (શરીરને) જ પરાધીન છે: ચાલવું હોય ઘણુંયે, પણ પગ ભાગે તો બેસવું જ પડે : ત્યાં સ્વતંત્રતાની બૂમ ઘણીએ મારે, પણ પગ સાંભળે જ નહિ. એ તો વળી ગાડી વિગેરે સાધન આવે ત્યારે જ જવાય, નહિ તો ત્યાંજ રહેવું પડે.

( પ્રશ્ન૦ શરીર તો સાચવવું પડે ને ! )

એ વાત જૂદી. પણ જ્ઞાની સાચવે તોય તેને પોતાનું તો ન જ માને. મુનિ શરીરને સાચવે, પણ તે એની પાસે સિદ્ધપદની સાધનાનું કામ લેવા માટે જ. નોકરને પગાર અપાય તે એની પાસે કામ કરાવવા માટે, પણ નહિ કે-સેવા માટે. પણ આજના તો શરીરની સેવા ભગવાનથી પણ વધારે કરે છે ! પોતાના કપાળમાં ચાંલ્લા માટે લાલ કેસર અને ભગવાન માટે ધોળું રાખે એવા પણ છે ! ! કોઈ કોઈ તો એવા પાકયા છે કે-ગોઠીને બે આના આપીને ફોડીને પોતાના માટે લાલ કેસર રખાવે અને કહી દે કે-'ભગવાનને જરા ધોળું હશે

તો પણ ચાલશે!!!' આવાઓને તે શ્રી જિનેશ્વરદેવને પૂજનારા કહેવા કે કહેવા? આવાઓ જૈનો નથી, પણ 'જૈન' નામે ઓળખાતા ભયંકર માણસો છે. જે પૂજારીને શ્રી સંઘે કે શ્રી સંઘે નીમેલા ટ્રસ્ટીએ ભગવાનની ભક્તિ માટે યોજ્યો છે, તેને પણ લાંચ આપીને કે કોઈ બીજી રીતે ભગવાનની પૂજામાંથી કેસર ઓછું કરાવી, પોતાનું કપાળ લાલ કરવું એમાં કયી જાતિની મનોવૃત્તિ છે, એ બરાબર વિચારો. ખાનપાન, હૉટેલ, નાટક, સીનેમામાં બધે કૃપણતા કરવાની વાત આવે, તો એ કહેવાતા સુધારકો કહી દે કે–વાંધો નહિ, પણ દેવ–ગુરૂ–ધર્મની કોઈ કાર્યવાહીના સમાચાર મળે, દેવભક્તિ, પૂજા કે આંગીના સમાચાર અથવા ગુરૂપ્રવેશમહોત્સવના સમાચાર કે દીક્ષા અથવા બીજા કોઈ ધર્માનુષ્ઠાનના સમાચાર મળે કે–આજનો અમૂક ભાગ સળગી મરે છે. શ્રી જિનેશ્વરદેવના પૂજનની કોઈ સામગ્રી વાપરે, એમાં એ બીચારાઓને બળવાનું પ્રયોજન શું? ભગવાનને કોઇ ભાગ્યવાન સોનાની આંગી રચાવે, ત્યાં એમનાં હૈયાં બળે અને દેશની આબાદી વિગેરેની મોટી મોટી વાતો ખડી કરે: આવાઓને જૈન કેમ મનાય? ખરેખર, એવાઓને જૈન માનનારા, મનાવનારા અને એવાને જોઇને રાજી થનારા જેઓ હોય તેઓ પોતાપણાને ભૂલે છે: કારણ–કે પોતાના કપાલની શોભા માટે પ્રભુપૂજાની પણ દરકાર નહિ કરનારા, એ કોઈ ભયંકર લોકો જ છે!

(**સભામાંથી૦** કેસરથી પ્રતિમા ખવાય માટે પૂજા માટે નહિ વાપરતાં, પોતાના કપાલ માટે લાલ કેસર વાપરતા હશે!)

એમનું કપાલ નહિ ખવાય? કપાલ ભલે ખવાય, પણ મૂર્તિ ન ખવાય, એવા એ ઉપકારી છે એમ? કેસરનું વિધાન કરનાર જ્ઞાનીઓને શું એ ખબર નહિ હોય એમ? આજના વર્ગની દરેક દલીલ એવી છે, કે જે એક ક્ષણ પણ ન ટકે: એમની દલીલો કેવલ એમના ભવાભિનંદીપણાની પરાકાષ્ઠાનેજ સૂચવનારી છે. તેઓ સંસા-

રના રસમાં એવા ભરાયા છે, કે જેના યોગે વસ્તુતત્ત્વ ભૂલ્યા છે. હું ભાર મૂકીને કહું છું કે–ગમે તેવા પ્રસંગે પણ પોતાની જાતને આવી ખોટી રીતે છૂપાવવાનું પાપ ન કરો. પૂર્વના પાપોદયથી તો અત્યારે નથી પામ્યા, એ જરા સમજો ! જ્ઞાનીને શ્રદ્ધાથી માનો અને પાપ ન કરો. મહેનત મુક્તિ માટે કરો, કેમકે–મહેનત એને માટે જ જરૂરી છે. પૈસા–ટકા અને દુનિયાના પદાર્થો તો ભાગ્યાધીન છે: મહેનતથી મળેજ એવું કાંઈ નથી. ભગવાનની પૂજા અને આંગી વિગેરેને જોઇને જો બળશો અને પવિત્ર સાધુપુરૂષોનાં સામૈયાં વિગેરે જોઇને સળગશો, તો હજી છો તેનાથીય વધુ ભીખારી બનાશે. બીજી એ લોકો એવી દલીલ લાવે છે કે–'ભગવાન તો નિષ્પરિગ્રહી, એમને પરિગ્રહ અને ઠાઠમાઠ શા ! ત્યાગીને ઠાઠ માઠ શા !'

(સભા૦ દેવો તો કરતા હતા.)

એ દેવોને તો મુક્તિ જોઈતી હતી, પણ આ બહાદૂરોને મુક્તિની પરવા નથી. એ દેવો તો ભયંકર સંસારથી તથા દુર્ગતિથી ડરતા હતા, પણ આ બહાદૂરો એવા છે કે–તેનાથી ડરતા જ નથી : એ તો એવા બહાદૂર બન્યા છે અને કહે છે કે–'સાતમી નરક'જો હોય તો જોવા જઇયે કે કેવીક છે !' મને તો ખરેખર આવું બોલનારાઓની દયા આવે છે. એમને કહેજો કે–ભૂલેચૂકે એવી ભાવના રાખવાનું ગાંડપણ ન કરે : કારણ કે–ત્યાં મજા નથી. દુનિયાનાં જાજરૂ પણ જોવાં નથી ગમતાં, તો સાતમી નરક જોવાનો શોખ ન કરો. અગ્નિના અંગારાને બચ્ચું જો લાલ રમકડું જાણી કે સાપને રમવાનું રમકડું જાણીને પકડવા જાય, તો નજ જવા દેવાય : માટે એમને કહો કે–સાતમી નરકની મુસાફરી કરવા જેવી નથી. કમનશીબે આવી તો રીબાઈ રીબાઇને દમ નીકળી જશે ! જે મહાપુરૂષો પૂર્વે ધર્મ કરી આવ્યા છે અને એને યોગે લક્ષ્મી વિગેરે પામ્યા છે તથા એનો સદુપયોગ સન્માર્ગમાં કરે છે, ત્યાં આડખીલી હોય ? પાપના ઉદયને

ટાળવા ધર્મક્રિયા હોય કે પાપક્રિયા? આજે કાયદો થઈ ગયો, એટલે કે-એવા લોકોએ કરી મૂકયો કે, પૈસા માટે જૂઠું બોલવામાં કે અનીતિ કરવામાં વાંધોજ નહિ: અશુભના ઉદયે તો નથી મળ્યું, તેમાં વળી અનીતિ કરો! કદાચ કાંક પુણ્યયોગે મળી પણ જાય, પણ યાદ રાખજો કે-પરિણામે એટલુંયે જવાનું!! જ્ઞાનીનો આ હિસાબ છે. ચોર કહે કે-'બસ! ચોરી જ કરવી, ત્રીજોરી ભણી ચાલ્યાજ જવું, અને વચ્ચે જે આવે તેની કતલ કરવી.'-તો એ બહાદૂરી સારી છે એમ? પાસેના ગૃહસ્થની સારી સ્થિતિ જોઈને બળતરા કેમ થાય? શ્રી શાલિભદ્રને, શ્રી શ્રેણિક મહારાજાને રાજા જોઇ દુઃખ થયું: પોતે રૈયત અને એ રાજા, એ પરિસ્થિતિના ભેદ માટે એમને દુઃખ તો થયું: પણ 'એ રાજા કેમ?'-એમ શ્રી શાલિભદ્રે ન કહ્યું. શ્રી શાલિભદ્રે, શ્રી શ્રેણિક મહારાજાને બે પાંચ ગાળો ન દીધી હોં! એમણે તો વિચાર્યું કે-'એમણે રાજપુણ્ય ઉપાર્જ્યું છે, માટે એ રાજા થયા છે. મારા શ્રી જિનેશ્વરદેવ કહે છે કે-જ્યાં સુધી દુનિયા છે ત્યાં સુધી સ્વામી તો છે જ, અસમાનતા તો છે જ, માટે એ ન જોઇયે તો દુનિયા તજવી જોઇયે.'

(પ્રશ્ન૦ મુનિપણામાં પણ નાના-મોટાપણું તો છે ને?)

એ નાના-મોટાપણું પણ સંપૂર્ણ મોટા થવા માટે છે. શાસનનું સેવકપણું સ્વામી બનાવનારૂં છે. ભગવાન્ શ્રી મહાવીરદેવ ગુરૂ, શ્રી ગૌતમમહારાજા શિષ્ય અને શ્રી અતિમુક્તક બાલ,-એ ભેદ અહીં, પણ મુક્તિમાં તો એ ત્રણે સમાન: ત્યાં પણ જો અમૂકની આજ્ઞા માનવાની જ હોત, તો ત્યાં જવા માટે આપણે પ્રયત્ન ન કરત. ગુલામી બે પ્રકારની છે: એક ગુલામી તો સાચા સ્વતંત્ર બનવા માટે છે અને એક ગુલામી પરિણામે પરતંત્ર બનવા માટે છે: એટલે આપણે બીજી ન જોઇયે. સાચી સ્વતંત્રતા અને સાચી સમાનતા તો સિદ્ધપદે છે. ત્યાં નાનાપણું કે મોટાપણું કશુંજ નથી. ત્યાં જનારા

બધા અનંત સુખી છે. શ્રી ઋષભદેવ સ્વામી પહેલા ગયા માટે એ વધારે સુખી અને શ્રી મહાવીરદેવ પછી ગયા માટે એ ઓછા સુખી એમ નથી : ગુરૂને વધારે સુખ અને શિષ્યને ઓછું સુખ એમ પણ ન માનતા : પુરૂષ, સ્ત્રી કે નપુંસક ગમે તે જાય, ત્યાં જે જાય તે બધા જ અનંત સુખી !

## શ્રી તીર્થંકરદેવો પણ પાપથી તો ડરતા હતા.

સિદ્ધપદની સમાનતા સમજનાર દુનિયાની અસમાનતાથી મુંઝાય જ નહિ, કેમકે–એ જાણે છે કે, દુનિયા એ તો અસમાનતાનું જ ઘર છે : અસમાનતા નહિ ત્યાં દુનિયા નહિ. દરેકમાં આંશિક અસમાનતા તો ખરીજ. સંસારમાં શ્રી જિનેશ્વરદેવોમાં પણ આંશિક અસમાનતા હોય છે. શ્રી ઋષભદેવ ભગવાનની પાચસેં ધનુષ્યની કાયા અને એમનું ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય છે અને ભગવાન્ શ્રી મહાવીરદેવની સાત હાથની કાયા અને બહોતેર વર્ષનું આયુષ્ય છે. સંસારમાં એ ભેદ તો કાયમ રહેવાનો. આજના તો કહે છે કે–'એ શેઠ અને હું નોકર કેમ ? એને શીરોપૂરી અને મને રોટલો પણ નહિ એ કેમ ?' પણ આ વિચારો કરીને અકળાવું, એ અજ્ઞાનતા છે. તમારામાં જો આ મનોવૃત્તિ ન હોય તો અહોભાગ્ય ! અને જો આ મનોવૃત્તિ ખીલવી તો રીબાશો, મળશે નહિ અને મળશે તો પણ ભોગવી નહિ શકો. ઝૂંટવીને મેળવેલી ચીજ ભોગવાવાની નથી: ભાગ્ય વિના કોઈ ચીજ કદિ ભોગવાવાની નથી : ભાગ્યહીનના હાથમાં ચિંતામણિ મૂકો, પણ એ કમનશીબ હોય તો ભીખારી જ રહે : વગર ભાગ્યે જોરજૂલમથી મેળવેલી ચીજ આ દુનિયામાં કોઈએ ભોગવી નથી, કોઇ ભોગવી શકતું નથી અને કોઇ ભોગવી શકનાર પણ નથી. કોઈના પુણ્યના ભોગવટાની આડે આવવાની તાકાત કોઇની નથી : માટે જો એ દૃષ્ટિએ તમે કોઈ પણ પ્રવૃત્તિમાં ઉતરતા હો તો થંભો, વિચારો અને પછી જ પગલાં ભરો ! છતાં જો દોડવું જ હોય, જ્ઞાનીનાં

વચન ન જ માનવાં હોય, અને મરજી મુજબ મહાલવુંજ હોય, તો સંસારનાં તમામ ચોગાન ખૂલ્લાં છે: ચોરાશી લાખ જીવાયોનિ છે અને અનંતકાળનાં થાળાં પણ છે. માનવભવ મળ્યો છે, પાંચે ઇંદ્રિયો પૂરી મળી છે, સારા સંયોગો સાંપડ્યા છે, છતાં આંધળા થઇને દોડ્યે ગયા, વસ્તુને ભૂલ્યા, તો ફરીને આ માનવભવ અને આવી સામગ્રી અનંતકાળે પણ મળવી મુશ્કેલ છે. મારી તમને તો આ ભલામણ છે: છતાં કોઇને માથું ફોડવું જ હોય તો તેનું ભાગ્ય. ઉન્મત્તોને કહી દ્યો કે-પાંચ કે પચીસ વરસ માટે ખાઈ લો, પી લો, નાચી લો, કૂદી લો, દેવ-ગુરૂ-ધર્મને ગાળો ભાંડી લો, પણ પછી તમારૂં ભાવિ ભયંકર છે, એ શંકા વિનાની જ વાત છે. શ્રી શાલિભદ્ર અને શ્રી શ્રેણિક બેયની દશા જૂદી ભલે હોય, પણ બેય સમ્યક્ત્વ ભાવને પામેલા છે. ડગલે ડગલે કર્મજન્ય અસમાનતા હોય છે. એક માતાના ઉદરથી એક સાથે જન્મેલાં બેમાં પણ ભેદ હોય છે. એક શહેરમાં જન્મે, એક ગામડામાં જન્મે અને એક જંગલના ભીલની ઝુંપડીમાં જન્મે, એનું કારણ? આ ભેદ કોણે કર્યો? કહેવું જ પડશે કે-કર્મે કર્યો. જ્ઞાની કહે છે કે-ઉદ્યમ એવો કરો કે, સાચી સમાનતા મળે અને સાચી સમાનતા જોઈતી હોય તો દુનિયાની અસમાનતામાં મુંઝાઓ નહિ, કારણ કે-દુનિયામાં તો અસમાનતા છેજ. સીતાજીએ દીવ્ય કર્યું, ત્યારે દેવોએ એમને સહાય કરી: એમના શીલના પ્રભાવે અગ્નિ પાણીમાં પલટાયો: વચ્ચે સુવર્ણકમલ ઉપર પોતે વિરાજમાન થયાં: અને ત્યારપછી લક્ષ્મણ વિગેરેએ સીતાજીને નમસ્કાર કર્યો અને શ્રી રામચંદ્રજીએ પશ્ચાત્તાપપૂર્વક પોતાની ભૂલ કબુલ કરવા પૂર્વક, શ્રી સીતાજીને 'પુષ્પક' નામના વિમાનમાં બેસવાનું અને અંતઃપુરમાં આવવાનું તથા પોતા સાથે પૂર્વની માફક રમવાનું કહ્યું: એના ઉત્તરમાં શ્રી સીતાજીએ-'કોઇનો પણ દોષ નથી, પણ મારા કર્મનો દોષ છે'-એમ કહીને કહ્યું કે-'આવા પ્રકારના દુઃખના આવર્તો આપનારાં કર્મોથી હું નિર્વેદ પામી છું: અને તે કારણથી હું તે કર્મોના ઉચ્છેદને કરનારી દીક્ષાને અંગીકાર કરીશ.'

## નિડરતા ક્યાં હોય?

શ્રી રામચંદ્રજી જેવા જેમના પતિ અને જનક જેવા જેમના પિતા, શ્રી લક્ષ્મણજી જેવા જેમના દેવર અને ભામંડળ જેવા જેમના ભાઇ, એવાં સીતાદેવીને પણ અશુભોદય આવ્યો, ત્યારે શ્રી રામચંદ્ર જેવા વિશ્વાસુ પતિ પણ શંકિત થયા અને તેમને ભયંકર અટવીમાં જવું પડયું: કોઇ જ બચાવી ન શકયું. માટે કર્મ દૂર થાય અને નડે નહિ તેવો ઉદ્યમ કરો. આજે તો એવો ઉદ્યમ થાય છે, કે જેથી કર્મને પેસવાનાં દ્વાર મળે છે અને એ રીતે કર્મો ખૂબ ભેગાં થશે, તો પરિણામે આટલી પણ છૂટ બંધ થવાની છે. **પ્રયત્ન એવા કરવા જોઇએ, કે જે પરિણામે સ્વતંત્ર બનાવે. સ્વતંત્ર બનનારાઓ ઉપસર્ગથી પણ ચળ્યા નથી એ વાત સાચી, પણ કચી ક્રિયાથી ન ચળ્યા એ ખાસ જોવાનું** છે. શ્રી રાવણે પણ ધ્યાન કર્યું અને શ્રી વાલીમુનિએ પણ ધ્યાન ધર્યું: શ્રી રાવણે નરક યોગ્ય સામગ્રી મેળવી અને શ્રી વાલીમુનિએ મુક્તિ મેળવી. નહિ ડરવું, નહિ ચળવું, બહાદૂર બનવું,–એ લીધું, પણ એ બધું ક્યાં, એ ન વિચાર્યું. **આરંભ–સમારંભથી તો શ્રી તીર્થંકરદેવો પણ ડરતા હતા.** નિડર બનો એ વાત ખરી, પણ તે ક્યાં? પાપથી નિડર બનવાનું હોય? મરણનો ભય ન રખાય એ ખરૂં, પણ તે કયા મરણનો?–એ તો જેઓને વિચારવું જ નહિ, તેવા લોકોને શાસ્ત્ર એ શસ્ત્ર રૂપે પરિણમે, એમાં નવાઇ નથી જ. **કર્મના સંગ્રામમાં નિડરતા રાખવાનું શ્રી જિનેશ્વરદેવે કહ્યું છે, પણ પાપથી નહિ ડરવાનું તો શ્રી જિનેશ્વરદેવોએ ક્યાંય પણ કહ્યું નથી: ઉલ્ટું પાપથી તો શ્રી જિનેશ્વરદેવ પોતે પણ ડર્યા છે અને પોતે ડર્યાનું પોતે જ કહ્યું છે.** જે લોકો પ્રથમ પાડોશીને સુખી જોઇને ઇર્ષ્યાથી બળતા હતા, તે લોકો આજે દેવગુરૂના ઓચ્છવો અને ભક્તિ વિગેરેને જોઇને બળે છે,

કેમકે–વીસમી સદી એટલે આટલું વધ્યું ને ! કહે છે કે–'ભગવાનને મુગટ ? અમને કાંઈ નહિ અને ભગવાનને મુગટ ? અને તે પણ આખા હીરાના !'–આ રીતે એ કમનસીબો બળી મરે છે. સાધુના પ્રવેશ–મહોત્સવો જોઇને પણ બીચારાઓ સળગી જાય છે.

## પુણ્ય અને પાપના પ્રકારોને સમજો.

ખરેખર, જેણે ધર્મ સામે ન છાજતો હલ્લો કર્યો, તેમાંના કેટલાકનાં ઘરબાર વેચાઇ ગયાં અને કેટલાકનાં વેચાવાની તૈયારી છે. આથી કેટલાક કહે છે કે–સાધુઓ શ્રાપ દે છે, પણ તેઓએ સમજવું જોઇએ કે–સાધુઓ કદી જ શ્રાપ ન દે : એ કાંઇ ઇતર ઋષિમુનિઓ જેવા નથી કે શ્રાપ દે, પણ જેઓ પવિત્ર એવા દેવગુરૂધર્મની નિંદા કરીને હાથે કરી પોતાનું કપાળ ફોડે,–આવું શાસન પામ્યા છતાં પોતાના હાથે જ મસીનો કુચડો પોતાના મુખ પર ફેરવે, એમાં સાધુ શું કરે ? જો થઇ શકે તો એ લોકો કરે, પોતામાં તાકાત હોય હોય તો પૂજા ભણાવે, તાકાત હોય તો સાધુઓનો પ્રવેશ મહોત્સવ કરે, તાકાત હોય તો દીક્ષા લેનારાઓને સહાય કરે, તાકાત હોય તો પુણ્યશાળીને સહાય કરી ઉંચે ચઢાવે, તાકાત હોય તો સાધર્મીની ભક્તિ કરે અને જો તાકાતના અભાવે ન થાય તો હું કહું છું કે–મૂંગા રહે. કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા તો ફરમાવે છે કે—

" अनेडमूका भूयासु–स्ते येषां त्वयि मत्सरः ।
शुभोदर्काय वैकल्य – मपि पापेषु कर्मसु ॥१॥"

*

' હે સ્વામિન્ ! આપની ઉપર જેઓને મત્સર છે, તેઓ વાણી અને શ્રુતિ વિનાના, એટલે કે–જીભ અને કાન વિનાના હો, કારણ કે–પાપકર્મોમાં ઇંદ્રિયોની વિકલતા, એ પણ શુભ ફલને માટે છે.'

*

ખરેખર, ભવાભિનંદી આત્માઓ મળેલી ઇંદ્રિયોના યોગે પણ પાપકર્મોમાં રક્ત બનીને; પોતાની જીંદગીને બરબાર કરે છે અને એમાં પણ જેઓ શ્રી વીતરાગદેવ અને તેમના શાસનની અવગણના કરે છે તેઓ તો તેમ કરીને, ભયંકર દુર્દશા પોતાના આત્મા માટે પોતેજ ખડી કરે છે. એવાઓના ભલા માટે જ ભગવાન્ શ્રી હેમ-ચંદ્રસૂરીશ્વરજી મહારાજ આ પ્રમાણે કહે છે, અને એ વચનના આધારે હું પણ કહું છું કે–જો એમનાથી કાંઈ પણ ન થાય, તો તેઓ માત્ર મૂંગા રહે : કારણ કે–ધર્મ અને ધર્મપ્રવૃત્તિઓની અવગ-ણના કરવા કરતાં મુંગા રહેવું, એજ એમના માટે ભયંકર દુર્દશાથી બચવાનો રાજમાર્ગ છે. જેઓને પરમતારક પરમાત્માની પ્રતિમાઓ ન ગમે, તેઓ ભલે ન માને અને ન પૂજે, પણ તેની સામે હલ્લો શું કામ લઇ જાય ? રમણીઓને જોયા કરનારા તથા નાટક અને સીનેમા જોવામાં લીન થઇ ગયેલાઓ, શ્રી વીતરાગદેવની પ્રતિમાઓ સામે હોહા કરે, એનો અર્થ જ શો છે ? ગમે તે સ્ત્રીની સામે જોવામાં આંખોનો દુરૂપયોગ કરવા કરતાં, એ આંખોનો સદુપયોગ પ્રભુની મૂર્તિ સામે લીન થવામાં કરવો શું ખોટો છે ? આંખોને વિકા-રના સ્થાનેથી વિરાગના સ્થાને વાળી, પ્રશમરસને ઝરનારી મૂર્તિને જોવામાં લીન કેમ ન બનાવાય ? ખરેખર, આજે તો આંખોને રૂપરંગ જોવામાં ઉન્મત્ત બનાવાય છે, અને જીભને એવી ઉન્મત્ત બનાવી છે, કે જેના યોગે બધી હૉટલમાં ફરી વળાય છે. એવા ઉન્મત્તો બેકારીની બૂમ, દેવગુરૂ અને ધર્મના મહોત્સવમાં લાવે છે, પણ હૉટલમાં રાતના બાર વાગે શીખંડ, પૂરી અને પતરવેલીયાં ઢીંચાય છે, ત્યાં તે પાપાત્માઓને બેકારી નથી નડતી ! **આજે ચાહ, પાન, બીડી અને સીગારેટ વિગેરે વિગેરેનો કેટલો કેટલો ખરચ છે ? આ અને એવા જ બીજા નાશક ખરચાઓ તથા બીજી અનેક પાપપ્રવૃત્તિઓનો ત્યાગ થાય,**

તો આજે હિન્દુસ્તાન સુખી થાય. જો પાપપ્રવૃત્તિઓને દૂર કરાય, તો દેશથી અને દુનિયાથી પણ દુ:ખને દેશવટો મળે. જો આવું કરે તો ઢગલાબંધ ડૉક્ટરો બંધ થાય, વકીલોની ઑફીસોને તાળાં વસાય, અને પોલીસની ગેટો પણ ઓછી થાય તથા સરકાર ઉપર પણ એની આપોઆપ સુંદર છાપ પડે. પાપની પ્રવૃત્તિઓ તજવી નથી, શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ કે શુદ્ધ ધર્મના ઉપાસક બનવું નથી, શુદ્ધ શાસ્ત્રોની તથા તારકોની આજ્ઞાઓની આરાધના કરવી નથી અને સુખની આશા રાખવી છે, એ કદી જ ફળી શકે તેમ નથી. કદાચ પૂર્વના પુણ્યયોગે અયોગ્ય પ્રવૃત્તિઓ કરવા છતાં પણ સુખ મળી જાય, તો પણ સમજી જ રાખવું કે-તે સ્થાયિ નથી: ઉપરાન્ત પરિણામે ભયંકર દુ:ખને જ ઘસડી લાવનાર છે. માટે ખોટા પાપકારક ઉધામા કરવાના બંધ કરી, અનંત-જ્ઞાનીઓએ ઉપદેશેલા માર્ગે ગમન કરવું, એજ શ્રેયસ્કર છે. 'દુનિયામાં ઘણા ભૂખે મરે છે'-આવી વાતો કરી બે-કારીની બૂમો મારનારાઓને કહો કે-ખોટા દંભ કરવા છોડી દઈ તમારા રંગરાગ, વિષયવિલાસ અને એવા જ બીજા આત્મઘાતક ખરચા કરવા બંધ કરી, સદાને માટે અનંત-જ્ઞાનીઓની આજ્ઞા મુજબ અનુકંપાનાં દ્વાર ખુલ્લાં કરો ને! સુખી થવું હોય તો શ્રી જિનેશ્વરદેવનો માર્ગ એવો મજેનો છે કે-એને જે પાળે તે સુખી થાય, એને પાળવામાં જે સહાય કરે તે પણ સુખી થાય, આ ધર્મના પાલકનો આ-શ્રિત સુખી થાય, આશ્રયદાતા સુખી થાય અને એની છાયા

જેના ઉપર પડે તે પણ સુખી થાય! અર્થાત્-એના યોગે સર્વ કોઇ સુખી થાય તેમ છે. પણ તેની આચરણા કરવી જ નથી, કારણ કે-તેની આચારણા કરવામાં જીવનને નિયંત્રિત બનાવવું પડે છે અને સઘળી જ સ્વચ્છંદતા તજવી પડે છે. એ તારક તો ફરમાવે છે કે-બીજા તરફ આંખ ન કાઢ, પણ પોતાના આત્મા તરફ જ આંખ કાઢ. સંસારમાં સુખદુઃખ ભાગ્યાધીન છે અને એ માટે તો શ્રીમતી મદનાસુંદરીએ પિતાની પણ ખોટી આજ્ઞાની પરવા ન કરી અને શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલા સિદ્ધાંતમાં અડગ રહી, કેમકે-શ્રી જિનેશ્વરદેવના માર્ગના મર્મને એણે મેળવ્યો હતો. ગમે તેવા સુખીને અને સુખને જોઇને પિતા પોતાની પુત્રીને પરણાવે, પણ જો દીકરીનાં ભાગ્ય ન હોય, તો પેલાનાં નળીઆં પણ વેચાય. તમે વિચારો કે-શ્રી દશરથ જેવા શ્વસૂર, જનક જેવા પિતા ભામંડળ જેવા ભાઈ, શ્રી લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન જેવા દેવરો અને વસિષ્ઠ જેવા જોષી છતાં, શુભ લગ્ને અને શુભ મુહૂર્તે સીતાનાં લગ્ન થયા છતાં, પરણ્યા પછી સીતાજીને વનવાસ વેઠવો પડયો. બધા કયાં ગયા? અશુભોદય પાસે કોઇનું ચાલતું નથી. સારાં મુહૂર્ત જોવા છતાં પણ ચૉરીમાં રંડાપો આવે છે કે નહિ? પણ આ બધું વિચારવાની આજના સ્વચ્છંદીઓને, ફુરસદ જ કયાં છે? બાકી શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલા આત્માઓ તો, વસ્તુસ્વરૂપના વિચારક હોવાથી તેઓને દુર્ભાવના આવતી જ નથી. શ્રી શાલિભદ્રજીને જોઇને શ્રી શ્રેણિક મહારાજાને દુર્ભાવના ન જ થઇ. એ પુણ્યશાળી નરેશે તો ભગવાને કહેલા પુણ્યના પ્રકારને ચિંતવી એવો સુંદર વિવેક કર્યો, કે જેથી પોતાની ફરજનું યથાર્થ પાલન કરી શકયા અને શ્રી શાલિભદ્રજીએ પણ મહારાજા શ્રેણિકનું સ્વામિત્વ સાંભળીને, એવો વિવેક કર્યો કે-સારી સાહ્યબી તજીને આત્મકલ્યાણ સાધ્યું: પણ શ્રી શ્રેણિક મહારાજાની સાહ્યબીને ઇચ્છીને શક્તિસંપન્નતા છતાં પણ ઉપદ્રવ ન મચાવ્યો. શ્રી જિનેશ્વરદેવના શાસનને પામ્યાની આજ વિશિષ્ટતા છે. પણ આજના તુચ્છ

સ્વાર્થિઓ કહે છે કે–' ખાવા નથી અને ઓચ્છવ કેમ ?' તેઓને કહેજો કે–પાપના ઉદયે ખાવાના સાંસા છે એ સમજો. પાપના ઉદયમાં પડેલાઓ પ્રભુભક્તિના ઉત્સવો ન કરી શકે એ બને, પણ કોઇ પુણ્યશાળી આત્માઓ કરે એથી તેઓ બળે, એ તો વધુ પાપોનો સંગ્રહ કરવા જેવું છે: કારણ કે–એ તો કર્મક્ષય કરનારાં કાર્યો સ્હામે ચેડાં કરાય છે. ત્રણલોકના નાથને હીરાની આંગી થાય કે કોઈ ભાગ્યશાળી હીરાનો મુગટ કરાવે, તેમાં બળતું એ તો ભયંકર કમનસીબી જ ગણાય. સમજવું જોઇએ કે–ભાગ્યશાળીઓ તરફથી ત્રણ લોકના નાથની ભક્તિ જેટલી થાય તેટલી ઓછી જ છે.

(સભા૦ પણ એ તો એમ કહે છે કે—ભગવાન્ માગતા નથી એમને આપે છે અને અમે માગીયે છીયે તોયે અમને આપતા નથી.)

એવું કહેનારાઓને કહેવાનું કે–અમે માગણની ભક્તિ નથી કરતા: અમે ભક્તિપૂર્વક તો ન માગે તેઓને જ આપનારા છીયે. દયાથી ગમે તેને આપીયે, પણ ભક્તિ તો જે ઉદાસીન ભાવે રહ્યા હોય તેઓની જ કરીએ. શ્રાવકનો દીકરો પ્રાયઃ માગે નહિ, અને કદાચ એને માગવું પડે, ત્યારે પણ એવું બોલે કે–સામાને એના જૈનત્વનું ભાન થાય. આજે તો એ લોકો જૈનત્વના નાશની પેરવી રચે છે. તમને ભલામણ છે કે-એવાઓથી સમજીને છેટા રહેજો અને તમારા સાથીઓને સમજાવીને એવાઓથી છેટા રાખજો.

## સાધર્મિ સેવ્ય ખરા, પણ જિનેશ્વરદેવને શરણે આવે તો !

સાચી સ્વતંત્રતા, સમાનતા અને સુખ ત્યાં જ છે: બીજે કોઈ જ સ્થળે નથી. આ વસ્તુના પ્રચારમાં માનનારા અને પોષનારા, એનો પ્રચાર અને એનું પોષણ કરતાં ખપી જાય, એમાં જીવનની સફળતા છે. બાકી ઉન્માર્ગે ચઢી જઇને આરંભ-સમારંભાદિકના ઉપાસક બનીને, તેનો જ પ્રચાર કરવામાં અને પોષણ કરવામાં ઝનુની

રીતે તો કેઈ મૂઆ અને કેઈ કપાયા, પણ તેથી કલ્યાણ હોવાની શ્રી જિનેશ્વરદેવ સાફ ના પાડે છે. જે કરવા યોગ્ય છે, તે સીધે સીધું જ કરવું જોઈએ. પણ આજના અર્થકામના રસિઆઓને તે પાલવે જ નહિ. એમને તો પોતાની ઇચ્છા મુજબ જ વર્તવા જોઇએ. ચાહ, સીગારેટ, નાટક વિગેરે વ્યસનો તો તેઓને ભૂતની માફક જ વળગેલાં હોય. ટાઇમ થાય કે–ચા કેટલાકને તો સ્ટ્રૉંગ જ જોઇએ : કેટલાક તો એવા વ્યસની કે–અમૂક હોટલમાં જ જાય અને તેઓ માટે સીટ અને સ્થળ પણ રીઝવર્ડ જ. ત્યાં જ એમને ટેસ્ટ આવે, કેમકે–ખુરશી મળે, આરસપાણનાં ટેબલ મળે અને વીજળીના પંખા મળે : એટલે પોતે ગમે તેવા હોય, પણ પોતાને ઈંદ્રભુવન મળ્યાનું માને. ત્રીસનો પગાર મળે અને પચાસનો ખરચ રાખે : દર માસે વીસનો ખાડો પડે, બે પાંચ વરસે મોટો દેવાદાર થાય, સ્ત્રી પરણે, બેચાર છોકરાં થાય અને પછી આખી જીંદગી રોઇરોઇને કાઢે : દૈવયોગે શેઠ રજા આપે : આ દશામાં પણ ચાહનું વ્યસન વળગેલું હોય તે જીવ લે. હું કહું છું કે–આવા વ્યસની અને તેને પાછા યોગ્ય મનાવનારા, સાધર્મી તરીકે માનવા યોગ્ય નથી. ઈરાદાપૂર્વક અનેક પાપોને સેવનારા અને સેવવામાં લાભ મનાવનારાઓની સાધર્મિ તરીકે ભક્તિ કરવામાં તો પુણ્યને બદલે પાપ થાય છે. જે એમ કહે–' અમે તો સંસારી, અમે તો હિંસા કરવાના જ અને જરૂરી હિંસામાં પાપ પણ શાનું ?'–આવાઓને સાધર્મિક ગણીને રાતી પાઇ પણ ન જ અપાય. આવાઓને ભણાવવામાં પાપ છે. અને એવી જાતિનું ભણતર પ્રચારવામાં મહા પાપ છે. આવા ભણેલાને પેદા કરવામાં પાપ છે. વગર

**ભણેલા એવા પણ, જો ભગવાનને તથા ભગવાનનાં વચનને શિર ઝૂકાવે એના ચરણે લાખો ધરજો, પણ દેવ-ગુરૂ-ધર્મની સામે આંખો લાલ કરનારા, તથા માથું ઉંચું કરનારાને રાતી પાઈ પણ ન આપતા : કારણ કે–એવાઓને**

આપવામાં ઘોર પાપ સમાએલું છે. કંગાલને અપાય, ભીખારીને અપાય, પણ ધર્મના વિરોધીને રાતી પાઈ પણ ન અપાય. ધર્મવિરોધિ ભણનારા આવીને કહે કે-'અમે વકીલ થઈશું તો કામ આવીશું'-તો એવાઓને કહી દો કે-'અમે બીજાને લાવીશું. જે બીજાને આપવું પડશે તે તો તને પહેલેથી આપવું પડે છે અને વ્યાજ માર્યું જાય છે, તથા પરિણામે ધર્મનાશ થાય છે: માટે તને દેવું નથી.' શ્રી જિનેશ્વરદેવના શાસનની સેવા કબૂલે, એવા ન થાય તો દૂર રહી એ શાસન સામે આંખનું પોપચું પણ ઉંચું ન કરવા કબૂલે, તો જ અનુકંપાથી પણ સહાય થાય: નહિ તો રાતી પાઈ પણ ન અપાય. આની સામે કહે કે-'અમે સ્વતંત્રતા વેચીએ?' તો કહેવું જોઇએ કે-'લાખ ફેરી વેચવી પડશે! નોકરીમાં સ્વતંત્રતા વેચાય છે કે નહિ? બારથી છ કલાક સુધી એ ખુરશી, એ ઑફીસ અને એ ચોપડાને આધીન રહેવું પડે છે ને! આ ટાઈમ તો ઑફીસનો. વેપારીની નોકરીમાં તો સવારના આઠથી રાતના આઠ સુધી અને મોટા વેપારીની નોકરી હોય તો રાતના અગીઆર વાગ્યા સુધીની પરાધીનતા ખરીને! જ્યારે દુનિયાદારી માટે આટલી ગુલામી લખી અપાય, તો ભગવાનના શાસનની વફાદારી કેમ ન લખી અપાય?' ધાર્મિક ગણાતી સંસ્થાના કાયદા જ ઉંચા હોવા જોઇએ. ધાર્મિક ગણાતી સંસ્થામાં કેળવાયેલા, ધર્મરંગથી રંગાયલા અને શાસનસેવામાં સર્વસ્વને આપનારા હોવા જોઇએ અને ન અપાય તો આપવાની ભાવનાવાળા તો હોવાજ જોઇએ. વિરૂદ્ધમાં તો એક

પણુ ન જ હોવો જોઇએ. આપણુને ભણેલા-ગણેલા જોઈયે છીયે, પણુ તે ભણેલા-ગણેલા સમ્યક્ પ્રકારના હોવા જોઇયે. કોઈ એમ ન માને કે-સાધર્મિક ભક્તિનો વિરોધ થાય છે. સાધર્મિની ભક્તિનું **તો અહીં વિધાન જ થાય છે, પણુ તેની સાથે ધર્મના વિરોધિની ભક્તિનો વિરોધ થાય છે, એટલીજ ખાસ વિશે**ષતા છે. ગાંધી તો જોઇયે, પણુ તે કરીયાણું જાણે તે જોઇયે: કાપડીઓ પણુ કાપડની જાત પરખનાર નોકર રાખે અને ઝવેરી હીરામાણેક ઓળખનારને રાખે. વેપારીઓ મુનીમ રાખવામાં રૂપાળા કે બળવાનને ન જૂએ. બલવાન તો ભૈયો હોય, પણુ એને દરવાજે બેસાડે: ગાદી ઉપર ભૈયો નહિં હોં! અને મુનિમ માંદો હોય, ક્ષય રોગી હોય, તોયે ગાદી ઉપર: માંયકાંગલો મુનિમ ગાદી ઉપર અને બલવાન ભયો બહાર. શેઠ જાણે છે કે-જો ભૈયાને અંદર રાખ્યો અને એની દાનત બગડી, તો ગળું દબાવતાં વાર નહિ: માટે બળવાન એવો ભૈયો બહાર અને માયકાંગલો પણુ મહેતો અંદર ગાદી ઉપર! શેઠની પાસે અગર સામે!! **સાધર્મી સેવ્ય ખરા, પણુ જો શ્રી જિનેશ્વરદેવને તથા એમના શાસનને શરણે આવે તોજ.**

'મૂર્તિ શી અને મૂર્તિઓને અલંકાર શા?'-એમ કહેનારા વિલાસીઓને કહો કે-'પાગલો! બટનમાં, લૉકીટમાં, ઘડીયાળના છેડે બાયડીના ફોટા કેમ?'-ત્યાં તો એ દીવાનાઓ કહે છે કે-'એના વિના ચાલે?' એવા હૈયા વિનાનાઓને ભલે બાયડી ગમે, પણુ જેમને ત્રણુ લોકના નાથ ગમે તે એમની ભક્તિ કરે, એમાં પેલા બાયડીના ફોટા જોયા કરનારા બળે કેમ? ત્રણુ લોકના નાથનાં મંદિરો, મૂર્તિઓ તથા આગમો સામે એલફેલ બોલનારાઓને તો સાચા જૈનથી પેઢી ઉપર પણુ ઉભા ન રખાય, અને એવા પાપાત્માઓને ઘરમાં પણુ પેસવા ન દેવાય. વોહરાનો કેસ વાંચ્યો? એકે આજ્ઞા ન માની તેમાં તો જમાત બહાર કાઢયો. કેવું બંધારણુ!

ભીખારીને મિષ્ટાન્ન ખવરાવાય, પણ ત્રણ લોકના નાથના નિંદકોને રોટલીનો ટુકડો પણ એ નાથના ભક્તથી તો નજ અપાય. એક ભીખારી આવે અને એક શેઠ પાસે ભીખ માગે: શેઠને દયા આવે અને પૈસો આપે: કદાચ પેલો ભીખારી જો દયાથી આજીજી કરે તો વધુ પણ આપે, પણ ભીખારી મ્હોઢું કટાણું કરીને કહે કે–'તારી બાયડીને તો સાડી લાવી આપે છે, છોકરાને હીરાના હાર પહેરાવે છે અને મને પૈસો જ?' પેલો શેઠ ધોલ મારીને બહાર કાઢે: કહે કે–'પાગલ! બાયડી અને છોકરાં તો મારાં છે અને એની ખાતર તો આ સાહ્યબી છે.' જો દુનિયાનાં માણસો બાયડી છોકરાં માટે આવું બોલે, તો ત્રણ લોકના નાથની ખાતર એના ભક્તોએ શું બોલવું જોઇયે? ધર્મિ માત્રે સમજવું જોઇએ કે–એવા ધર્મદ્રોહીઓને પોષવામાં પાપ છે: પાપાત્મા તરીકે જાણ્યા પછી પોષાય જ નહિ અને એવાની પુષ્ટિ કરનારા સાધુઓ સાધુ નથી, પણ વેષધારીઓ જ છે: માત્ર ઉદર-પૂર્તિ માટે જ સાધુવેષમાં ફરી રહ્યા છે. સાધુઓ પોતાના માતાપિતાદિ કુટુંબને તજીને અહીં આવ્યા તે બીજા માટે નહિ, પણ ત્રણ લોકના નાથના શાસન માટે! તો પછી શાસન ઉપર આક્રમણ આવે તે વખતે છતે સામર્થ્યે તેમનાથી મૂંગા કેમ રહેવાય? જૈનોના પૈસા એવા વધારે નથી કે–તેઓ પાપાત્માને આપે: ભગવાનના ભક્તોને ઢગલે ઢગલે આપે, પણ પાપાત્માઓને તો રાતી પાઈ પણ ન આપે. પ્રભુને ગાળો દેનારા ઘરે આવે તો કહી દેવું કે–' નામવરો! આ ઘર તમારા માટે નથી.' એવાથી તો નવકારશીમાં પણ ન અવાય, કેમકે–એ શ્રી જિનેશ્વરદેવને નિંદનારા છે. તમારી નવકારશીમાં વૈષ્ણવ કેમ નહિ? એજ હેતુ કે–શ્રી જિનેશ્વરદેવને નથી માનતા: જ્યારે શ્રી જિનેશ્વરદેવને નહિ

માનનારા પણ નવકારશીમાં ન આવી શકે, તો નિંદનારાઓ તો કેમ જ આવી શકે ? નજ આવી શકે ! આજના આગેવાનો પણ આળસુ બન્યા છે. જો તેઓ જાતે ફરે તો પેલા આવતા આપો-આપ બંધ થાય.

( સભા૦ શી રીતે ?)

ફરતા જાય, સાધર્મીને હાથ જોડતા જાય અને પેલા નંગને ભાળે ત્યાં એટલું જ કહે કે-' તમે પણ આવ્યા છો ?' બસ, આટલું જ બોલવાનું એટલે પેલાના પેટમાં ચીરો પડે : કાંતો સુધરે અને કાંતો ફરીને એ આવે નહિ : કારણ કે-એ સમજી જાય કે-' બચ્ચા, ઓળખાયા !' 'તમે આવ્યા છો !'-એમ બોલવામાં વાંધો છે ? જરૂર, આમ વર્તો તો ટાઢે પાણીએ ખસ જાય : પણ ધર્મ હૈયામાં વસે તો આ બધું બને. આથી સાધર્મીની ભક્તિનો વિરોધ થતો જ નથી. 'સાધર્મીની ભક્તિ અને વિરોધિની કમબખ્તિ'-એ બે સાથે જ છે : અને એ જો ન બતાવવામાં આવે તો એટલી ખામી ગણાય : કારણ કે-રોગીને ઔષધ આપવામાં કસર કરે, એ સાચો વૈદ્ય ન કહેવાય.

બીજું વ્યાખ્યાન સમાપ્ત.

## વ્યાખ્યાન ૩ જું.

**ચૈત્ર–શુકલા નવમી : વીર સં.–૨૪૫૬.**
**તારીખ–૭ : ઍપ્રીલ : સને ૧૯૩૦ : સોમ.**

### શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ દીધેલી પીઠિકારૂપ દેશના :
—ચાલુ—

<u>એ સહજ છે ?</u>

વર્તમાન શાસનના શિરતાજ અને અનેક લબ્ધિના ભંડાર, ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ ફરમાવ્યું કે–'આ સંસારમાં દશ દૃષ્ટાંતોથી દુર્લભ અને ક્ષેત્ર તથા કુલ આદિથી પ્રધાન એવા મનુષ્યભવની પ્રાપ્તિ અને તેમાં સદ્ગુરૂના સમાગમરૂપ સામગ્રીની પ્રાપ્તિ, પુણ્યના પ્રતાપે જ થઇ છે : તો તેવી સામગ્રી પામીને તેવા પુણ્યશાલી આત્માએ ભયંકર આપત્તિઓને ઉભી કરનાર પાંચે પ્રકારના પ્રમાદનો ત્યાગ કરીને, ઉત્તમ પ્રકારના ધર્મ-કર્મમાં સમ્યક્ પ્રકારનો ઉદ્યમ કરવો એ જ યોગ્ય છે. એ ધર્મના પ્રકાર તો–'દાન, શીલ, તપ અને ભાવ'–રૂપ ચાર છે, પણ તે ચારેમાં 'ભાવ' પ્રધાન છે : કારણકે–તે તે જાતિના ઉત્તમ ભાવ વિના દાનાદિક ધર્મક્રિયાઓ ફળીભૂત થતી નથી, પણ ઉલ્ટી સંસારને વધારનારી થાય છે : એટલે કે–મૂર્ચ્છાના ત્યાગરૂપ ભાવ વિનાનું દાન પણ પણ સિદ્ધપદનું સાધન નથી બનતું, વિષયાસક્તિને વર્જી આત્મભાવમાં રમણ કરવાની ભાવનારૂપ ભાવ વિનાનું શીલ પણ નિષ્ફલપ્રાયઃ છે અને રસનાની જ નહિ પણ ઇચ્છામાત્રની આધીનતાનો ત્યાગ કરી, એક 'અનાહારિપદ–મોક્ષપદ' ની ઇચ્છારૂપ ભાવ વિનાનો તપ પણ સંસારની વૃદ્ધિનું કારણ થાય છે : માટે ભાવને જ સંસારની રસિકતાને તજીને શુદ્ધ બનાવવાનો છે. પણ એ ભાવ પણ મનને આધીન છે અને મન અતિશય દુર્જય છે. એટલે તે શુદ્ધ આલંબન વિના નિયમનમાં આવી શકતું જ નથી અને એ જ કારણે જ્ઞાની પુરૂષોએ

સાલંબન ધ્યાનનો ઉપદેશ આપ્યો છે. મનને સ્થિર કરવા માટે શાસ્ત્રોમાં ઘણાંએ આલંબનો વિહિત કરાયેલાં છે, પણ નવપદના ધ્યાનરૂપ સુપ્રધાન આલંબન જેવું બીજું એક પણ નથી, એમ જગદ્ગુરૂ શ્રી જિનેશ્વરદેવો ફરમાવે છે.' આ પ્રમાણે ફરમાવીને પરમતારક ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ આ પીઠિકારૂપ દેશનામાં નવપદનું વર્ણન સંક્ષેપથી વર્ણવ્યું છે. તેમાં આપણે શ્રી અરિહંતદેવના સ્વરૂપવર્ણન દ્વારા કરાયેલું, શ્રી અરિહંતપદનું વર્ણન જોઈ ગયા. તેમાં તે તારકે ફરમાવ્યું કે–'અઢારે દોષોથી મુક્ત, વિશુદ્ધ જ્ઞાનમય, તત્ત્વને પ્રકટ કરનાર અને સુરેશ્વરોથી પૂજિત એવા શ્રી અરિહંતદેવોનું નિત્ય ધ્યાન કરો.' આપણે આ ઉપરથી જોઇ ગયા છીએ કે–આવી જાતિના ગુણસંપન્ન બનેલા શ્રી અરિહંતદેવો જ નવે પદોના પ્રકાશક છે અને એ જ કારણે તે તારક આત્માઓ પ્રથમપદે વિરાજે છે. આ પ્રથમ પદે વિરાજતા આત્માઓની ઉચ્ચતાનો જેઓને ખ્યાલ આવે, તેઓ જ સિદ્ધપદાદિ આઠે પદોની સાચી ઉપાસના કરી શકે છે. આ તારકોના વચન ઉપર અવિચળ શ્રદ્ધા આવ્યા વિના, સમ્યગ્દર્શનની પ્રાપ્તિ શક્ય જ નથી અને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ વિના, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર કે સમ્યક્તપની પ્રાપ્તિ અશક્ય જ છે અને એ બધાની પ્રાપ્તિ વિના, સાધુપદ, ઉપાધ્યાયપદ, આચાર્યપદ, અરિહંતપદ કે સિદ્ધપદની તો આશા જ શી ? આથી સમજી શકાય તેવું છે કે–જેઓ આજે શ્રી જિનેશ્વરદેવોના આગમની અવગણના કરનારા છે, તેઓ નવે પદ પૈકીના એક પણ પદના વાસ્તવિક રીતિએ ઉપાસક જ નથી. શ્રી જિનેશ્વરદેવોના વચન સામે પણ જમાનાની આડ ધરનારાઓ તો, પોતાના જૈનત્વનું પણ લીલામ જ કરનારા છે. એવાઓને શ્રી અરિહંતદેવો એક સામાન્ય જેવા લાગે અને સંસારના કીચ્ચડમાં ખુંચી ગયેલા, પણ દાંભિકતાથી ધર્મિપણાનો દેખાવ કરનાઓ 'મહાત્મા' તરીકે જણાય,–એમાં કશું જ આશ્ચર્ય નથી : કારણ–એ કંગાલોમાં વસ્તુના સ્વરૂપને પીછાણવાની

શક્તિ જ નથી હોતી, એટલે તેઓને પોતે માની લીધેલા 'મહાત્મા'ને નવાજવા માટે શબ્દશાસ્ત્રમાંથી શોધવા છતાં પણ યોગ્ય વિશેષણો ન મળી આવે એ સહજ છે!

## ઉદ્યમની સાચી સફલતા.

ખરેખર, શ્રી અરિહંતપદની અને શ્રી અરિહંતપદે વિરાજતા શ્રી અરિહંતદેવોની ઉપાસના, એ 'સિદ્ધપદ'ના અર્થે જ છે. શ્રી અરિહંતદેવ જેવા પરમ તારકની ઉપાસના 'શ્રી સિદ્ધપદ' શિવાયના કોઇ બીજા જ ઇરાદે કરવી, એ ભયંકર અજ્ઞાનતા છે. 'શ્રી સિદ્ધપદ'ની મહત્તા સમજાવવા માટે શ્રી સિદ્ધપદે વિરાજતા શ્રી સિદ્ધ પરમાત્માઓનું ધ્યાન ધરવાનો ઉપદેશ આપતાં, ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે છે કે—

" पनरसमेयपसिद्धे सिद्धे घणकम्मबंधणविमुक्के ।

सिद्धाणंतचउक्के, झायह तम्मयमणा सययं ॥१०॥"

*

'હે ભવ્ય જીવો! તમે તન્મય થઇને, જિન–અજિન આદિ પંદર ભેદોથી પ્રસિદ્ધ, ગાઢ કર્મનાં બંધનોથી વિમુક્ત અને સિદ્ધ થયેલ છે–'અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને અનંતવીર્ય રૂપ'–અનંતચતુષ્ક જેઓને તેવા શ્રી સિદ્ધપરમાત્માઓનું નિરંતર ધ્યાન કરો!'

*

આ ઉપરથી સહજમાં ખ્યાલ આવી શકે તેમ છે કે–આત્માનું સ્વરૂપ અનંતજ્ઞાનમય, અનંતદર્શનમય, અનંતસુખમય અને અનંતવીર્યમય છે અને તે સ્વરૂપને આચ્છાદિત કરનાર આત્મા સાથે અનાદિથી વળગેલ ગાઢ કર્મબંધન છે: માટે તે કર્મના બંધનને દૂર કરવામાં જ ઉદ્યમની સાચી સફલતા છે, કારણ કે–તેમ કરવામાં જ

સાચી સ્વતંત્રતાની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી આત્માની સાથે મળીને એકમેક થઇ ગયેલ કર્મને, સર્વ પ્રકારે દૂર કરવાનો ઉદ્યમ ન થાય, ત્યાં સુધી સિદ્ધપદની પ્રાપ્તિ થઈ શકે તેમ નથી અને સંપૂર્ણ સ્વતંત્રતા, સંપૂર્ણ સમાનતા અને સંપૂર્ણ તથા શાશ્વત્ સુખ સિદ્ધપદ શિવાય બીજે છે જ નહિ. દુનિયામાં તો તે વસ્તુઓનો અંશ પણ નથી જ. જેને સંપૂર્ણ સમાનતા જ જોઇએ, તેણે દુનિયાની અસમાનતાને તો ગળી ખાવી જોઇયે. 'મને ઓછું અને આને વધારે કેમ?'– આ ભાવના આવી તો સાચી સમાનતા મળવામાં (મુક્તિ મળવામાં) વિલંબ થવાનો અને એમાં જેટલો વિલંબ તેટલો ભય: માટે કોઇના ભલાને જોઇને બળવાની ટેવ હોય તો કાઢી નાખવી જોઈએ : ન મળે એ કમનસીબી છે, એમ માની સંતોષ જ રાખવો જોઈએ. મળે તેય અમૂક સમય માટે છે પણ સ્થાયિ નથી, તો એના મળવામાં લાભ શો? ઉદ્યમ કરવો જ હોય તો એવો કરો, કે જેથી શાશ્વત્ શાંતિ મળે. આ ઉદ્યમ ન થાય તો બીજાનું જોઇને બળો નહિ, પણ મળે તેમાં સંતોષ માનો. સિદ્ધપદનું સુખ જાણનારને સંસારમાં ગમે જ નહિ. સમાનતાની બૂમ મારવી, સ્વતંત્રતાના જાપ જપવા અને સંસારની સફર વધાર્યા કરવી એ કેમ બને? પહેલાં તો પાડોશીને જોઇને બળવા પૂરતી ઇર્ષ્યા હતી, પણ હવે તો તે ઘણી જ દૂર દૂર સુધી વધી ગઇ છે અને તે વધતી વધતી ત્રણ લોકના નાથ (શ્રી જિનેશ્વરદેવ) અને તેમના પંથે વિહરતા નિર્ગ્રંથ ગુરૂદેવો સુધી એ ઇર્ષ્યા પહોંચી છે. એનું કારણ એ જ કે–સમાનતાનું સાચું સ્વરૂપ સમજાયું નથી અને સમજવાના ખોટા આડંબરો થાય છે. એવા આડંબરોથી પોતાનું કે જગત્‌નું કલ્યાણ કદી જ થવાનું નથી.

(પ્રશ્ન૦ આ લોકો તો દાળરોટલા માગે છે ને?)

દાળરોટલાય બધાને કયાં મળે છે? એય ભાગ્યાધીન છે. બધાને જારના રોટલાય સીધા મળતા નથી. કોઇને વગર મહેનતે અગર

અલ્પ મહેનતે શીરો મળે અને કોઇને મહેનત કરીને મરી જવા છતાંય સીધી રીતે રોટલોય ન મળે : કોઇ શેઠ અને કોઈ નોકર : કોઇને મજુરી કરવા છતાંય ન મળે અને કોઇના હાથમાંથી મળેલો રોટલો પણ પડી જાય : અરે ખાંધેલું પણ માખી આવવાથી નીકળી જાય : કોઇથી ભાણામાં પડેલું રોગના સબબે ખવાય નહિ : આ બધું બનેને ! ખાઇને પણ સારા જ થવાય એ પણ નિયમ નથી : ખાઇને માંદા પણ થવાય, ખાવાથી અજીરણ પણ થાય, સન્નિપાત પણ થાય અને મરી પણ જવાય. એટલે આ બધીજ બાબતો પ્રાયઃ ભાગ્યાધીન છે, એટલે ઉદ્યમની સાચી સફલતા સારા કે નરસા ભાગ્યના અભાવે જ મળનારી મુક્તિની સાધનામાં છે અને એની પ્રાપ્તિ કરાવવા માટે જ, શ્રી અરિહંતદેવની ઉપાસના છે. અને શ્રી અરિહંતદેવની નિશ્રાથી એવા સ્વાધીન સિદ્ધપદને વરેલા આત્માઓનું ધ્યાન ધરવાથી આત્મા અવશ્ય નિર્મલ થાય છે અને એ નિર્મલતાના યોગે આપણો આત્મા પણ શ્રી અરિહંતદેવની ઉપાસનામાં વધુ ને વધુ રક્ત બની, સિદ્ધપદનો ભોક્તા થઈ શકે છે.

## ત્રીજા પદની મહત્તા—

શ્રી અરિહંતદેવો એ કાંઇ શાસનની હયાતિ સુધી સાક્ષાત્‌સ્વરૂપે સ્થાયી નથી હોતા અને તારણહાર દ્વાદશાંગીની સૂત્રરૂપે રચના પોતે નથી કરતા, એટલે પ્રભુમાર્ગને સ્થાયિ કરવા અને સુંદર રીતિએ પ્રચલિત રાખવા માટે ત્રીજા પદની આવશ્યકતા પણ અનિવાર્ય છે. આ ત્રીજા પદે વિરાજતા મહર્ષિઓ, એ શાસનના પરમ આધાર છે અને એ જ કારણે ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે—

"पवयणरयणनिहाणा, सूरिणो जत्थ नायगा भणिया ।
संपइ सव्वं धम्मं, तयहिट्ठाणं जओ भणियं ॥१॥"

*

"कइयावि जिणवरिंदा, पत्ता अयरामरं पहं दाउं ।
आयरिएहिं पवयणं, धारिज्जइ सपयं सयलं ॥२॥"

*

'શ્રી જિનાગમમાં પ્રવચનરૂપી રત્નોના નિધાનસમા સૂરીશ્વરો નાયક તરીકે કહેવાયેલા છે: કારણ કે–વર્ત્તમાન કાલમાં સર્વ ધર્મ તેમના જ આધારે કહેલ છે. વળી શ્રી જિનેશ્વરદેવો તો મોક્ષમાર્ગનું પ્રદાન કરીને ક્યારનાયે અજરામરપદે–મોક્ષપદે પહોં ગય અને વર્ત્તમાનકાલમાં જે સકલ પ્રવચન છે, તે સઘળુંય આચાર્ય ભગવાનોએ જ ધરી રાખ્યું છે.

માટે જ—

"जह तित्थगरस्साणा, अल्लंघणिज्जा तहा च सूरीणं ।"

*

"सव्वेसिं पूयणिज्जो, तित्थयरो जह तहा य आयरिओ ।"

*

"तस्साणाए वट्टण–मुब्भावणमित्थ धम्मस्स ।"

*

'જેમ શ્રી તીર્થંકરદેવની આજ્ઞા અલંઘનીય છે, તેમ સુરિમહારાજાઓની આજ્ઞા પણ અલંઘનીય છે: સઘળાંઓને જેમ શ્રી તીર્થંકરદેવ પૂજનિક છે, તેમ શ્રી આચાર્ય ભગવાન્ પણ પૂજનિક છે: અને શ્રી આચાર્ય ભગવાનની આજ્ઞામાં વર્તવું, એ આ શાસનમાં ધર્મની પ્રભાવના છે.'

*

આથી તદ્દન સ્પષ્ટ થાય છે કે–પ્રભુશાસનમાં શ્રી અરિહંતપદ જેટલી જ મહત્તા આચાર્યપદની છે અને તે પદ ઉપર રહેલા પર-

મર્ષિઓ શ્રી અરિહંતદેવોની માફક જ ઉપાસના કરવા ગ્યોગ્ય છે. એ જ કારણથી જેમ શ્રી અરિહંતદેવોનું અને સિદ્ધ આત્માઓનું ધ્યાન કરવાનું છે, તેમ શ્રી આચાર્ય ભગવાનોનું પણ ધ્યાન કરવાનું : અને એ જ વાત ફરમાવતાં ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે છે કે—

"पंचायारपवित्ते, विसुद्ध सिद्धंत देसणुज्जुत्ते ।
परउवयारिक्कपरे, निच्चं झाएह सूरिवरे ॥ ११ ॥"

*

'હે ભવ્યો ! પાંચે આચારોથી પવિત્ર, વિશુદ્ધ સિદ્ધાંતની દેશના કરવામાં ઉજમાળ અને પરના ઉપકારમાં જ એક તત્પર એવા સૂરિવરનું તમે નિત્ય ધ્યાન ધરો.'

*

આથી સમજી શકાશે કે—શ્રી અરિહંતદેવના શાસનમાં શ્રી અરિહંતદેવના અમૂક હક્કોને ધરાવનાર અને શાસનના પરમ આધાર સમા શ્રી આચાર્ય ભગવાનો–'જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર'–આ પાંચે આચારોથી પવિત્ર હોય, એટલે કે–એ પાંચે આચારોને પોતે પાળે અને બીજાને પળાવે : વળી તે તારકો એક પરોપકાર કરવામાં જ તત્પર હોવાથી, શ્રી જિનેશ્વરદેવોના વિશુદ્ધ સિદ્ધાંતની જ દેશના આપનારા હોય. શાસ્ત્રનિરપેક્ષ દૃષ્ટિએ દુનિયા તરફ જોવાની આ શાસ્ત્ર ના પાડે છે. પ્રભુના શાસનમાં રહેવા ઇચ્છનારથી સિદ્ધાંતને મૂકીને એક પણ વિચાર ન કરાય. આ સિદ્ધાંતમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ બધું ય છે. જે જે કાળે જે યોગ્ય નહોતું, એની પણ આ શાસ્ત્રે નોંધ કરી છે. તરવા–તારવાના તમામ રસ્તા સિદ્ધાંતમાં છે. વીસમી સદી કાંઇ એમની દૃષ્ટિમાંથી બાતલ નથી. એકેક વસ્તુ સમજાવવા ચાર ચાર નિક્ષેપા (નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ) કહ્યા અને સાત નય (સાત મૂખ્ય, બાકી તો અનેક નય)

કહ્યા. સિદ્ધાંતમાં બધી જ વસ્તુનું પ્રતિપાદન છે. આથી સમજી શકાશે કે–કોઈ પણ કારણસર પાંચે આચાર પાળવામાં કોઈ રક્ત રહેતા હોય, પણ પરોપકાર માટે દેશના વિશુદ્ધ સિદ્ધાંતને અનુસરતી ન દે, એ આ શાસનમાં કદી જ ન ચાલે ! સાચો પરોપકાર વિશુદ્ધ સિદ્ધાંતાનુસારી દેશનામાં જ સમાયેલો છે અને વિશુદ્ધ સિદ્ધાંતોને અનુસરતી દેશના મોક્ષમાર્ગને જ પ્રતિપાદન કરનારી, પોષનારી અને ખીલવનારી છે. તથા મોક્ષમાર્ગને બતાવવા જેવો આ જગત્‌માં કોઈ ઉપકાર જ નથી. માટે પાંચે આચારોના શુદ્ધ રીતિએ પાલક અને વિશુદ્ધ આગમાનુસારિ દેશનાના દાતાર જે મહર્ષિઓ ત્રીજે પદે વિરાજે છે, તે મહર્ષિઓની ઉપાસનાથી અવશ્ય આત્માનો ઉદ્ધાર થાય છે : કારણ કે–શ્રી અરિહંતદેવે સ્થાપેલા મોક્ષમાર્ગના સંગ્રાહક, પ્રકાશક અને પ્રચારક તે જ મહર્ષિઓ છે. આ તારકો શ્રી જિનેશ્વરદેવના શાસનથી એવા રંગાએલા હોય છે કે–તે તારકના શાસન શિવાય વિશ્વની એક પણ વસ્તુ તેઓને મન સત્ય નથી લાગતી અને પરમ તારક શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલાં કોઈ પણ અનુષ્ઠાનો તેમને અનુપાદેય કે અકરણીય નથી ભાસતાં. એથી તે તારકો જીવનભર શ્રી જિનેશ્વરદેવોએ વિહિત કરેલાં અનુષ્ઠાનોની ઉપાસના સાથે જગત્‌ના જીવોને તે અનુષ્ઠાનો પ્રત્યે જ આકર્ષિત કરવાની મનોભાવનામાં રમે છે, અને મુક્તિપદની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી એ જ તારક શ્રી જિનેશ્વરદેવોની ચરણસેવાની તીવ્ર અભિલાષા ધરે છે. તથા એજ એક અભિલાષાને સફલ કરવા માટે, શ્રી જિનેશ્વરદેવે ફરમાવેલી એક પણ આજ્ઞાનો અનાદર ન થાય, તેની તે તારકો સંપૂર્ણ કાળજી ધરાવે છે અને તે આજ્ઞાની સામે સ્વેચ્છાચારી પાખંડીઓ તરફથી આવતાં આક્રમણોને વિખેરી નાખવા માટે જીવનની પણ પરવા કર્યા વિના, નિરંતર પોતાની સઘળી શક્તિને એકત્રિત કરી ઝઝુમ્યા જ કરે છે : કારણ કે–એ જ એક જીવનધ્યેય છે. પોતાના એ જીવનધ્યેયને પૂરૂં કરનાર શાસનરક્ષક યોગ્ય આત્માને તૈયાર કર્યા પછી જ, તેઓ વિશિષ્ટ અભિગ્રહોવાળું

જીવન સ્વીકારી શકે છે અને તે પછી ધારે તો મૌન ધરી શકે છે: તે પહેલાં છતી શક્તિએ તે તારકો મૌન ધરતા જ નથી.

## ચોથા પદની મહત્તા—

શાસનની રક્ષા માટે જે રીતિએ ત્રીજે પદે વિરાજતા શ્રી આચાર્ય ભગવાનોની આવશ્યકતા છે, એ જ પ્રમાણે તે તારકોની આજ્ઞામાં મંત્રી તરીકે વિચરતા શ્રી ઉપાધ્યાય ભગવાનોની પણ આવશ્યકતા છે. જેમ રાજાઓને રાજતંત્ર ચલાવવા માટે મંત્રીઓની જરૂર પડે છે, તેમ શ્રી આચાર્ય ભગવાનોને પણ ગણનું તંત્ર ચલાવવા માટે શ્રી ઉપાધ્યાય ભગવાનોની જરૂર પડે છે. એટલે જેમ શ્રી આચાર્ય ભગવાનો ત્રીજે પદે વિરાજમાન છે, તેમ શ્રી ઉપાધ્યાય ભગવાનો ચોથે પદે વિરાજમાન છે. એ ચોથે પદે વિરાજતા મહર્ષિઓનું સ્વરૂપ દર્શાવી, તેઓનું ધ્યાન ધરવાનો ઉપદેશ આપતાં ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે છે કે—

" गणातित्तीसु निउत्ते, सुत्तत्थज्झावणंमि उज्जुत्ते ।
सज्झाए लीणमणे, सम्मं झाएह उज्झाए ॥१२॥"

*

'હે ભવ્યો! ગણની તપ્તિમાં યોજાયેલા, એટલે કે–ગણની સારણાદિક ક્રિયાઓમાં અધિકારી, સૂત્ર અને અર્થનું અધ્યયન કરવામાં ઉદ્યમવાળા તથા સ્વાધ્યાયમાં લીન મનવાળા શ્રી ઉપાધ્યાય ભગવાનોનું તમે ધ્યાન કરો.'

*

જેમ શ્રી આચાર્ય ભગવાનો પંચાચારોથી પવિત્ર રહેવા સાથે, વિશુદ્ધ આગમાનુસારિ દેશના દ્વારા એક પરોપકારમાં રક્ત રહે છે, તેમ શ્રી ઉપાધ્યાય ભગવાનો સ્વાધ્યાયમાં લીનચિત્ત રહેવા સાથે, આખા મુનિગણને સારણા, વારણા, ચોયણા, અને પડિચોયણા કરવામાં તથા સૂત્ર અને અર્થનું અધ્યયન કરવાવામાં રક્ત રહે છે.

આજ કારણે તે તારકો પાંચ પૈકીના ચોથા પરમેષ્ઠિપદે વિરાજે છે. ખરેખર, આ શાસનમાં ત્રીજા અને ચોથા પરમેષ્ઠિપદે વિરાજતા મહર્ષિઓ અજબ ઉપકારીઓ છે. એ બન્ને પરમેષ્ઠિઓ પ્રભુના શાસનને સાચવવામાં, દીપાવવામાં અને ખીલવવામાં કશી જ કમીના રાખનારા નથી હોતા. એ તારકોનું જીવનધ્યેય જ પ્રભુના શાસનને સાચવવાનું, દીપાવવાનું અને ખીલવવાનું હોય છે. શ્રી આચાર્ય ભગવાનો પાંચે આચારમાં પવિત્ર રહી, શુદ્ધ સિદ્ધાંતની દેશના દ્વારા અન્ય આત્માઓ નિર્વિઘ્નપણે પ્રભુના માર્ગે ચાલી, પોતાનું કલ્યાણ સાધે એવી યોજના કરનારા હોય અને મંત્રીસ્થાને રહેલા શ્રી ઉપાધ્યાય ભગવાનો શ્રી આચાર્ય ભગવાનની આજ્ઞામાં વિચરતા મુનિગણની સઘળી ચિંતા કરનારા હોય છે: યોગ્ય શિષ્યગણને આગમના સાર એ દે, ભણાવે એ, અને પોતે પણ સ્વાધ્યાયમાં લીન રહે. એ મહર્ષિઓ જે રૂપે આપવા યોગ્ય હોય, તે રૂપે સાધુઓને જ્ઞાન આપે અને એ રીતે મુનિગણને જ્ઞાનથી તૃપ્ત કરવાની તથા સુમાર્ગે સુયોગ્યપણે યોજવાની ચિંતામાં તત્પર જ હોય.

પાંચમે પદે મુનિવરો—

શ્રી આચાર્ય ભગવાનોની આજ્ઞા નીચે વિચરતા અને શ્રી ઉપાધ્યાય ભગવાનોના અધિકારમાં રહી નિરંતર શ્રુતધર્મ અને ચારિત્રધર્મમાં રક્ત રહેતા તથા મુમુક્ષુ આત્માઓને મોક્ષમાર્ગની આરાધનામાં સહાય કરતા શ્રી સાધુભગવાનો, શ્રી જિનશાસનમાં પાંચમા પરમેષ્ઠિપદે વિરાજમાન છે. એવા શાસનના મંડન સમા સાધુભગવાનોનું ધ્યાન ધરવાનો ઉપદેશ આપતાં, ભવોદધિત્રાતા ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે છે કે—

" सव्वासु कम्मभूमिसु, विहरंते गुणगणेहिं संजुत्ते ।
गुत्ते मुत्ते झायह, मुणिराए निट्ठियकसाए ॥१३॥"

*

'હે ભવ્યજીવો ! પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહરૂપ સર્વ એટલે પંદર કર્મભૂમિઓમાં વિરહતા, ગુણના સમૂહોથી સહિત, 'મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ'રૂપ ત્રણે પ્રકારની ગુપ્તિઓથી ગુપ્ત, સર્વ સંગોથી વર્જિત અને 'અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની તથા પ્રત્યાખ્યાની'રૂપ ત્રણ જાતિના કષાયોનો અંત કરનારા મુનિવરોનું તમે ધ્યાન ધરો !'

*

## શાસ્ત્ર એજ સુચક્ષુ—

'આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ'—આ ત્રણે પદ ઉપર રહેલા પરમર્ષિઓનું, શાસનના શિરતાજ અને વર્તમાન શાસનના અધિપતિ પરમાત્મા શ્રી મહાવીરદેવના પ્રથમ ગણધરદેવ ભગવાન્ શ્રી ગૌતસ્વામિજી મહારાજાએ કરેલું ગુણવર્ણન સાંભળ્યા પછી, તમે સમજી શક્યા હશો કે-એ ત્રણે પદ ઉપર પ્રતિષ્ઠિત થયેલા પરમર્ષિઓનું શાસ્ત્ર એજ સુચક્ષુ છે. એ સુચક્ષુ વિના તે પરમર્ષિઓ એક પણ પ્રવૃત્તિ કરી શકતા નથી. અન્ય પરમર્ષિઓની માફક શાસ્ત્રરૂપ સુચક્ષુથી સુપરિચિત થયેલા ન્યાયાચાર્ય, ન્યાયવિશારદ, મહામહોપાધ્યાય, શ્રીમદ્ યશોવિજયજી ગણિવર પણ, પોતાના 'અધ્યાત્મોપનિષત્' નામના ગ્રંથમાં ફરમાવે છે કે—

"चर्मचक्षुर्भृतः सर्वे, देवाश्चावधिचक्षुषः ।
सर्वतश्चक्षुषः सिद्धाः, योगिनः शास्त्रचक्षुषः ॥१॥"

*

'જ્યારે સર્વે એટલે જેને જેને સંભવતું હોય તે 'ચર્મચક્ષુ' વાળા છે, ત્યારે દેવો 'અવધિ'રૂપ ચક્ષુવાળા છે, સિદ્ધ આત્માઓ 'સર્વતઃ ચક્ષુ' એટલે કેવલચક્ષુવાળા છે, અને યોગીઓ 'શાસ્ત્રચક્ષુ'વાળા છે.'

*

ખરેખર, સાધુઓની સાચી આંખ તો શ્રી જિનપ્રણીત શાસ્ત્રજ છે: બાકી આ આંખ તો તે શાસ્ત્રની આજ્ઞા મુજબ જીવજંતુ જોવા માટે છે અથવા પ્રભુની મૂર્તિ જોવા તથા આગમના અક્ષર વાંચવા માટે છે. બાકી શાસ્ત્રરૂપ ચક્ષુ વિના સાધુથી તો એક કદમ પણુ ભરાય નહિ. જેમ યુદ્ધમાં હજારો સૈનિકો પણુ એક સેનાપતિની આંખથીજ જૂએ છે, તેમ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી કર્મશત્રુઓ સામે સંગ્રામે ચઢેલા સાધુઓ, શ્રી જિનેશ્વરદેવોએ કહેલ અને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામાં જ વિચરતા પરમર્ષિઓએ ગુંથેલ શાસ્ત્રરૂપ સુચક્ષુથી જ સર્વ જૂએ, તેમાં જગત્‌ને આશ્ચર્ય શું લાગે તેમ છે અને સાધુઓને નાનમ પણુ શી લાગે તેમ છે?

(પ્રશ્નકાર૦ જેઓ–'આગમમાં રસ નથી આવતો'–એમ કહે છે તેઓનું શું?)

આ આગમ ભારેકર્મિઓને જ રસમય ન લાગે. ભવાભિનંદીનું લક્ષણુ જ એ છે કે–એને મરતાંએ આ આગમ રસમય ન લાગે. રોગીને મિષ્ટાન્ન કડવું જ લાગે, એમાં મિષ્ટાન્નનો દોષ શો? રાસભજાતિનો ગુણુ કે–એને સાકર પ્રાણુહારકજ નિવડે. ઉંટને દ્રાક્ષ ગમે જ નહિ: એ તો લીંબડેજ મ્હોં મારે: એને લીંબડો કડવો ન લાગે. મનુષ્યમાં પણુ જેને ધાતુવિપર્યયનો રોગ થાય, તેને કડવું મીઠું લાગે. કાલસૌકરિક કસાઇને ચંદનના લેપ બાળતા હતા અને વિષ્ટાના લેપ સુગંધિ તથા ઠંડક આપતા હતા: એને ગુલાબની શય્યા ખૂંચતી હતી અને બાવળની શય્યા ગમતી હતી: મિષ્ટાન્ન એને કડવાં લાગતાં હતાં અને લીંબડા તથા એળીયા એને મીઠા લાગતા હતા!

*

શ્રી જિનેશ્વરદેવના ધર્મમાં આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ, દરેક માટે ફરમાન છે કે–જે આવે તેને પહેલી સંસારની અસારતા કહેવી: જો એમાં જી–હા ભણે તો આગળ ચાલવું, નહિ તો ત્યાં થંભવું અને

સંસાર અસાર કેમ તે સમજાવીને એને જગાવવું. દેવગુરૂ પાસે જે મુક્તિ માટે આવે, એજ ધર્મદેશના માટે લાયક છે. શાસ્ત્ર કહે છે કે–અર્થિ એ ધર્મનો અધિકારી છે, પણ અનર્થી નહિ. અને યોગીઓ શાસ્ત્રની આંખેજ બધું જોનારા હોય છે, કારણ કે–એનાથી નિરપેક્ષ બનેલી આ આંખો નકામી છે: એટલું જ નહિ પણ ભયંકર નુકશાન કરનારી છે! સાચા યોગીઓ પોતાની આંખે દુનિયાને જોવા માગતા જ નથી. આજે ઘણાઓ જડવાદનો વિરોધ કરે છે, જ્યારે આ શાસન તો પહેલેથી જ એનો વિરોધ કરે છે! આજે બધા કહે છે કે–આ યંત્રો અને આ ધાંધલ શી? આજના કહેનારાઓએ લપ્પડ ખાઇને આ કહ્યું, કારણ કે–તેઓ સ્વાર્થી હતા અને છે. ત્યારે એકાંતે પર-માર્થિ આ શાસને પહેલેથી જ એમ કહ્યું છે! વનસ્પતિમાં જીવ છે, એમ આ શાસન પહેલેથી જ કહે છે, પણ સ્વચ્છંદીઓ નહોતા માનતા. જ્યારે હવે જગદીશચંદ્ર બોજના કહેવાથી માને છે. આરંભ-સમારંભના જનક અનેક અખતરાના પરિણામે, બોજ તો હજી એમ કહે છે કે–' શરીર વધે છે માટે જીવ છે.' જ્યારે આ શાસને તો જીવ, પ્રર્યાપ્તિ, પ્રાણ, ઇંદ્રિય, આયુષ્ય, વિગેરે તમામ સ્વરૂપ સ્પષ્ટ સ્પષ્ટ કહેલ છે. અધુરાઓના અખતરાની વાત માનનારાઓને, અનંતજ્ઞાનીઓની વાતો માનવામાં વાંધો આવે છે અને તે એજ કે–અધુરીઆઓ માત્ર શોધની વસ્તુ સામાન્ય રીતિએ માત્ર જાણવા માટેજ બતાવે છે, ત્યારે અનંતજ્ઞાનીઓ એ બધી વસ્તુઓ અહિંસક બનવા માટે ઉપદેશે છે અને તે આજના સ્વચ્છંદીઓને ઇષ્ટ નથી. આથી જ યૂરોપના, અમેરિકાના કે આખી દુનિયાના વિજ્ઞાનવાદની થીયરી અમે આ આંખે જોવા માગતા જ નથી: કારણ કે–આગમ એ અમારી કસોટી છે. કોઇ પણ વાત આવે એને આ કસોટી ઉપર ઘસવાની: જો તેના ઉપર તે પોતાના સ્વરૂપે ઝળકે તો કામની, નહિ તો ફેંકી દેવાની. બાકી વખતોવખત વિચાર તો તે ફેરવે, કે જેને વાતવાતમાં અથડામણ થતી હોય. અને કેવળ ચર્મચક્ષુથી

તથા પોતાના ક્ષુદ્ર હૃદયથી જે કોઇ દોડાદોડી કરે, તેને અથડામણુ આવ્યા વિના રહે પણ નહિ ! અને એજ કારણે પ્રભુમાર્ગમાંજ કલ્યાણુ માનનારાઓ, અજ્ઞાન આત્માઓના અંતર અવાજને અને આ ચર્મ-ચક્ષુને જરાપણુ વજન નથી આપતા. જેમ અજ્ઞાન અંતરનો ભરૂસો નહિ, તેમ આ આંખનો પણુ ભરૂસો શો ? એમાંથી પાણી ટપકે, ઝારી વળે, ફુલું પડે, મોતીઓ થાય, નજલો ઉતરે, ચશમા લેવા પડે અને અંધાપો પણુ આવે ! ત્યાં તો બેવકૂફ હોય તેજ વિશ્વાસ રાખે. કૉડા જેવી પણુ શાસ્ત્રનિરપેક્ષ આંખો ઉપર, શાણાથી તો વિશ્વાસ રખાય જ નહિ. જંગલના ભીલની આંખ વધારે તેજ હોય અને ગીધની આંખ સૌથી તેજ હોય, કેમકે–માઇલો ઉપરથી એ દેખે. પણુ એ દેખવાનું પરિણામ શું ? પુણ્યોદયે આંખ મળી હોય તો દેવગુરૂના દર્શનમાં તથા સદાગમનું વાંચન વિગેરે કરવામાં યોજવી, એજ એનો સદુપયોગ કર્યો ગણાય અને એજ કારણે સાચા યોગીઓ, સદાગમ રૂપ સુચક્ષુના આધારે જ પોતાનું જીવન જીવવા ઇચ્છનારા હોય છે અને એથી સ્પષ્ટ જ છે કે–સાધુરૂપમાં રહેવા છતાં પણુ, જે સાધુઓ જમાનાના નામે સદાગમોને દૂર રાખવાની વાતો કરે છે, તે સાધુઓએ પોતાની જાતે જ નાસ્તિકપણાનો ઇલ્કાબ ખરીદી લીધો છે, એમાં કશી જ શંકા નથી અને એ ઇલ્કાબને આધીન થઇ, કોઇ પોતાને નાસ્તિક કહી દે એથી અકળાવું અને ખોટા ઉધમાત કરવા, એ તેઓની બનાવટી અને દાંભિક શાંતિને પણુ કલંકરૂપ છે : બાકી તેઓના ખોટા બકવાદોની, શાસ્ત્રાનુસારિ સમાજ ઉપર એક સહજ પણુ અસર થઈ શકે તેમ નથી. વધુમાં જો તેવાઓને, પોતે જાતે ખરિદી લીધેલો હોવા છતાં પણુ, નાસ્તિકપણાનો ઇલ્કાબ ખરે જ ન ગમતો હોય, તો મસ્તિકષ્કના ઉપર મદાર બાંધી આજના તદ્દન ઉચ્છૃંખલ બનેલા જમાના સાથે નાચ કરવા બંધ કરી દઇ, પુનઃ 'શાસ્ત્ર એ જ સુચક્ષુ છે.'–એમ માની, શાસ્ત્રવિહિત રીતિએ પ્રભુમાર્ગમાં આવી અને અત્યાર સુધી સેવેલા ઉન્માર્ગોના સાચા ઈકરાર કરી,

સ્વના અને પરના ઉપકારી બનવાની જરૂર છે. અન્યથા નકામા ધમપછાડા કરવાથી આત્માના ભયંકર નાશ શિવાય, બીજું કશું જ સુપરિણામ આવવું એ અસંભવિત છે, એમ નિશ્ચયપૂર્વક તેઓએ મને કે કમને પણ માની લેવાનું છે. એ શિવાય સાચી શાંતિ સાંપડવાની જ પણ નથી.

*

## 'સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ'નું અતિ મનનીય સ્વરૂપ તથા તેના સ્વીકારનો સદુપદેશ.

પ્રથમના પાંચે પરમેષ્ઠિપદે વિરાજતા શ્રી અરિહંતદેવો, શ્રી સિદ્ધ પરમાત્માઓ, શ્રી આચાર્ય ભગવાનો, શ્રી ઉપાધ્યાય ભગવાનો અને શ્રી સાધુ ભગવાનોનું ધ્યાન ધરવાનો ઉપદેશ આપ્યા પછી, જેના યોગે પરમેષ્ટિપદે પહોંચી શકાય છે, તે 'સમ્યગ્દર્શન' આદિ ચારે પદોનું સ્વરૂપદર્શન કરાવવા સાથે, ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા 'સમ્યગ્દર્શન'રૂપ રત્નપ્રદીપને મનોમંદિરમાં સદાને માટે ધરવાનો, 'સમ્યગ્જ્ઞાન'ને શીખવાનો, 'સમ્યક્ચારિત્ર'નું પરિપાલન કરવાનો અને 'સમ્યક્તપ'ને આચરવાનો ઉપદેશ આપતાં ફરમાવે છે કે—

" सव्वन्नुपणीयागम, पयडियतत्तत्थसद्दहणारूवं ।
दंसणरयणपईवं, निच्चं धरेह मणभवणे ॥१६॥"

*

'હે ભવ્ય જીવો ! તમે સદાને માટે તમારા મનોરૂપ ભુવનમાં, શ્રી સર્વજ્ઞ પરમાત્માઓએ પ્રણીત કરેલાં આગમોમાં પ્રકટ કરેલા તત્ત્વરૂપ અર્થોની સદ્દહણા—શ્રદ્ધારૂપ—દર્શનરૂપ પ્રદીપને, એટલે કે—સમ્યક્ત્વરૂપ રત્નપ્રદીપને સ્થાપન કરો !'

*

## 'સમ્યગ્દર્શન' એ 'રત્નપ્રદીપ' છે.

તમે જોઇ શકશો કે-ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા જેવા પણ શ્રી સર્વજ્ઞપરમાત્માઓએ કહેલ આગમોમાં પ્રકટ કરેલ તત્ત્વરૂપ અર્થોની શ્રદ્ધાને 'રત્નપ્રદીપ'ની ઉપમા આપીને, તે રત્નપ્રદીપને સદાને માટે મનોરૂપ મંદિરમાં સ્થાપન કરવાનો ઉપદેશ આપે છે. એ ઉપદેશનો વિચાર કરતાં, તમે સ્વયં સમજી શકશો કે-એ દીપકના અભાવમાં કોઇ પણ જાતિનો પ્રકાશ વસ્તુતઃ પ્રકાશ જ નથી, કારણ કે-એના શિવાયના સર્વ પ્રકાશો, આત્માને વસ્તુતઃ અંધ જ બનાવનારા છે. એ 'સમ્યક્ત્વ'રૂપ 'રત્નપ્રદીપ'ના પ્રકાશ વિનાનું જ્ઞાન, ચારિત્ર અને તપ, એ કોઇ પણ પ્રકારે આત્માના મૂળ સ્વરૂપને પ્રગટ કરી શકે તેમ નથી. મુક્તિના અર્થિએ એક ક્ષણ પણ આ 'રત્નપ્રદીપ' વિના રહેવું, એ પોતાના મુક્તિના અર્થિપણાનો નાશ કરવા બરાબર છે: કારણ કે-એ 'રત્નપ્રદીપ' વિના વસ્તુસ્વરૂપનું સાચું ભાન જ થઈ શકતું નથી, અને એ જ કારણે ચાર ચાર જ્ઞાનના ધણી અને દ્વાદશાંગીના સ્વયંપ્રણેતા શ્રી ગણધરદેવોએ પણ હૃદયમાં—

" तमेव सच्चं निस्संकं जं जिणहिं पवेइयं ।"

*

'તે જ સાચું અને શંકા વિનાનું, કે જે શ્રી જિનેશ્વરદેવોએ પ્રવેદ્યું.'

*

—આ જ જાતિનો નિરધાર કર્યો અને એવો જ નિરધાર કરવાનું એકેએક કલ્યાણના અર્થિ ભવ્યજીવને ઉપદેશ્યું.

*

હવે વિચારો કે-શાસનના શિરતાજોના આ ઉપદેશોને અવગણીને-**इस जमाने में आगमों को दूर रक्खो, अभी तो जमाना**

**को देखो**–આ પ્રમાણે કહેનારમાં આચાર્યપણું યા મુનિપણું કોઇ પણ રીતિએ ટકી શકે તેમ છે? અને જેઓ આગમની આજ્ઞાની દરકાર રાખ્યા વિના, યથેચ્છપણે લખી કે બોલી રહ્યા છે, તેઓ કોઈ પણ રીતિએ પોતાની જાતને પ્રભુના શાસનમાં એક પણ ક્ષણ રાખી શકે તેમ છે? વિચારને અંતે શુદ્ધ વિચારકોને કહેવું જ પડશે કે–નહિ જ, કોઇ પણ રીતિએ નહિ! તો એ જ કારણે પરમગીતાર્થ ગુરૂવર્યો દ્વારા એ ઉપદેશાય છે કે–દરેકે દરેક વસ્તુની પરીક્ષા આગમ-દ્વારા જ થઇ શકે, પણ મતિકલ્પના કે જમાનાદ્વારા નહિ જ: અને જો મતિકલ્પના કે જમાનાદ્વારા જ વસ્તુની પરીક્ષા કરવી હોય, તો તો જૈન કહેવડાવવાની, જૈનમુનિ કહેવડાવવાની કે જૈનાચાર્ય કહેવ-ડાવવાની જરૂર જ શી છે? બાકી જૈન, જૈનમુનિ કે જૈનાચાર્ય કહેવડાવી, શ્રી જિનેશ્વરદેવના આગમની દરકાર ન કરવી અને તેનાથી વિપરીત વિચારણા, દેશના ને આચરણા કરવી, એ તો ભયંકરમાં ભયંકર પાપચારિતા છે, એમાં કશી જ શંકા નથી: કારણ કે–જૈન, જૈનમુનિ કે જૈનાચાર્ય કહેવરાવવા છતાં, આગમોનો ઇન્કાર કરવો અને તેમ કરવા બીજાઓને પ્રેરવા, એ ઇરાદાપૂર્વક પોતાનો અને બીજા અનેક આત્માઓનો નાશ કરવાની, ભયંકર કતલકારિણી ક્રિયા છે. આથી દરેકે દરેક જૈનની, જૈનમુનિની કે જૈનાચાર્યની ફરજ એ છે કે–શ્રી જિનેશ્વરદેવના આગમથી વિરૂદ્ધ જતી એક પણ પ્રવૃત્તિને મનથી, વચનથી કે કાયાથી ન આચરવી જોઇએ અને આચરનારાઓની અનુમોદના ન કરવી જોઇએ: કારણ કે–એમ કરવામાં જ આત્માનો નિસ્તાર થઇ શકે તેમ છે. પણ આ દશા, એ ભાવના અને એ નિશ્ચય ત્યારે જ થશે, કે જ્યારે સમ્યક્ત્વરૂપ રત્નપ્રદીપ મનો-મંદિરમાં સદાને માટે ઝળહળતા રાખવામાં આવશે.

## 'સમ્યગ્જ્ઞાન' એ સર્વગુણોનું મૂલ છે.

અને સર્વગુણોના મૂલરૂપ સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ પણ તેને જ

થાય છે, કે જે આત્માના મનોમંદિરમાં 'સમ્યક્ત્વરૂપ રત્નપ્રદીપ' ઝળહળતો હોય છે! એ જ કારણે ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા પણ પ્રથમ તે સમ્યક્ત્વરૂપ 'રત્નપ્રદીપ'ને હૃદયમાં ઝળહળતો રાખવાનો ઉપદેશ આપ્યા પછી જ, સમ્યગ્જ્ઞાનને શીખવાનો ઉપદેશ આપતાં ફરમાવે છે કે—

"जीवाजीवाइपयत्थ—सत्थतत्तावबोहरूवं च ।
नाणं सव्वगुणाणं, मूलं सिक्खेह विणएणं ॥१५॥"

*

'હે ભવ્યજીવો! સર્વગુણોનું મૂલ સમું જે જીવ–અજીવ આદિ પદાર્થસમૂહના તત્ત્વાવબોધરૂપ જ્ઞાન, તે જ્ઞાનને તમે વિનયપૂર્વક શીખો!'

*

ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજીના આ ઉપદેશથી તમે એ પણ સમજી શકશો કે–શ્રદ્ધાપૂર્વક જીવ, અજીવ આદિ પદાર્થોનું તત્ત્વજ્ઞાન, જે રીતિએ શ્રી જિનેશ્વરદેવોના આગમોમાં અને તે આગમાનુસારિ ગ્રંથો વર્ણવામાં આવ્યું છે, તે રીતિએ તેને વિનયપૂર્વક જાણવું, એનુંજ નામ સમ્યગ્જ્ઞાન કહી શકાય છે: પણ પોતાની મતિકલ્પનાથી કલ્પી કાઢેલા, અગર તો પાપના અખતરાઓ કરી મેળવેલા ક્ષુદ્ર જ્ઞાનને, કદીજ સમ્યગ્જ્ઞાન તરીકે કહી શકાય તેમ નથી: કારણ કે— પ્રભુપ્રણીત સમ્યગ્જ્ઞાનને મેળવવામાં તો પ્રથમ બીજરૂપે શ્રદ્ધાપૂર્વકનો વિનય જોઇએ અને પછીથી ફલરૂપે વિરતિનો આદર અને આસક્તિ આદિના કારણે આદર ન થઇ શકે, તો વિરતિ પ્રત્યે અખંડ પ્રેમ તો થવો જ જોઇએ! ત્યારે આજના ક્ષુદ્ર જ્ઞાનને મેળવવા માટે તો શરૂઆતમાં પાપમય અખતરાઓ થાય છે, અગર મતિકલ્પનાઓના માયાવી મહેલો રચાય છે અને તે જ્ઞાનની પ્રાપ્તિના પરિણામે અવિરતિ એટલે આરંભ–સમારંભ આદિની ભયંકર પાપપ્રવૃત્તિઓ ઉભી કરી, તેના દ્વારા અર્થ અને કામની ઉપાસના જોરશોરથી

યથેચ્છપણે શક થાય, એવી જાતિની યોજનાઓ રચાય છે; ઉપદેશાય છે અને પ્રચારાય છે. આવા પાપમાંથી અને અર્ધદગ્ધતામાંથી જન્મેલા અને પાપમય પ્રવૃત્તિઓનું જ પુરાણુ રચનાર જ્ઞાનને, સમ્યગ્જ્ઞાન તરીકે કેમ જ ઓળખી શકાય? જે જ્ઞાન માટે પ્રવૃત્તિ કરતાં જ પાપના ભયને આઘો મૂકવો પડે કે સ્વેચ્છાચારિતાની ઉપાસના કરવી પડે અને જે જ્ઞાન આવ્યા પછી પાપની ભીતિ આદિનો સર્વથા નાશ થવાથી ઓછી, અધિક યા પૂરેપૂરી નાસ્તિકતા વગર આમંત્રણે આવીને અંતરમાં વાસ કરે, તે જ્ઞાનને મેળવવા પાછળ સમયનો દુર્વ્યય કરી, આ અમૂલ્ય જીવનને બરબાદ કરવાની મૂર્ખાઈ કયો આત્મા આચરે? ખરેખર, જે આત્માને આ આર્યદેશ, આર્યજાતિ અને ધર્મસામગ્રીથી સહિત એવા ઉત્તમ કુલની સાચી પ્રતીતિ થઈ હોય, તે તો એવી મૂર્ખાઇ નજ આચરે. પોતાને પરમ પુણ્યના ઉદયેજ આવી ઉત્તમ સામગ્રીઓ મળી છે, એમ જાણનાર અને માનનાર તો, ઉપકારીઓની આજ્ઞા મુજબ પોતાના હૃદયમંદિરમાં 'સમ્યક્ત્વરૂપ રત્નપ્રદીપ'ને ઝળહળતો કરી, તે પછી વિનયદ્વારા સદ્ગુરૂઓની સેવામાં સમર્પાઇ જઇ, શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલ જીવાદિક નવે તત્ત્વોના જ્ઞાનને અંતરમાં ઉતારી, તે તારકે મુક્તિની સાધના માટે દર્શાવેલ અદ્વિતીય સાધનરૂપ 'સમ્યક્ચારિત્ર'નું પાલન કરવામાંજ રક્ત બની જાય.

## 'સમ્યક્ચારિત્ર' કર્મના સંચયને ખાલી કરનાર છે.

કારણ કે—સમ્યક્ચારિત્રના પાલન માટેજ જ્ઞાન છે: અને સમ્યક્ચારિત્રના પરિપાલન વિના અનાદિકાલથી આત્માને વળગી રહેલ કર્મનો સંચય ખાલી થઇ શકતો જ નથી. એ જ કારણે ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા—'સમ્યક્ચારિત્ર'નું સ્વરૂપ દર્શાવવા સાથે, તેના પાલનનો ઉપદેશ આપતાં ફરમાવે છે કે:—

" असुहकिरियाणचाओ, सुहासु किरियासु जो अपमाओ ।
तं चारितं उत्तम–गुणजुत्तं पालह निरुत्तं ॥ १६ ॥ "

*

'જે અશુભ ક્રિયાઓ એટલે 'પ્રાણાતિપાત' આદિ જે પાપના વ્યાપારો તેનો ત્યાગ અને શુભ ક્રિયાઓ એટલે 'પ્રાણાતિપાતવિરમણ' આદિ જે પાપરહિત વ્યાપારો તેમાં અપ્રમાદ એટલે જાગૃતિપૂર્વકનો પ્રયત્ન, તેનું નામ ચારિત્ર કહેવાય છે. અને જે શબ્દપદના ભંજનથી બનેલ છે, એટલે કે–જે શબ્દજ એમ સૂચવે છે કે–આનાથી કર્મનો સંચય ખાલી થાય છે, તેવા ઉત્તમ ગુણોથી યુક્ત એવા ચારિત્રને હે ભવ્યજીવો ! તમે પાળો.'

*

આ રીતના સમ્યક્ચારિત્રના સ્વરૂપવર્ણનથી એજ સિદ્ધ થાય છે કે–સમ્યક્ ચારિત્રના ધરનારથી 'પ્રાણાતિપાત' આદિ એક પણ પાપક્રિયાનો વિચારથી, ઉચ્ચારથી કે આચારથી અને કરવાથી, કરાવવાથી કે અનુમોદવાથી સ્વીકાર થઈ શકે જ નહિ: એટલું જ નહિ પણ જે આત્મા જીવનભર સંપૂર્ણપણે સમ્યક્ચારિત્રનું પાલન કરવા ઈચ્છે, તે આત્માએ એકે એક પાપક્રિયાના ત્યાગમાં અને એકે એક શુભક્રિયાના સેવનમાં અપ્રત્તપણે પ્રયત્નશીલ બનવું જ જોઇએ. તેનાથી એમ ન જ કહેવાય કે–' પાપક્રિયાનો અમે ત્યાગ કર્યો છે, પણ જેઓએ ત્યાગ નથી કર્યો તેઓને તેવી ક્રિયાઓ કરવાની સલાહ અગર તો તેવી ક્રિયાઓ કરવામાં સહાય આપવામાં કે તેવી પાપક્રિયાઓ કરનારની પ્રશંસા કરવામાં હરકત શી ?' પરન્તુ આ કહેવું ને કરવું ગેરવ્યાજબી છે: કારણ કે–એમ કરવામાં તો સમ્યક્ચારિત્રનું પાલન નથી થતું, પણ ઉલ્ટી વિરાધનાજ થાય છે. આથી કર્મના સંચયને ખાલી કરનાર સમ્યક્ચારિત્રનું પાલન કરવા ઇચ્છનારે, દુનિયાદારીની

સઘળી આળપંપાળોથી અલગજ રહેવું જોઇએ. દુનિયાદારીની એક પણ પ્રવૃત્તિ આ સર્વોત્તમ ચારિત્રના ધરનાર માટે અનુમોદ્ય પણ નથી, તો ઉપદેશ્ય તો હોયજ શાની? પણ લોકહેરીમાં પડેલા પામરો ખરેજ, આ બધી વસ્તુઓનો વિચાર કરવાની દરકાર કર્યા વિના જ, મળી ગયેલી ઉત્તમોત્તમ વસ્તુઓને, એક તુચ્છ માનપાનની ખાતર હારી જઇને, પોતાના આત્માને અનંતકાલના ચક્રમાં ધકેલી દે છે. અને આથી જ એકવાર પૂજ્યકોટિમાં ગણાતા આત્માઓ, દીન અને દયાપાત્ર બની જાય છે તથા પોતાની જાતને એવી પરાધીન બનાવી દે છે કે–જેઓને ઉપદેશ આપવાની લાયકાત પોતે ધરાવતા, તેઓનો ઉપદેશ સાંભળવાની અને તેને આધીન થવાની દશામાં પોતે જ મૂકાઈ જાય છે અને એ કારણે તે ખોટી વાહવાહની ખાતર પામર બની ગયેલા આત્માઓની દશા ધોબીના કુતરા જેવી થાય છે.

## 'સમ્યક્તપ' એ કર્મરૂપ અંધકાર માટે સૂર્ય સમાન છે.

પોતાની શુભ ક્રિયાઓનો પરિત્યાગ કરવાથી અને શાસ્ત્રે સર્વથા નિષિદ્ધ કરેલી પાપક્રિયાઓની સેવામાં પડવાથી, 'સાધુ' કહેવાતાની દશા પણ ધોબીના કુતરા જેવી થઇ જાય છે, એમ જાણનાર આત્મા જે હેતુ માટે સમ્યક્ચારિત્રનો સ્વીકાર કર્યો છે, તે હેતુથી સિદ્ધિમાં અપૂર્વ સહાય કરનાર 'સમ્યક્તપ'ની સેવા કરવામાં જરૂર ઉત્સુક બને છે. અને સમ્યક્ચારિત્રને દિપ્તિમાન્ કરવા માટે સમ્યક્તપ એ અતિશય આવશ્યક વસ્તુ છે: એજ કારણે નવમા પદ તરીકે પ્રતિષ્ઠિત થયેલ 'સમ્યક્તપ'ના સ્વરૂપદર્શન સાથે ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા, તેની આચરણા કરવાનો ઉપદેશ આપતાં ફરમાવે છે કે–

" घणकम्मतमोभर–हरणभाणुभूयं दुवालसंगधरं ।
नवरमकसायतावं, चरेह सम्मं तवोकम्मं ॥१७॥"

*

'હે ભવ્ય જીવો ! 'જ્ઞાનાવરણીય' આદિ જે ગાઢ કર્મોરૂપ અંધકારનો સમૂહ, તેનું હરણ કરવામાં સૂર્યસમાન અને લોકમાં જેમ સૂર્ય બાર મનાય છે, તેમ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં બાર ભેદને ધરનાર એવું જે તપકર્મ, તેને તમે સમ્યક્ પ્રકારે આચરો ! પણ એના આચરણમાં એક વિશેષતા રાખવી જોઇએ, અને તે એ જ કે–સૂર્યની સાથે સંપૂર્ણ ઉપમાને પામનારો એવો પણ તપ, કષાયરૂપ તાપથી રહિતપણે સેવો, અર્થાત્–સૂર્ય ભલે તાપકારક હો, પણ આ તપરૂપ સૂર્ય કષાયરૂપ તાપથી રહિત જ હોવો જોઇએ.'

*

વિચારો કે–શ્રી જિનેશ્વરદેવના શાસનમાં તપની પણ આચરણા શા માટે કરવાની છે ? શ્રી જિનેશ્વરદેવના શાસનમાં તપની આચરણા, કોઈ દુનિયાની સાહ્યબીને વશ કરવા માટે કે કોઇ દુશ્મનને મ્હાત કરવા માટે કરવાની નથી, પણ કેવલ જ્ઞાનાવરણીય આદિ કર્મોના નાશ માટે જ કરવાની છે અને તે એક પ્રકારે નથી, પણ બાર બાર પ્રકારે છે. આથી સમજી શકાશે કે–જેઓ દુનિયાની સાધનાઓ માટે તપકર્મની આચરણા કરે છે અને તેને ધર્મરૂપે કરણીય કોટિમાં મનાવવાની ધૃષ્ટતા આદરે છે, તેઓ ખરે જ પોતાની જાતને ઠગવા સાથે, અજ્ઞાન આત્માઓને પણ ઠગે છે અને સંસારમાં ચિરકાલ સુધી પરિભ્રમણ કરવાનું પાપકર્મ ઉપાર્જે છે. આથી કલ્યાણના અર્થિ આત્માઓએ સમ્યક્તપની આચરણા કરવામાં બીજા હેતુઓનો ત્યાગ કરી, એક કર્મક્ષયના હેતુને જ લક્ષ્યમાં રાખવો જોઇએ, કે જેના યોગે અનાદિથી મલિન એવો આત્મા નિર્મલ થાય અને પોતાના સ્વરૂપને પામી, સદાને માટે અનંતસુખનો ભોક્તા થાય.

*

શાસનના શિરતાજ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ આ રીતિએ આલંબન તરીકે બતાવેલા નવે પદના સ્વરૂપને સમજી, તેનું

આલંબન સ્વીકારનાર આત્મા, જરૂર પોતાના ચંચલ એવા મનને નિયમિત બનાવી અને તે દ્વારા શુદ્ધભાવને પેદા કરી, શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ ચારે પ્રકારના ધર્મની અખંડપણે આરાધના કરી, પોતાનું આત્મકલ્યાણ સાધી શકે છે. માટે દરેકે દરેક કલ્યાણના અર્થિ આત્માએ, આ નવે પદની આરાધના કરવી જ જોઇએ. અને દરેકે દરેક કલ્યાણના અર્થિ આત્માએ એ નવે પદની આરાધના કરી પણ છે, એ વાત કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ શ્રી વીતરાગસ્તોત્રના એક શ્લોકદ્વારા સ્પષ્ટ કરી છે. આ રહ્યો તે શ્લોકઃ—

"त्वां त्वत्फलभूतान् सिद्धान्, त्वच्छासनरतान् मुनीन् ।
त्वच्छासनं च शरणं, प्रतिपन्नोऽस्मि भावतः ॥ १ ॥"

*

'હે નાથ ! હું આપને, આપના ફલભૂત શ્રી સિદ્ધપરમાત્માઓને, આપના શાસનમાં રત એવા મુનિવરોને અને આપના શાસનને ભાવથી શરણ તરીકે પામેલો છું.'

*

આ શ્લોકમાં '**त्वां**' શબ્દથી શ્રી અરિહંતદેવ : '**सिद्धान्**' શબ્દથી શ્રી સિદ્ધપરમાત્મા : '**मुनीन्**' શબ્દથી શ્રી આચાર્ય, શ્રી ઉપાધ્યાય અને શ્રી સાધુ મહારાજ તથા '**त्वच्छासनं**' આ શબ્દથી 'સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ'–એ રીતિએ નવે પદનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અને એજ આ વિશ્વમાં એક શરણભૂત છે, એ એક નિર્વિવાદ વાત છે. કારણ કે–કોઈ પણ રીતે જે આ નવપદના શરણને પામ્યા છે, પામે છે, અને પામશે, તેજ અનન્ત સુખના ધામરૂપ મોક્ષપદને પામ્યા છે, પામે છે અને પામશે,–એ સુનિશ્ચિત છે.

ત્રીજું વ્યાખ્યાન સમાપ્ત.

## વ્યાખ્યાન ૪ થું.

**ચૈત્ર - શુકલા દશમી : વીર સં. - ૨૪૫૬.**
**તારીખ - ૮ : ઍપ્રીલ : ૧૯૩૦ : મંગલ.**

### શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ દીધેલી પીઠિકારૂપ દેશના :
—ચાલુ—

### શ્રેણિકનો પ્રશ્ન અને તેનો ઉત્તર.

વર્તમાન શાસનના અધિપતિ, દેવાધિદેવ પરમાત્મા શ્રી મહાવીરદેવની આજ્ઞાથી 'રાજગૃહી' નગરના ઉદ્યાનમાં પધારેલા, પ્રથમ ગણધરદેવ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ, પુણ્યયોગે મળેલ માનવજન્મ આદિ સામગ્રીને સફળ કરવા માટે, પરમકષ્ટના કારણરૂપ પ્રમાદના ત્યાગનો, અને અનંત સુખના સાધનરૂપ ધર્મના સેવનનો ઉપદેશ આપ્યો અને તે ચાર પ્રકારના ધર્મમાં સાધનરૂપ દુર્જય મનને વશ કરવા માટે, 'નવ પદનું ધ્યાન'—એ જ સુપ્રધાન આલંબન છે એમ જણાવ્યું. પછી તેની ઉપાસના કરવા માટે ટુંકમાં પ્રથમનાં પાંચે પદ ઉપર ક્રમસર પ્રતિષ્ઠિત થયેલા પાંચે પરમેષ્ઠિનું સ્વરૂપ અને તે પછી પરમેષ્ઠિ થવા માટે પરમ સાધનરૂપ ચારે પદોનું સ્વરૂપ દર્શાવી, સમ્યક્ત્વરૂપ રત્નપ્રદીપને મનોરૂપ ભુવનમાં સ્થાપન કરવાનો, સર્વ ગુણોના મૂલરૂપ સમ્યગ્જ્ઞાનને શીખવાનો, અનાદિથી થઈ રહેલ કર્મસંચયને ખાલી કરાવનાર સમ્યક્ચારિત્રને પાળવાનો અને ગાઢ કર્મોરૂપી અંધકારને નાશ કરવા માટે સૂર્ય સમા બારે પ્રકારના સમ્યક્તપને આચરવાનો ઉપદેશ આપ્યો અને હવે તે પરમતારક પરમર્ષિ ફરમાવે છે કે—

"एयाइं नवपयाइं, जिणवरधम्मंमि सारभूयाइं ।
कल्लाणकारणाइं, विहिणा आराहियव्वाइं ॥ १८ ॥"

*

"एएहिं नवपएहिं, सिद्धं सिरिसि[redacted]उत्तो ।
आराहंतो संतो, सिरिसिरिपालुव्व लहई सुहं ॥ १९ ॥"

*

'શ્રી અરિહંત' આદિ નવે પદો, શ્રી જિનેશ્વરદેવના ધર્મમાં સારભૂત અને કલ્યાણનાં કારણ છે, માટે જ વિધિપૂર્વક આરાધવા યોગ્ય છે.'

—અને—

'એ નવે પદોથી સિદ્ધ થયેલા શ્રી સિદ્ધચક્રને ઉદ્યમપૂર્વક આરાધતો આત્મા, શ્રી 'શ્રીપાલ' નામના રાજાની માફક સુખને પામે છે.'

*

ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજીના શ્રીમુખથી શ્રી 'શ્રીપાલ' નામના રાજાનું નામ સાંભળીને, મગધદેશના માલિક અને શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર પરમાત્માને જ એક માલિક તરીકે સ્વીકારનારા શ્રી શ્રેણિક મહારાજાએ પ્રશ્ન કર્યો કે—

"तो पुच्छइ मगहेसो, को एसो मुणिवरिंद्र! सिरिपालो ? ।
कह तेण सिद्धचक्कं, आराहिय पावियं सुक्खं ? ॥ २० ॥"

*

'હે મુનિવરેંદ્ર! આ શ્રી 'શ્રીપાલ' રાજા કોણ? અને તેમણે શ્રી સિદ્ધચક્રને કેવી રીતિએ આરાધીને સુખ મેળવ્યું?'

*

શ્રી શ્રેણિક મહારાજાએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતાં, ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ ફરમાવ્યું કે—

"तो भणइ मुणी निसुणसु, नरवर! अक्खाणयं इमं रम्मं ।
सिरि सिद्धचक्कमाहप्प-सुंदरं परमचुज्जकरं ॥ २१ ॥"

*

'હે નરવર! સિદ્ધચક્રના માહાત્મ્યે કરીને સુંદર અને એજ કારણે પરમ આશ્ચર્યને કરનાર તથા મનોહર એવા આ શ્રી શ્રીપાલરાજાના કથાનકને તું સાંભળ.'

*

આ પ્રમાણે કહીને ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ, આખુંએ શ્રી શ્રીપાલરાજાનું કથાનક કહ્યું અને તેજ કથાનક શ્રી રત્નશેખરસૂરીશ્વરજી મહારાજાએ આમાં આલેખ્યું છે. આ કથાનકમાંથી માત્ર અમૂક અમૂક પ્રસંગો જ અને તે પણ તદ્દન ટુંકામાં જ આ દિવસોમાં કહેવાની ઇચ્છા છે.

°°°

## પ્રસંગ ૧ લો: સમ્યગ્દષ્ટિનું શિક્ષણ.

°°°

આ ચરિત્રમાં સૌથી પ્રથમ પ્રસંગ શ્રીમતી 'મદનાસુંદરી'નો આવે છે. ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ, શ્રી શ્રીપાલ મહારાજાના કથાનકની આદિમાં જ ફરમાવ્યું કે–'આજ ભરતક્ષેત્રના દક્ષિણ ખંડમાં 'માલવા' નામનો એક સુપ્રસિદ્ધ દેશ છે, અને તે દેશમાં 'ઉજ્જયિની' નામની નગરી છે. તે નગરીમાં 'પ્રજાપાલ' નામનો રાજા છે, કે જે નામ જેવો જ પ્રજાપાલકપણાનો ગુણ ધરાવે છે અને તે રાજાના વિશાલ અંતઃપુરમાં પ્રધાનપદે શોભતી 'સૌભાગ્યસુંદરી' અને 'રૂપસુંદરી' નામની બે દેવીઓ છે. તેમાંની પહેલી માહેશ્વરકુલમાં ઉત્પન્ન થયેલી હોવાથી મિથ્યાદષ્ટિ હતી અને બીજી શ્રાવકની

દીકરી હોવાથી સમ્યગ્દૃષ્ટિ હતી. 'શ્રી પ્રજાપાલ' નામના રાજાને આ બન્ને દેવીઓથી એક એક પુત્રીની પ્રાપ્તિ થઇ અને રાજાએ પહેલી સૌભાગ્યસુંદરીની પુત્રીનું નામ 'સુરસુંદરી' પાડયું અને બીજી શ્રી રૂપસુંદરીની દીકરીનું નામ 'મદનાસુંદરી' પાડ્યું. રાજાએ પોતાની બન્ને પુત્રીઓને સમયે કલાભ્યાસ માટે ઉપાધ્યાયોને સોંપતાં, 'સુરસુંદરી'ને શિવમતના જ્ઞાતા 'શિવભૂતિ' નામના ઉપાધ્યાયને સમર્પિ અને 'શ્રીમતી મદનાસુંદરી'ને શ્રી જિનમતના જ્ઞાતા 'શ્રી સુબુદ્ધિ' નામના ઉપાધ્યાયને સમર્પિ. સુરસુંદરી પણ ઉપાધ્યાય પાસેથી સર્વ કળાનું શિક્ષણ ગ્રહણ કરીને હુંશીયાર થઇ અને યુવાવસ્થાને પામી તથા નિર્મલબુદ્ધિવાળી અને વિનયસંપન્ન શ્રીમતી મદનાસુંદરી પણ સર્વકલાઓમાં કુશલ બની. માત્ર એ બે એકજ પિતાની પુત્રીઓ વચ્ચે ફરક એટલો જ કે–મિથ્યાદષ્ટિ સુરસુંદરી અતિશય અહંકારી બની, જ્યારે શ્રીમતી મદનાસુંદરી શ્રી જિનમતમાં અતિશય કુશલપણાને પામી : કારણ કે–તે સમ્યગ્દૃષ્ટિ હોવાથી પ્રથમથી જ વિનયસંપન્ન હતી અને ગુરૂના ગુણો પણ પ્રાયઃ શિષ્યમાં આવે છે. જેમ મિથ્યાદષ્ટિ ગુરૂના યોગે સુરસુંદરી મિથ્યાદષ્ટિપણામાં દઢ અને અતિશય અહંકારિણી બની, તેમ શ્રીમતી મદનાસુંદરી પણ શાંત, દાંત, જિતેંદ્રિય, ધીર અને શ્રી જિનેશ્વરદેવના મતમાં રક્ત એવા શ્રી સુબુદ્ધિ નામના શ્રેષ્ઠ ઉપાધ્યાયના યોગે ગુરૂના ગુણોને ભજનારી થઇ. વળી શ્રીમતી મદનાસુંદરી શ્રી જિનેશ્વરદેવના મતમાં નિપુણ એવા 'શ્રી સુબુદ્ધિ' નામના પાઠકના યોગે સકલકલાનાં શાસ્ત્રોમાં કુશલ થવા સાથે, શ્રી જિનેશ્વરદેવના શાસનની જ્ઞાતા થયેલી હોવાથી, સૂક્ષ્મ વિચારો કરવામાં પણ નિપુણ બની. તેણી કર્મોની મૂલ અને ઉત્તર પ્રકૃતિઓ, કર્મોની સ્થિતિ, કર્મોના શુભ અને અશુભ વિપાકો તથા તેનો બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાના સ્વરૂપની પણ સુજ્ઞાતા બની. એ રીતે કલાઓ અને સર્વ કલાઓમાં મૂખ્ય કલારૂપ ધર્મકલાની સુજ્ઞાતા બનવા સાથે, તેણી નિર્મલ સમ્યક્ત્વ અને શીલગુણને ધરનારી

તથા લજ્જાવતી પણ બની. આવી ગુણસંપન્ન શ્રીમતી મદનાસુંદરી પણ યૌવન અવસ્થાને પામી.

*

સુરસુંદરીને માતા પણ મિથ્યાદષ્ટિ મળી અને ગુરૂ પણ મિથ્યાદષ્ટિ મળ્યો, જ્યારે મદનાસુંદરીને માતા પણ સમ્યગ્દષ્ટિ મળી અને ગુરૂ પણ સમ્યગ્દષ્ટિ મલ્યા. બાળકોમાં પાલક અને પાઠકની અસર જરૂર પડે છે. ભાગ્યહીન સુરસુંદરીને માતા મિથ્યાદષ્ટિ મળેલી હોવાથી, મિથ્યાત્વને મજબૂત બનાવનારૂં અને વધારનારૂં શિક્ષણ મળ્યું, જ્યારે ભાગ્યવતી શ્રીમતી મદનાસુંદરીને સમ્યગ્દષ્ટિ માતા મળેલી હોવાથી સમ્યક્ત્વને પુષ્ટ કરનારૂં શિક્ષણ મળ્યું. બાળકોને જેવું શિક્ષણ મળે તેવાં એનાં માબાપ હોય એમ સહેજે મનાય. યદ્યપિ લઘુકર્મિતાથી પણ બાળક સુધરે એ વાત જૂદી, પણ સારા કે નઠારા બાળકને જોઇને, એના માબાપ માટે જરૂર એવું અનુમાન થાય. માબાપે સંતાનને સારાં બનાવવા પ્રયત્ન કર્યો હોય, છતાં એ અનાડી પાકે ત્યાં માબાપ ઉપર દોષ નહિ, બાકી તો ખરો જ: કારણ કે-સંતાન જન્મે ત્યારથી જ માબાપ પાસે રહે: દૂધ માબાપ પાય: ઉછેરે માબાપ: સુવાડે, ઉઠાડે, નવરાવે, ધોવરાવે એ બધું માબાપ કરે: આટલો સહવાસ છતાં એ માબાપ યોગ્ય સંતાનમાં સારા સંસ્કાર કેમ ન નાખી શકે? જંગલનાં પક્ષીઓ પણ જેવા સ્થાનમાં જાય તેવાં થાય છે: કસાઇને ઘેર રહેનારો પોપટ 'મારો, મારો.' એમ બોલતાં શીખે છે, જ્યારે દયાળુને ઘેર રહેનારો પોપટ 'બચાવો, બચાવો.' એમ બોલતાં શીખે છે. જો પક્ષી આ રીતે શીખી શકે, તો મનુષ્ય કેમ ન શીખે? ઘરમાં જ જો સુંદર શબ્દો બોલાતા હોય, તો બાળક ખોટા શબ્દો શીખે ક્યાંથી? ન શીખે. ગુજરાતમાં જન્મનારને ગુજરાતી અને વિલાયતમાં જન્મનારને ઇંગ્રેજી ભાષા, વગર ભણ્યે જન્મથી જ આવડે એનું કારણ શું? અહીંનો ગ્રેજ્યુએટ બોલે એના કરતાં આઠ વર્ષનું વિલાયતનું બાળક

અંગ્રેજી બોલે, તે પણ પેલાને ટક્કર મારે એવું હોય! ભલે એને લખતાં–વાંચતાં ન આવડે, પણ બોલતાં તો બરાબર આવડે. ગુજરાતમાં જન્મે એને ગુજરાતી બોલતાં મુશ્કેલી ન પડે, કારણ કે–મા, બાપ, ભાઇ, આડોશીપાડોશી, નોકરચાકર, સગાંવહાલાં જે હોય તે એ જ બોલે; પછી તે સારૂં અને જલ્દી આવડે એમાં નવાઇ શી? એમ જ ઉત્તમ કુળમાં જન્મનાર આત્મામાં ઉત્તમ સંસ્કાર જરૂર પેસે, માટે તો શ્રાવકના કુળને ઉત્તમ કહ્યું. ઉત્તમ દેશ, જાતિ, કુળની મહત્તા આટલા માટે જ શાસ્ત્રકારોએ ગાઇ છે. ઈતર દેશમાં જન્મેલામાંથી તો પહેલાં તે દેશના, તે જાતિના અને તે કુળના સઘળા સંસ્કાર ફેરવવા પડે અને તે પછી ધર્મ દેવાય: જ્યારે આર્ય દેશ, જાતિ અને કુળમાં જન્મનારમાં સ્હેજે સારા સંસ્કાર હોય, એટલે તે ઝટ પામે. બાળકમાં દુષ્ટ વિચાર આવે તે માટે, એમનાં માતાપિતા પહેલાં જવાબદાર લેખાય. એમણે એમને સુધારવા–સમજાવવા પ્રયત્ન કર્યો હોય છતાં એ કમનસીબ એવા થયા હોય, તો જરૂર માબાપ બિનગુન્હેગાર ગણાય, પણ તે શિવાય તો નહિ જ ને!

*

અહીં જેવી માતાઓ હતી અને ગુરૂઓ હતા, તેવું શિક્ષણ બાલિકાઓને મળ્યું હતું. ખરેખર, શ્રીમતી મદનાસુંદરીને સુસંસ્કાર નાખનારી જેવી માતા મળી હતી અને જેવા વિદ્યાદાતા અધ્યાપક મળ્યા હતા, તેવી જ તે સુસંસ્કારોને અને સુવિદ્યાને ઝીલનારી હતી. જૈનશાસનના તમામ પ્રશ્નોના ઉત્તરો એ બાળા આપી શકતી હતી. જગતમાં એક વસ્તુ કયી, બે કયી, ત્રણ કયી, ચાર કયી,—એમ તમામ વસ્તુના જવાબ એ સપાટાબંધ અને સામાના હૃદય ઉપર અસર કરી શકે તેવી રીતે આપી શકતી હતી. કેમકે–તેણીએ જે જાણ્યું હતું તે એના હૃદયમાં સ્થિર થયું હતું: કેમકે–એનું એ ભણતર સ્વાર્થ માટે નહોતું. સારી પણ વિદ્યા કેવળ તુચ્છ સ્વાર્થ માટે ભણવામાં આવે

તો તે વિદ્યા વિદ્યારૂપે પરિણમતી નથી. તુચ્છ સ્વાર્થ તજીને ભણાય તો જ ભણતર ફળે. શ્રીમતી મદનાસુંદરીએ માત્ર જ્ઞાન મેળવવા ખાતર, વસ્તુસ્વરૂપને સમજવા ખાતર અને સુધરવા ખાતર અભ્યાસ કર્યો હતો !

°°°

## પ્રસંગ ૨ જો: સમસ્યા અને તેની પૂર્તિ.

°°°

### પુણ્યથી શું મળે?

મિથ્યાદૃષ્ટિ સૌભાગ્યસુંદરીની પુત્રી 'સુરસુંદરી' અને સમ્યગ-દૃષ્ટિ શ્રીમતી રૂપસુંદરીની પુત્રી 'શ્રીમતી મદનાસુંદરી' એ–બન્ને રાજબાળાઓ, પોતપોતાની માતા અને વિદ્યાગુરૂમાં જેવા હતા તેવા દોષો અને ગુણોને મેળવીને યૌવન અવસ્થાને પામી. એ રીતે યૌવન અવસ્થામાં આવેલી એ બન્ને બાળાઓને તેમના ઉપાધ્યાયોની સાથે, કોઇ એક દિવસે તે બાળાઓના પિતા 'પ્રજાપાલ' રાજાએ સભામાં બોલાવી. તે બાળાઓ રાજસભામાં આવી અને પોતાના પિતાને વિનયથી નમી. બન્નેયના રૂપ અને લાવ-ણ્યથી આખીએ રાજસભા ક્ષોભ પામી અને વિનયથી નમ્ર તથા રૂપ અને લાવણ્યથી શોભતી, પોતાની બન્ને દીકરીઓને રાજાએ સ્નેહપૂર્વક પોતાની બે બાજૂએ બેસાડી. હર્ષમાં આવેલા રાજાએ તે બન્ને બાળાઓની બુદ્ધિની પરીક્ષા કરવા માટે, તે બન્ને બાળા-ઓને એક જ વખતે એક સમસ્યાપદ આપ્યું અને તેની પૂર્તિ કરવાનું કહ્યું:—

*

સમસ્યાપદ તે કહેવાય છે કે–'એક શ્લોકમાં ચાર પદો હોય છે:

તેમાંનું એક પદ પોતાની ઇચ્છા મુજબનું બનાવી આપવું.' અને 'તે પદના અર્થને અનુસરતાં ત્રણ પદો બનાવી આપવાં'—એનું નામ સમસ્યાની પૂર્તિ કહેવાય છે. રાજાએ સમસ્યા તરીકે—

"**पुन्निहिँ लब्भइ एहु**"—'પુણ્યથી આ મળે છે.'

*

—આ પદ આપ્યું અને પોતાની બન્ને બાળાઓને તેની પૂર્તિ કરવાનું કહ્યું. પિતાની આ આજ્ઞા સાંભળ્યા પછી પણ, પરમ વિનયસંપન્ન અને અનેક સદ્‌ગુણોથી અલંકૃત થયેલી શ્રીમતી 'મદનાસુંદરી' જ્યારે શાંતપણે બેઠી છે, ત્યારે પિતાના સમસ્યાપદને સાંભળતાંની સાથે જ, અતિચંચળ અને અત્યંત અહંકારથી ઘેલી બનેલી સુરસુંદરી બોલી ઉઠી કે—

"हुं हुं पूरेमि निसुणेह"

*

'ઓહો! આમાં છે શું? આ સમસ્યાને તો હું પૂરું છું, તમે સાંભળો!'

*

આ રીતે અહંકારમાં આવેલી સુરસુંદરી આ સમસ્યાપદની પૂર્તિમાં જે બોલે તે અને તે પછી પિતાના કહ્યા બાદ પરમશાંત, દાંત અને શ્રી જિનેશ્વરદેવના વચનમાં રક્ત એવી શ્રીમતી મદનાસુંદરી બોલે તે સાંભળવા પહેલાં, સમજી લેવું જોઇએ કે—જેવું હૃદય તેવા જ ઉદ્‌ગાર નીકળે. પુદ્‌ગલાનંદી, દુનિયામાં આનંદ માનનાર અને અર્થકામના અભિલાષી હોય છે, એટલે તે પુણ્યના ફલ તરીકે તેને તેને જણાવે, પણ વસ્તુને વસ્તુ તરીકે સમજનાર સમ્યગ્‌દૃષ્ટિ આત્મા તો કોઇ જૂદું જ કહે. સામાન્ય દષ્ટિએ ઉત્તર બેયના સાચા લાગે, પણ વસ્તુના સ્વરૂપનો વિચાર કરતાં, બેયમાં આસમાન-જમીન જેટલું અંતર ભાસે: કારણ કે—એક પુણ્યના ફલ તરીકે મળતી નાશક વસ્તુઓમાં રાજી થાય,

ત્યારે બીજો મુક્તિમાર્ગમાં સહાયક વસ્તુઓમાં રાજી થાય. નાશક વસ્તુઓથી ઉદ્વિગ્ન રહેનાર અને સહાયક વસ્તુમાંજ આનંદ માનનાર એવા સમ્યગ્દષ્ટિ આત્માઓ તો, સદાને માટે પ્રમાણમાં અલ્પ જ હોય, કારણ કે–આર્યમાંયે ધર્મિ થોડા અને ધર્મિમાંય જૈન થોડા: જૈન ગણાતામાંએ પ્રભુમાર્ગને જાણનારા થોડા, એમાંએ પરિણત થોડા, અને એમાં પણ જાણ્યાનો અમલ કરનાર થોડા તથા અમલ કર્યા પછી મક્કમ રહેનાર થોડા અને ઠેઠ સુધી અખંડપણે ટકી રહેનારા તો એથી પણ થોડા જ હોય છે! બાકી તો ગાડરીઓ પ્રવાહ જ ઘણો હોય અને તેમાં પાછી ઘેટાં જેવીયે દશા ન હોય, કારણ કે–ઘેટાં પણ જબરાં આજ્ઞાપાલક હોય છે. આ તો જાત ઘેટાં જેવી, પણ વર્તન સ્વચ્છંદી! ઘેટાં તો એવાં કે–માલીકના અવાજ ઉપરથી એના ભાવને સમજી જાય કે–ચરવા જવાનું કહે છે. અને આ ઘેટાંઓને તો ભેળાં કરવાં હોય તોયે પંચાત: કહી દે કે–'શા માટે બોલાવો છો?' એટલે એમ પંચાત કરવામાં સમય વહી જાય અને કામ રહી જાય. સંઘ કાઢનાર સવારે નીકળવા માટેની આગલી સાંજે થાળી પીટાવે છે. પણ જો દરેકને પૂછવા જાય તો નીકળી શકે? નહિ જ, તેમ આપ્ત પુરૂષોની આજ્ઞાધીનતા વિના કોઇ કામ થતું જ નથી: પણ એ દશાની પ્રાપ્તિ ઘણા જ થોડા આત્માઓને, કે જેઓ લઘુકર્મિ હોય અને અલ્પસંસારી હોય તેઓને જ થાય છે.

*

હવે સાંભળો કે–અતિશય અહંકારથી ઘેલી બનેલી અને ચંચલ સુરસુંદરી, એ સમસ્યાપદની પૂર્તિમાં શું કહે છે? તેણીએ તે સમસ્યાપદની પૂર્તિમાં પોતાના હૃદયનો ભાવ ખૂલ્લો કરતાં કહ્યું કે—

"धण जुव्वण सुवियड्ढपण रोगरहिअ निअ देहु।
मणवल्लह मेलावडउ, पुन्निहिँ लब्भइ एहु ॥ १ ॥"

*

'ધન, યૌવન, સુવિદગ્ધપણું, રોગરરહિત શરીર અને મનને વલ્લભ એવા પુરૂષની સાથે મેળાપ,—આ બધી વસ્તુઓ પુણ્યથી મળે છે.'

*

ખરેખર, ધન, યુવાવસ્થા, ચતુરાઇ, નિરોગીપણું અને મનોવલ્લભ પતિ,—આવો આવી વસ્તુઓ પુણ્યથી મળે છે! આમાં કશું જ અસત્ય નથી: એટલે સુરસુંદરીએ કરેલી સમસ્યાની પૂર્તિ ખોટી નથી પણ સાચી છે, છતાં પણ એ કથનથી ભવાભિનંદી આત્માઓના હૃદયની પરીક્ષા થવા સાથે, તેવા આત્માઓ તરફથી પુણ્ય શા માટે ઇચ્છાય છે અને કરાય છે, એ પણ સમજાઈ જાય છે. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં તો એવી એવી વસ્તુઓની ઇચ્છાઓથી કરાતો ધર્મ, એ પણ એક જાતના મિથ્યાત્વને જ લાવનાર છે. જો કે હેય અને ઉપાદેયના વિવેકને નહિ સમજનારા તો આ જવાબથી રાજી જ થાય! 'આવી વસ્તુઓ પણ પુણ્યથી જ મળે છે'—એમાં કશો જ શક નથી અને એથી—'પુણ્યથી આવી વસ્તુઓ પણ મળે છે'—એવું સ્વરૂપ બતાવવામાં વાંધો પણ નથી: પણ સમ્યગ્દષ્ટિ કટોકટીના વખતે આવી વસ્તુઓને પુણ્યના ફળ તરીકે કદી જ ન વર્ણવે: પણ આવી જાતિનો વિચાર તો શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલ હોય અથવા પામવાની તૈયારીમાં હોય તેજ કરી શકે. કારણ કે—એવા આત્માઓ શિવાય બીજાઓના અંતરમાં એવી જાતિનો વિચાર ઉત્પન્ન થતો જ નથી. એજ કારણે સુરસુંદરીએ પૂરેલી સમસ્યાને સાંભળીને પ્રસન્ન થયેલ રાજા અને તે પછી સભા પણ બોલી ઉઠી કે—

"तं सुणिय निवो तुट्ठो, पसंसए साहु साहु उज्झाओ ।
जेणेसा सिक्खविया, परिसा वि भणेई सच्चमिणं ॥ १ ॥"

*

'જે ઉપાધ્યાયે આ બાળાને ભણાવી, તે ઉપાધ્યાય ઘણો જ સારો: અને તેજ સમયે સભાએ પણ કહ્યું કે-હે મહારાજ! આપ જે કહો છો તે તદ્દન સત્યજ છે.'

*

આ પછી રાજાએ શ્રીમતી મદનાસુંદરીને તે સમસ્યા પૂરવાનો આદેશ કર્યો. અને આદેશને પામેલી તેણીએ, પોતાના સ્વભાવને અનુસરતી સમસ્યા પૂરતાં કહ્યું કે—

" विणय विवेय पसण्ण—मणु सीलसुनिम्मलदेहु ।

परमप्पहमलावडेउ, पुन्निहिँ लब्भइ एहु ॥ १ ॥"

*

'વિનય, વિવેક, પ્રસન્ન મન, શીલથી સુનિર્મલ શરીર અને મોક્ષમાર્ગનો મેલાપ'–આવી આવી વસ્તુઓ પુણ્યથી પ્રાપ્ત થાય છે.'

*

( પ્રશ્ન૦ વિવેક અને વિનયમાં ભેદ શો ? )

વિવેક અને વિનયમાં ઘણો ભેદ છે. સાચી અને ખોટી વસ્તુનું ભાન કરાવનાર વિવેકી કહેવાય છે અને પૂજ્ય આત્માઓને વંદન-નમસ્કાર વિગેરે કરવું, એ વિનય કહેવાય છે.

*

આ ઉત્તર પુણ્યના વાસ્તવિક ફલસ્વરૂપનો પ્રતિપાદક હોઇ, કેવો અને કેટલો સુંદર છે? છતાં પણ ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે છે કે–

" तो तीए उवज्झाओ, मायावि य हरिसिआ न उण सेसा ।

जेण तत्तोवएसो, न कुणइ हरिसं कुदिट्ठीणं ॥ १ ॥"

*

'શ્રીમતી મદનાસુંદરીના ઉત્તરથી તેણીનો ઉપાધ્યાય હર્ષ પામ્યો અને તેણીની માતા પણ હર્ષને પામી, પણ રાજા વિગેરે બાકીના કોઇ જ હર્ષ ન પામ્યા : કારણ કે-તત્ત્વનો ઉપદેશ કુદષ્ટિ આત્માઓને હર્ષ કરતો નથી.'

*

વિચારો કે—શ્રીમતી મદનાસુંદરીએ પૂરેલી ઉત્તમમાં ઉત્તમ સમસ્યા પણ, શ્રી જિનેશ્વરદેવના શાસનથી સુવાસિત તેણીના ઉપાધ્યાય અને તેણીની માતા શિવાય અન્ય કોઇને જ ન રૂચી, એનું કારણ શું? વિચાર કરતાં સમજી શકાશે કે—તેનું કારણ કુદૃષ્ટિ શિવાય બીજું કશું નથી અને ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ પણ એ જ ફરમાવ્યું કે-'પુણ્યશાલિઓનો તત્ત્વોપદેશ કુદષ્ટિ આત્માઓને આનંદકર નથી જ નીવડતો. ઉત્તમ વસ્તુ પણ પુદ્ગલાનંદી આત્માઓને ઉલ્ટી જ જણાય છે અને એ જ એક પુદ્ગલાનંદીપણાનો મહાદોષ છે. એ મહાદોષથી બચવા માટે દરેકેદરેક--

'સમ્યગ્દૃષ્ટિને માગવાનું શું હોય?'

—આ પ્રશ્ન ઉપર ખૂબ વિચાર કરવો જોઇએ અને આ પ્રસંગથી દરેકે દરેક કલ્યાણના અર્થિએ ગોગ્ય ધડો લેવા જેવો છે : કારણ કે—આજની તો કોઈ હાલત જ જૂદી છે. આજના કેટલાક જમવા જનારા પણ એવા હોય છે કે—જેઓ જમાડનારનું ખૂટે કેમ?, એ જ ચિંતામાં ત્યાં જવાવાળા હોય છે. જમાડનારને પણ એવાને જમવા નોતરવામાં પણ ભૂલ માલૂમ પડે અને ફરીથી ન નોતરવા પડે તો ઠીક, એવો વિચાર આવે. આવાઓને આજે કોઈ 'માગો'-એમ કહે તો એવું માગે કે, જરૂર માગવાનું કહેનારને પણ પસ્તાવો જ થાય અને ફરીથી કદી જ માગવાનુ નહિ કહેવાનો નિર્ણય કરે. શ્રીમતી મદનાસુંદરીની આ વાતજ સાંભળવી છે કે કંઇ નક્કી પણ કરવું છે? સમ્યગ્દષ્ટિ આત્માને કોઇ માગવાનું કહે, તો એના મ્હોંમાંથી શું નીકળી પડે? આના જવાબમાં જ કઠીનતા છે. ખરેખર,

આજના અમૂક ભાગની તો સેવા પણ ભયંકર છે. પુદ્ગલાનંદી સેવા કરનારાઓ મોટે ભાગે સ્વાર્થી છે. શ્રી જિનેશ્વરદેવની સેવામાં ય સ્વાર્થ હોય, તો એ સેવા શી રીતે ફળે ? તુચ્છ અને કેવલ સ્વાર્થી સેવકની સેવા વસ્તુતઃ ફળતી જ નથી. આથી નિશ્ચિત કરો કે—માગવાનું કહે એની પાસે માત્ર ધર્મસહાય જ મગાય. સંસારમાં તો બધું છે : માત્ર વાંધા ધર્મના જ છે, તો ધર્મસહાય જ મગાય.

× × × ×

વિશ્વાસ રાખો તો એમાં બધું જ સમાઇ જાય છે : પણ આજ તો ઝટ બીજું જ માગે. કહી દે કે–'પૂર્વના શ્રાવકોને સોનાની ઇંટ મળતી હતી, માટે અમને પણ આપો.' ખરેખર, સમ્યગ્દષ્ટિ આત્મા આવો ભીખારી ન જ હોય. અનંતકાળે માનવભવ મળ્યો છે, ત્યાં ધર્મસહાય શિવાય બીજું મગાય પણ કેમ ? બીજું—ત્રીજું માગવાની ઇચ્છા, એ ભયંકર તુચ્છ મનોવૃત્તિનું દ્યોતક છે. શ્રી રામાયણમાં એવા પ્રસંગ આવ્યા છે અને ધર્મકથાનુયોગમાં સ્થળે સ્થળે એવા પ્રસંગો આવે છે કે–ધર્મીની ધર્મક્રિયા જોઈ દેવો આવતા અને માગવાનું કહેતા હતા. આવા પ્રસંગે સમ્યગદષ્ટિ આત્માના મુખમાંથી શું નીકળતું, એ જાણો અને વિચારો ! મિથ્યાદષ્ટિ રાજા પણ માગવાનું કહે ત્યાં ધર્મી જો માત્ર ધર્મસહાયજ માગે, તો એવો રાજા પણ કહી દે કે–'આવા પણ ધર્માત્મા પડયા છે.' એવાઓને પણ ધર્મ પમાડવાનો આ સુંદરમાં સુંદર રસ્તો છે.

× × × ×

એક મહાપુરૂષની કોઇએ આંખ ફોડી છે. અને એ અવસ્થામાં કોઈ દેવીએ આવીને માગવાનું કહ્યું છે અને કહ્યું છે કે–'મને નમે તો તારી આંખ સારી કરૂં.' એના જવાબમાં તે પુણ્યપુરૂષે નમવાની ના પાડી અને પોતાની આંખની પરવા પણ કરી નહિ. દેવીએ ખૂશ થઇને એ પુણ્યપુરૂષની આંખ સારી કરી અને પછી ફરીને માગ-

વાનું કહ્યું : ત્યારે તે પુણ્યપુરૂષે દેવીને કહ્યું કે-'તું સમકિત પામ અને આ દેવ, આ ગુરૂ તથા આ ધર્મને માન.' દેવીએ કહ્યું કે-'મહાભાગ્ય! આમાં તેં તારૂં શું માગ્યું?' આના ઉત્તરમાં તે પુણ્યપુરૂષે કહ્યું કે-'મારૂં એ જ છે.' અધર્મીને ધર્મી બનાવવામાં આવી અજબ નિઃસ્પૃહતા જોઇયે : એના બદલે આજનાઓને તો માગવાનું કહેનારને પણ પસ્તાવું પડે! દેવો આવે તો તે પણ ખરેખર થાકી જાયને? દેવોનાં દર્શન સહેવાં એ પણ આજે કઠીન છે : જો દેવ આવે તો બધું જ છોડીને જોવા દોડે, એવા આજના આદમી છે. દેવો તુષ્ટમાન કયા ગુણ ઉપર થાય? બધા વ્યાખ્યાનમાં બેઠા છે, પણ પણે જો ધબાકો થાય તો બધા ત્યાં નજર કરે અથવા દોડી જોવા જાય : તો દેવો આવે તો શીય દશા થાય! દેવો આવે તો હાથમાંની કેસરની વાટકી પણ પડી જાય, ભગવાન્ ઉપર ઢળી જાય અને ભક્તિને બદલે આશાતના થાય, એવી આજની દશા છે. આથી જ કહું છું કે-આ પ્રસંગ ઉપર ખૂબ વિચાર કરો અને કહો કે-પુણ્યના ફલ તરીકે અમને 'વિનય, વિવેક, સદાને માટે ગમે તેવા પ્રસંગોમાં પણ ચિત્તની પ્રસન્નતા, સુંદરશીલસંપન્નતા અને મોક્ષમાર્ગનીજ પ્રાપ્તિ થાવ!' કારણ કે-સમ્યગ્દષ્ટિ આત્માઓને આવી આવી વસ્તુઓ શિવાય બીજી તુચ્છ વસ્તુઓની ઇચ્છા પણ વાસ્તવિક રીતિએ નજ હોવી જોઇએ : અને એવી તુચ્છ ઇચ્છાઓ ન કરવામાંજ કલ્યાણ છે.

## પ્રસંગ ૩ જો : બેહને પતિ સંબંધી પૃચ્છા.

### અવિવેકીની ઉછૃંખલતા અને વિવેકીની વિવેકશીલતા.

**પરમ શુદ્ધ દર્શનને પામેલી શ્રીમતી મદનાસુંદરીની સમસ્યાપૂર્તિ,** અતિશય ઉત્તમ હોવા છતાં પણ, પોતાની કુદષ્ટિના યોગે રાજા

'પ્રજાપાલ' જે સમયે અસંતુષ્ટ બનેલ છે, તે સમયે 'અહિચ્છત્રા' નગરીનો 'અરિદમન' નામનો તરૂણ રાજપુત્ર, કે જે પોતાના પિતા 'દમિતારિ'ના બદલે પ્રથમથી જ રાજા 'પ્રજાપાલ'ની સેવા માટે આવ્યો છે, તે રાજા 'પ્રજાપાલ'ને પ્રણામ કરવા માટે રાજસભામાં આવ્યો. સભામાં આવેલા દિવ્યરૂપધારી તે રાજકુમારને, સુરસુંદરી તીક્ષ્ણ કટાક્ષોથી તાડના કરતી જોવા લાગી અને એ રીતે જોવામાં, રાજપુત્રી સુરસુંદરી એટલી બધી સ્થિર થઈ ગઇ, કે જેથી તેની દષ્ટિ તો રાજપુત્ર ઉપર જ સ્થિર બની ગઈ. આ રીતે પોતાની પુત્રી સુરસુંદરીને આવેલા રાજપુત્ર ઉપર સ્થિર દષ્ટિવાળી જોઇને, રાજા પ્રજાપાલે પોતાની તે વ્હાલી પુત્રીને સ્નેહપૂર્વક પૂછ્યું કે—

"कहसु वच्छे ! तुज्झ वरो केरिसो होउ ?"

*

'હે વત્સે ! તું કહે કે-તારે વર કેવો જોઇએ ?'

*

પિતાજીના આ પ્રશ્નથી એકદમ હર્ષને પામેલી, ધૃષ્ટ બનેલી અને લોકલજ્જાથી રહિત બનેલી, સુરસુંદરી બોલી ઉઠી કે—

" × × × ×, × × × ।

भणियं तायपसाया, जइ लब्भइ मग्गियं कहवि ॥१॥"

*

"ता सव्वकलाकुसलो तरूणो वररूवपुण्णलायन्नो ।

एरिसओ होउ वरो, अहवा ताओचिअपमाणं ॥२॥"

*

"जणं ताय ! तुमं चिय, सेवयजणमणसमीहियत्थाणं ।

पूरणपवणो दीससि, पचक्खो कप्परूक्खव्वं ॥३॥"

*

'હે પિતાજી! જો પિતાજીની મહેરબાનીથી કોઈપણ રીતિએ માગેલું મળતુંજ હોય, તો તો સકલ કલાઓમાં કુશળ, તરુણ અને શ્રેષ્ઠરૂપ અને લાવણ્યવાળો આવો, એટલે કે-આ મારી સામે જે રાજપુત્ર ઉભો છે તે મારો પતિ હો અથવા આ વિષયમાં પિતાજી જ પ્રમાણ હો : એટલે કે-આપ જે પતિ આપો તે મારે પ્રમાણ છે : કારણ કે-સેવકજનના મનોવાંછિત અર્થોને પૂર્ણ કરવામાં તત્પર એવા આપ જ પ્રત્યક્ષ કલ્પતરૂ જેવા છો.'

*

પોતાની પુત્રીના મુખથી પોતાની આવા પ્રકારની પ્રશંસા સાંભળીને, રાજા પ્રજાપાલ ખૂબ પ્રસન્ન થયો અને તેણે પોતાની પુત્રીનું મન તે રાજપુત્ર ઉપર છે એમ જાણીને કહ્યું કે-'હે પુત્રી! આ 'અરિદમન' નામનો રાજપુત્ર એ જ તારો પતિ હો!' આ સાંભળીને સભાલોકે પણ ખૂશ થઇને કહ્યું કે-'હે નરનાથ! આ સંયોગ ઘણો જ સુંદર છે.'

*

આ પછી રાજા પ્રજાપાલે પોતાની બીજી પુત્રી શ્રીમતી મદનાસુંદરીને પણ સ્નેહપૂર્વક એ જ પ્રશ્ન કર્યો કે—

"अह मयणसुंदरी वि हु, रन्ना नेहेण पुच्छिया वच्छे ।
केरिसिओ तुज्झ वरो, कीरउ मह कहसु अविलंबं ॥१॥"

*

'હે વત્સે! તારા માટે કેવો પતિ કરીએ?-એ તું વગર વિલંબે મારી આગળ કહે.'

*

પિતાએ કરેલા આ જાતિના પ્રશ્નના ઉત્તરમાં સુરસુંદરી જ્યારે

એકદમ બોલવા મંડી ગઈ હતી, ત્યારે શ્રીમતી મદનાસુંદરી તો મુખને નીચું નમાવી મૌન બની બેઠી : કારણકે–શ્રીમતી મદનાસુંદરીના હૃદયમાં શ્રી જિનેશ્વરદેવના વચનોનો સાર ભરેલો હોવાથી, તેણી નિર્મળ વિવેક અને લજ્જાગુણથી વિભૂષિત હતી. ખરેખર, વિવેક અને લજ્જા એ બે મહાગુણો છે. એ ગુણો વિનાનું જીવન, એ વસ્તુતઃ માનવજીવનજ નથી : કારણકે–એ ગુણો વિનાનું માનવજીવન આત્માનો ભયંકર અધઃપાત કરનારૂં જ નિવડે છે અને માનવજીવનમાં આવ્યા પછી પણ અધઃપાત, એ ભયંકરમાં ભયંકર નામોશી છે! એથી જ માનવજીવનની સાર્થકતા આ બે ગુણોને જ આભારી છે અને એ બન્ને ગુણો શ્રીમતી મદનાસુંદરીના જીવનમાં ઓતપ્રોત થઈ ગયેલ છે. અને એના પરિણામે જ પોતાના પિતાજીએ સ્નેહથી પણ પૂછેલા પતિ સંબંધી પ્રશ્નનો ઉત્તર ન આપતાં, તે મહાનુભાવાએ પોતાનું મુખ નીચું નમાવ્યું અને મૌન ધર્યું તથા આ રીતે જ્યારે તેણી સર્વથા મૌન જ રહી, ત્યારે રાજાએ ફરી પણ એનો એ જ પ્રશ્ન કર્યો : આ વખતે તેણીએ સહજ હસીને કહ્યું કે—

*

"× × × ×, × × × × ।
ताय ! विवेग समेओ, मं पुच्छसि तंसि किमजुत्तं ॥१॥

*

जेण कुलबालिआओ, न कहंति हवेउ एस मज्झ वरो ।
जो किर पिऊर्हिं दिन्नो, सो चेव पमाणियव्वुत्ति ॥२॥"

*

'હે પિતાજી! આપ વિવેકસંપન્ન છો. આપ વિવેકી થઈને આવો અયોગ્ય પ્રશ્ન મને કેમ પૂછો છો? કારણ કે–કુળબાળાઓ એટલે સુકુળમાં ઉત્પન્ન થયેલી કન્યાઓ, કદી જ એવું નથી કહેતી

કે-' મારો પતિ આ હો.' તે કન્યાઓને તો માતાપિતાઓ જે પતિ આપે તે જ પ્રમાણ હોય છે.'

*

ભાગ્યશાળિઓ! વિચારો કે-સુકુળમાં ઉત્પન્ન થયેલી કન્યાઓનો ધર્મ શો હોઇ શકે છે? ખરેખરી વાત એ છે કે-સુકુળમાં ઉત્પન્ન થયેલી કન્યાઓ-'મારો પતિ આ હો.'-એમ કદી જ કહી શકતી નથી અને તેણીઓને તેમ કહેવાની વસ્તુતઃ જરૂર પણ નથી જ હોતી, કારણ કે-સુયોગ્ય માતાપિતા પોતાની સુકન્યાઓને સુયોગ્ય સ્થાને જ દેનારા હોય છે અને એ જ સાચી કુળમર્યાદા હોય છે. આજ જાતિની કુલમર્યાદા શ્રીમતી મદનાસુંદરી પોતાના પિતાને સમજાવી રહી છે. શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલ આત્માઓમાં, આ બધી વસ્તુઓનું સામાન્ય જ્ઞાન તો આપોઆપ જ પ્રગટ થઇ જાય છે, કારણ કે-તે આત્માઓ અર્થ અને કામની આરાધનામાં રક્ત હોતા નથી અને એ રક્તતા જે આત્માઓમાં ન હોય તે આત્માઓમાં, યોગ્ય વિવેક અને સુલજ્જા આદિ સદ્‌ગુણો સહેજે સહેજે પ્રગટ થાય છે. વધુમાં તે આત્માઓ પ્રસંગ આવ્યે, વિશિષ્ટ વિવેકના બળે અને સુલજ્જાના યોગે, હિતકર વાતો પોતાના વડીલોની સમક્ષ પણ ઘણી જ સ્પષ્ટતાથી કહી શકે છે અને એ જ ન્યાયે શ્રીમતી મદનાસુંદરી સત્ય અને હિતકર વસ્તુસ્થિતિ સમજાવવા માટે, પ્રીતિકર પણ મિત શબ્દોથી જણાવે છે કે—

"अम्मापिउणो वि निमित्त-मित्तमेवेह वरपयाणंमि ।
पायं पुव्वनिबद्धो, संबंधो होइ जीवाणं ॥ १ ॥

*

जं जेण जया जारिस-मुवज्जियं होइ कम्मसुहमसुहं ।
तं तारिसं तया से, संपज्जइ दोरियनिबद्धं ॥२॥"

*

'હે પિતાજી! આ સંસારમાં કન્યાને પતિનું પ્રદાન કરવામાં માતાપિતા પણ નિમિત્ત માત્ર જ છે: બાકી એ વિષયમાં તેઓ અધિક કશું જ નથી કરી શકતાં: કારણ કે-ઘણું કરીને જીવોને પૂર્વે રચેલો સંબંધ થાય છે અને એનું કારણ એ છે કે-દોરીથી બંધાયેલી વસ્તુની માફક જે પ્રાણીએ, જે કાલમાં, જેવું શુભ અને અશુભ કર્મ ઉપાર્જેલું હોય, તે પ્રાણીને, તે કાલમાં, તેવું શુભ અને અશુભ ઉદયમાં આવે છે.'

—આથી—

"जा कन्ना बहुपन्ना, दिन्ना कुकुलेवि सा हवइ सुहिया ।
जा होइ हीणपुन्ना, सुकुले दिन्नावि सा दुहिया ॥३॥"

*

'જે કન્યા બહુ પુણ્યવાળી હોય, તે કન્યાને કુકુલમાં એટલે દરિદ્ર આદિના કુળમાં આપવામાં આવી હોય, તો પણ તે સુખી થાય છે અને જે કન્યા હીનપુણ્યવાળી હોય, તેને સુકુળમાં આપવામાં આવી હોય, તો પણ તે દુઃખી થાય છે.'

—તે કારણથી—

"ता ताय ! नायतत्तस्स, तुज्झ नो जुज्जए इमो गव्वो ।
जं मज्झ कयपसाया—पसायओ सुहदुहे लोए ॥६॥"

*

'હે પિતાજી! આપના જેવા તત્ત્વજ્ઞાતાને એવો ગર્વ કરવો એ યોગ્ય નથી કે-લોકમાં જે સુખ થાય છે, તે મારા કરેલા પ્રસાદ-કૃપાથી થાય છે અને દુઃખ થાય છે, તે મારા અપ્રસાદ-અકૃપાથી થાય છે.'

—વળી—

"जो होइ पुन्नबलिओ, तस्स तुमं ताय ! लहु पसीएसि ।
जो पुणपुण्ण विहूणो, तस्स तुमं नो पसीएसि ॥५॥"

*

'હે પિતાજી ! આપ પણ જે પુણ્યથી બળવાન્ હોય, તેના ઉપર જ જલ્દી પ્રસન્ન થાવ છો અને જે પુણ્યથી રહિત હોય, તેના ઉપર પ્રસન્ન થતા નથી, એટલે આપની પ્રસન્નતા પણ વસ્તુતઃ પુણ્યને જ આધીન છે.'

—માટે—

"भवियव्वा सहावो, दव्वाइया सहाइणो वा वि ।
पायं पुव्वोवज्जिय—कम्माणुगया फलं दिंति ॥६॥"

*

'ભવિતવ્યતા, સ્વભાવ અને સહાય કરવાવાળા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ વિગેરે પણ પ્રાયઃ પૂર્વે ઉપાર્જેલાં જે કર્મો, તેની સાથે સમ્મિલિત થઈને જ ફ્લને આપે છે.'

*

પિતાજીના પ્રશ્નના ઉત્તરમાં સુરસુંદરીએ હર્ષિત થઇને, ધૃષ્ટ બનીને અને લજ્જાને દૂર મૂકીને કરેલી માગણી, એ અવિવેકભરી ઉચ્છૃંખલતાનો ચિતાર સાક્ષાત્ કરે છે, ત્યારે પ્રથમ સુલજ્જાથી નમ્ર બનીને મૌન રહેલી અને તે પછી ફેર પૂછવાથી તાત્ત્વિક ઉપદેશને આપનારી શ્રીમતી મદનાસુંદરી, સાચી વિવેકશીલતાનું સુંદરમાં સુંદર રીતિએ ભાન કરાવે છે. ખરેખર, પ્રભુશાસનને પામેલા આત્માનો વિનય અને વિવેક તથા લજ્જા અને મર્યાદા, એ કોઇ જૂદી જ જાતની હોય છે: કારણ કે—એનો વિનય કે વિવેક અને લજ્જા કે મર્યાદા, વસ્તુના સત્ય સ્વરૂપને પોતાના તુચ્છ સ્વાર્થ ખાતર એક સહજ પણ આંચ

આવવા દેતી નથી. પ્રભુશાસનની સાચી સમયજ્ઞતા તો આ છે, કે જે લોકમાં ચાલી રહેલી ખોટી પ્રવૃત્તિનો આ રીતિએ ઇન્કાર કરી, સત્ય વસ્તુસ્થિતિનું પ્રતિપાદન કરે છે ! બાકી માનપાન ખાતર ઉપજાવી કાઢેલી બનાવટી સમયજ્ઞતા, તો સ્વની અને પરની ઘાતક જ નીવડે છે.

## પ્રસંગ ૪ થો : દઢતાથી સત્યપક્ષની સ્થાપના.

### સત્યના પૂજારીની અસત્ય સામે ઉગ્રતા.

શ્રીમતી મદનાસુંદરીના વિનય અને વિવેકથી ભરેલા તથા સદ્ભાવથી નીતરતા કથનના શ્રવણથી પણ, રાજા પ્રજાપાલ હૃદયથી ઘણો જ દુઃખી થઇ ગયો ! ખરેખર, મિથ્યા અહંકારના યોગે રીબાતા આત્માઓની દશા ઘણી જ દયાપાત્ર હોય છે ! ! તેવા આત્માઓ જગત્ના સુખદુઃખનો આધાર પણ પોતાની જ કૃપા–અકૃપા ઉપર કલ્પી લે છે ! ! ! અને એ કારણે તેઓ સત્યને સાંભળવાની કે સમજવાની તાકાતને ગુમાવી બેસે છે ! ! ! ! તથા એના જ પરિણામે એ બિચારાઓ સ્વ અને પરના ઘાત શિવાયનું બીજું કશું જ રૂડું કામ કરી શકતા નથી ! ! ! ! ! એ જ મિથ્યા અહંકારના યોગે, રાજા પ્રજાપાલ શ્રીમતી મદનાસુંદરીના તદ્દન સત્ય અને એકાંત હિતકર કથનથી દુઃખી થયો અને દુઃખિત થયેલા તેણે શ્રીમતી મદનાસુંદરી પ્રત્યે કહ્યું કે—

"तो दुम्मिओ य राया, भणेई रे ! तंसि मह पसाएणं ।
वत्थालंकाराइं, पहिरंती कीसिमं भणसि ॥ १ ॥"

*

'હે પુત્રી ! તું આ વસ્ત્ર અને અલંકાર વિગેરે તો મારી જ મહેરબાનીથી પહેરે છે, તે છતાં પણ તું આ પ્રમાણે કેમ બોલે છે?'

*

વિચારો કે-આ કથનમાં કેવો અને કેટલો મિથ્યા અહંકાર ઠાંસી-ઠાંસીને ભરેલો છે? મિથ્યા અહંકાર શિવાય આ કથનમાં બીજું છે પણ શું? આવા આત્માઓને તદ્દન સત્ય અને એકાંત હિતકર વાત પણ ન રૂચે, એમાં કશી જ નવાઇ નથી : પણ આવા આત્માઓ જેમ પોતાના મિથ્યા અહંકારને પોષવા માટે સજ્જ હોય છે, તેમ પ્રભુશાસનથી સુપરિચિત થયેલા આત્માઓ પણ, સત્યપક્ષનું પ્રતિપાદન કરવામાં તેટલા જ નહિ, પણ તેથીય અધિક સજ્જ હોય છે: કારણ કે-એ સમયે તે આત્માઓ એમ કરવામાં જ સ્વપર-ઉભયનું હિત જોઇ શકે છે. એ જ કારણે પોતાના પિતાના મિથ્યા અહંકારથી ભરેલા પ્રશ્નના ઉત્તરમાં, શ્રીમતી મદનાસુંદરી પણ હસીને કહે છે કે—

“हसिऊण भणइ मयणा, कयसुकयवसेण तुज्झ गेहंमि ।
उप्पन्ना ताय ! अहं, तेणं माणेमि सुक्खाई ॥१॥

*

पुव्वकयं सुकयं चिय, जीवाणं सुखकारणं होई ।
दुकयं च कयं दुक्खाणं, कारणं होई निब्भंतं ॥२॥

*

न सुरासुरेहिं नो, नरवरेहिं नो बुद्धिबलसमेएहिं ।
कहवि खलिज्जइ इंतो सुहासुहो कम्मपरिणामो ॥३॥”

*

‘હે પિતાજી ! હું મારા પોતાના કરેલા પુણ્યના વશથી આપના ઘરમાં ઉત્પન્ન થઇ છું અને તેના જ યોગે આ સુખનો અનુભવ કરૂં છું.’

વળી—

‘જીવોને સુખનું કારણ પૂર્વે કરેલું પુણ્ય છે અને દુઃખોનું કારણ પૂર્વે કરેલું પાપ છે’-આ વાત પણ સંદેહ વિનાની છે.’

અને –

'ઉદયમાં આવતા શુભ અને અશુભ કર્મપરિણામને, નથી તો સુરો કે અસુરો રોકી શકતા, નથી નરવરો રોકી શકતા, કે નથી બુદ્ધિમાનો કે બળવાનો રોકી શકતા: અર્થાત્–ઉદયમાં આવતા શુભાશુભ કર્મપરિણામને જગત્‌નું કોઈ જ પ્રાણી નથી રોકી શકતું.'

*

અસત્યની સામે સત્યના પૂજારોની કેટલી અને કેવી ઉગ્રતા હોવી જોઇએ, એ આ શ્રીમતી મદનાસુંદરીનું કથન આપણને સારામાં સારી રીતિએ સમજાવે છે. શ્રીમતી મદનાસુંદરી પોતાના પિતાને નમ્રતા-પૂર્વક, પણ મક્કમપણે સમજાવવા ઇચ્છે છે કે–'આપ મિથ્યાભિમાનમાં પડી કોઇના સુખદુઃખનો ઈજારો ન ગ્રહણ કરો, કારણ કે–એ કામ આપની સત્તા બહારનું છે: દરેકના સુખદુઃખનો આધાર દરેકની કાર્ય-વાહી ઉપર છે, પણ આપની મહેરબાની કે ખફામરજી ઉપર નથી.' અને એ જ કારણે તેણી કહે છે કે–'હું આપના ઘરમાં જન્મી તે પણ મારા પુણ્યે અને આ બધું સુખ ભોગવું છું તે પણ મારા જ પુણ્યે: કારણ કે–પ્રાણીઓને સુખનું કારણ પુણ્ય છે અને દુઃખનું કારણ પાપ છે, એ નિર્વિવાદ વાત છે: તેમ જ ઉદયમાં આવતા શુભાશુભ કર્મપરિણામને રોકવાની કોઈની પણ તાકાત નથી.'

*

આ રીતે એક કુમાર અવસ્થામાં રહેલ બાળા, પોતાના પિતા કે જે એક વિશાળ રાજયગાદીના ધણી છે, તેમની સમક્ષ સત્યપક્ષના સ્થાપનની ખાતર અને અસત્યના ઉન્મૂલન ખાતર આટલી ઉગ્રતા ધરે, એ નાનીસુની વાત નથી: પણ સત્યના સાચા પૂજારીમાં એ જાતિનું શૌર્ય સ્વાભાવિક જ હોય છે અને ન હોય તો પણ દીવ્ય રીતે તે પ્રગટ થાય છે: કારણ કે–તેના અંતઃકરણમાં શ્રી સર્વજ્ઞદેવોથી પ્રણીત થએલા સત્યની જ ઉપાસના કરવાની આતુરતા હોય છે અને એ આતુરતા આગળ, એક પણ તુચ્છ લાલસા હૃદયમાં સ્થાન પામતી

નથી અને કદાચ પામી જાય, તો પણ તે ખાસ પ્રસંગે ટકતી નથી, એટલે એવા આત્માઓ સત્ય પક્ષમાં ટકી શકે છે, એટલું જ નહિ પણ સત્ય પક્ષની સાચામાં સાચી રક્ષા કરે છે.

°°°

## પ્રસંગ પ મો : મદનાસુંદરીની અપૂર્વ દૃઢતા.

°°°

### સ્વાર્થાંધોને ફીટકાર અને સત્યનું પુનઃ સમર્થન.

શ્રીમતી મદનાસુંદરીએ કેવલ સત્યપક્ષના સ્થાપન ખાતર જ, પોતાના પિતાજી સમક્ષ સનાતન સત્યનું પ્રતિપાદન કર્યું અને અનંતજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલ સત્યને સમજાવવાનો યથોચિત પ્રયત્ન કર્યો ! તેનું પરિણામ એ આવ્યું કે–રાજા એકદમ રોષાયમાન થયો. ખરેખર, સત્ય વસ્તુ જ એવી છે કે–જે ભવાભિનંદી આત્માઓથી નથી સહી શકાતી. વસ્તુનું સત્ય સ્વરૂપ સાંભળતાં પણ તે આત્માઓને પોતાનું ભયંકર અપમાન જણાય છે. અને એથી તેઓ ન બોલવાનું પણ બોલી નાખે છે. એ જ દશા રાજા 'પ્રજાપાલ'ની પણ થઇ. પોતાની પુત્રીના સત્ય કથનથી પણ તે રોષાયમાન થઇ ગયો અને રોષાયમાન થયેલો તે નરનાથ, પોતાની પુત્રી તરફથી મુખ ફેરવીને સભાજનોને ઉદ્દેશીને બોલી ઉઠયો કે—

"तो रुट्ठो नरनाहो, अहो अहो अप्पपुन्निआ एसा ।
मज्झ कयं किंपि गुणं, नो मन्नइ दुव्वियड्ढा य ॥१॥"

*

'અહો ! અહો ! લોકો ! આ કન્યા અલ્પપુણ્યા અને દુર્વિદગ્ધા એટલે ચતુરાઈ વિનાની છે : એ જ કારણે મારા કરેલા કોઇપણ ગુણને માન્ય કરતી નથી.'

રાજાના આ કથનને સાંભળીને સ્વાર્થિ અને મુખથી મધુરભાષી એવો સભાલોક પણ, રાજાને પ્રસન્ન કરવા ખાતર બોલી ઉઠયો કે—

"पभणेई सहालोओ, सामिय ! किमियं मुणेइ मुद्धमई ?।
तं चेव कप्परुक्खो, तुट्ठो रुट्ठो कयंतो य ॥१॥"

*

'હે સ્વામિન્! મુગ્ધમતિવાળી આ બાળા શું જાણે? ખરેખર, તુષ્ટમાન થયેલા આપ, ઇચ્છિત અર્થને આપનારા હોવાથી કલ્પવૃક્ષ છો અને રૂષ્ટ થયેલા આપ, એકદમ નિગ્રહના કરનારા હોવાથી યમ-રાજા સમા છો: અર્થાત્–સુખ યા દુઃખના દાતા આપ જ છો અને આ બાળા તો મુગ્ધમતિવાળી હોવાથી જ યદ્વા તદ્વા બોલે છે.'

*

આ લોક પ્રત્યે અને રાજા એવા પોતાના પિતા પ્રત્યે, શ્રીમતી મદનાસુંદરી સત્યના સમર્થન માટે, ફરીથી શું બોલે છે તે સાંભળવા પહેલાં, વિચારો કે–શ્રીમતી મદનાસુંદરી અલ્પમતિમાં છે કે બહુમ-તિમાં? કહેવું જ પડશે કે–નથી બહુમતિમાં કે નથી અલ્પમતિમાં! કારણ કે–અત્યારે તેણીના પક્ષમાં બોલનાર આ રાજસભામાં ખાસ એક પણ વ્યક્તિ દેખાતી નથી. આવા પ્રસંગે પિતાજીના અને લોકના વિરોધને પણ અવગણીને, સત્યના પક્ષમાં ઉભા રહેવું કે નમ્ર, શાંત, અને સમયજ્ઞ કહેવડાવવા માટે અસત્ય પક્ષમાં ઢળી પડવું?

*

શ્રી શ્રીપાલ મહારાજાનું ચરિત્ર અને રાસ વાંચનારા તથા સાંભ-ળનારાઓ, આ પ્રસંગને વાંચીને વિચારે છે યા ચલાવ્યે જ રાખે છે, એ જ સમજમાં નથી આવતું! ખરેખર, જો આ પ્રસંગને બરાબર વિચારવામાં આવ્યો હોત, તો આજે લોકવિરોધના નામે પોતાના તારક દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે જે કૃતઘ્નતા સેવાઇ રહી છે, તે

કદી જ ન સેવાતી હોત. અજ્ઞાન, ઉન્મત્ત અને અર્થકામમાં રક્ત લોકનો વિરોધ જો ગણવામાં આવે, તો એક પણ આત્મા પોતાનું શ્રેય કોઈ પણ રીતિએ સાધી શકે નહિ, કારણ કે—તેવા લોકનો વિરોધ તો શાશ્વત્ જ છે. આજ કારણે કોઇપણ મોક્ષગામી મહાપુરૂષે આવા લોકવિરોધને મચક આપી જ નથી, એટલું જ નહિ પણ એવા લોકવિરોધની સામે મક્કમપણે ઉભા રહીને જ, પોતાનું આત્મકલ્યાણ સાધ્યું છે અને જેણે જેણે એવા લોકવિરોધને આધીન થઇને અકરણીય કાર્યોની આચરણા કરી છે, તેને તેને પાછળથી ભયંકર રીતિએ પશ્ચાત્તાપ કરવો પડયો છે અને કહેવું પડયું છે કે—'ખરેખર, લોક એ દુરારાધ્ય જ છે.'

*

હવે અજ્ઞાન, ઉન્મત્ત અને અર્થકામની આરાધનામાં આસક્ત એવા લોકના વિષમ સ્વભાવથી, પ્રભુશાસનના સુપ્રતાપે સુપરિચિત થયેલી શ્રીમતી મદનાસુંદરી શું બોલે છે તે સાંભળો. 'ખરેખર, પ્રભુશાસનમાં રક્ત થયેલો આત્મા, લોકવિરોધથી ડરી જઇને અથવા અજ્ઞાન, ઉન્મત્ત અને અર્થકામમાં આસક્ત એવા લોકોમાં પોતાનું માનપાન જાળવી રાખવા અને ખોટી વાહવાહ બોલાવવા ખાતર, પ્રભુપ્રણીત સત્ય વસ્તુને કદી જ દબાવા ન દે'—એનું અજબ દષ્ટાંત પૂરૂં પાડતી શ્રીમતી મદનાસુંદરી, રાજાની ખોટી પ્રશંસા કરી, પોતાના ક્ષુદ્ર જીવનને નિરૂપદ્રવ બનાવવા ઇચ્છતા લોકોને ઉદ્દેશીને બોલી કે—

"मयणा भणेई धिद्धी, धणलवमित्तत्थिणो इमे सव्वे।
जाणंता वि हु अलियं, मुहप्पियं चेव जंपंति ॥ १ ॥"

*

'આ લોકને ધિક્કાર હો! કારણ કે—આ સઘળા લોકો એક ધનના લેશમાત્રના અર્થિઓ છે અને એ જ કારણે નિશ્ચયપૂર્વક જાણવા છતાં પણ માત્ર મુખથી જ મીઠા એવા અસત્યને બોલે છે.'

*

અજ્ઞાન અને ઉન્મત્ત અથવા અર્થકામની આશાથી રીબાતા લોકોના વિરોધથી મુંઝાઇને, આજે શાસન ઉપર થઇ રહેલા ભયંકર આક્રમણુ સામે, જેઓ પોતાની ફરજ ચૂકીને ભયંકર ચૂપકીદી પકડી બેઠા છે અને તેમાં જ પોતાની મોટાઈ છે એમ માની કે મનાવી રહ્યા છે, તેઓએ આ શ્રીમતી મદનાસુંદરીની દઢતાનો ખાસ અભ્યાસ કરવાની જરૂર છે. અન્યથા, તેઓ પોતાની જાતને લોકવાહવાહની ભડભડતી ચીતામાં સળગાવી મૂકશે અને જીવનમાં આવી મળેલા શાસનસેવાના અમૂલ્ય પ્રસંગથી, છતી શક્તિએ પણુ વંચિત રહેવાથી આરાધક બનવાને બદલે વિરાધક બની, આ દુર્લભ માનવજીવનને કોઇ ખાસ લાભની પ્રાપ્તિ કર્યા વિના, કારમી રીતિએ હારી જશે.

*

અસ્તુ. પ્રભુશાસન પ્રત્યે પરમશ્રદ્ધાસંપન્ન શ્રીમતી મદનાસુંદરીએ, એ સ્વાર્થિ અને મુખે મીઠા પણુ અસત્યભાષી લોકોનો ફીટકાર કર્યા પછી, પોતાના પાલક પિતાને ઉદ્દેશીને કહેવા લાગી કે—

जइ ताय ! तुह पसाया, सेवयलोआ हवंति सेव्वावि ।
सुहिया ता समसेवा–निरया किं दुक्खिया एगे ? ॥१॥

*

तम्हा जो तुम्हाणं, रुच्चइ सो ताय! मज्झ होउ वरो ।
जइ अत्थि मज्झ पुन्नं, तो होही निग्गुणोवि गुगो ॥२॥

*

जइ पुण पुन्नविहोणा, ताय ! अहं ताव सुंदरो वि वरो।
होही असुंदरुच्चिय, नूणं मह कम्मदोसेणं ॥३॥"

*

'હે પિતાજી! સઘળા પણ સેવકલોકો જો આપની જ મહેરબાનીથી સુખી થાય છે, તો સમાનસેવામાં રક્ત એવા પણ કેટલાક સેવકો દુઃખી કેમ? આપના હિસાબે તો આપની સેવા કરવામાં એક સરખી રીતિએ તત્પર એવા સઘળા જ આપની કૃપાથી સુખી હોવા જોઇએ, પણ તેમ નથી: છતાં પણ જો આપનો એવો જ આગ્રહ હોય—

તો હું પણ કહું છું કે—

હે પિતાજી! આપને જે રૂચે તે જ મારો પતિ હો! કારણ કે–જો મારૂં પુણ્ય છે તો આપે આપેલો નિર્ગુણ એવો પણ મારો પતિ ગુણવાન્ થશે.

અને—

હે પિતાજી! જો હું પુણ્યહીન હોઈશ, તો તો સુંદર એવો પણ મારો પતિ મારા કર્મના દોષથી અસુંદર જ થશે, એ નિશ્ચિત છે.'

*

શ્રીમતી મદનાસુંદરીની આ દઢતા કયા કલ્યાણના અર્થિ આત્મા માટે ઉપાદેય નથી! ખરે જ, આજે આ જાતિની દઢતાના અભાવે જ ઘણાં ઘણાં જરૂરી કાર્યો પણ, છતી શક્તિએ વિણશી રહ્યાં છે. લોકવિરોધની અને માતાપિતાની આજ્ઞાની વાતો કરનારાઓને માટે, શ્રીમતી મદનાસુંદરીનો આ જીવનપ્રસંગ ખાસ વિચારણીય છે. પ્રભુશાસનથી રોમરોમ રંગાઈ ગયેલી શ્રીમતી મદનાસુંદરીનો આ પ્રસંગ કહે છે કે–માતાપિતા એ ઉપકારી છે અને એ કારણે પરમપૂજ્ય છે એ વાત સાચી, પણ એ ઉપકાર કે પૂજ્યતા પ્રભુશાસનની પૂજ્યતાને આડે ન જ આવવી જોઇએ. જે આત્માઓ માતાપિતાના ઉપકારને કે એ ઉપકારીઓની પૂજ્યતાને, પ્રભુમાર્ગની આરાધનામાં આડે લાવે છે, તેઓ પોતાનું હિત બગાડવા સાથે, ઉપકારી એવા માતાપિતાઓને પણ ભયંકર અપકાર જ કરે છે. જેણે જેણે ઉપકારી

એવા માતાપિતાઓના ઉપકારનો બદલો વાળી, માતાપિતાના પૂજક બનવું હોય, તેણે તેણે શ્રીમતી મદનાસુંદરીની માફક દૃઢ બની, તેઓને પ્રભુશાસનથી પરિચિત બનાવવા માટે, પોતાની સર્વ પૌદ્ગલિક સુખસંપત્તિનો ત્યાગ કરવા માટે પણ સજ્જ બનવું જ જોઇએ, કારણકે-તેમાં જ પોતાનું અને પોતાના પરમ ઉપકારી માતાપિતાઓનું સાચું કલ્યાણ સમાયેલું છે: બાકી ઉપકાર અને પૂજ્યતાના નામે આજ્ઞાપાલક બનવાના આડંબરથી, તેઓની દરેક ઇચ્છાઓને આધીન બની, પ્રભુમાર્ગની આરાધનાથી પોતે પણ વંચિત રહેવું અને તેઓને વંચિત રાખવાં, એમાં ઉભયનુંય એકાંત અકલ્યાણ જ સમાયેલું છે. એનું કારણ એ છે કે-એવી આચારણાઓથી સંસારનો અંત નથી આવતો, પણ વૃદ્ધિ જ થાય છે અને શ્રી જિનેશ્વરદેવોએ તો માતાપિતાની ભક્તિ પણ સંસારના બંધનથી છૂટવા માટે જ ઉપદેશી છે, એટલે એ પરમતારકોની આજ્ઞાનું પાલન તો તો જ થાય, કે જો શ્રીમતી મદનાસુંદરીના જેવી દૃઢતા કેળવવામાં આવે, અને આવી દૃઢતા કેળવી પ્રભુમાર્ગની આરાધનામાં રક્ત બનવું, એ દરેકે દરેક સુસંતાનનું તો જીવનધ્યેય જ હોવું જોઇએ: વધુમાં પ્રભુશાસનની આરાધનામાં આડે આવતા અયોગ્ય લોકવિરોધને, ભયંકર રીતિએ ઉતારી પાડનારી આ મહાનુભાવા શ્રીમતી મદનાસુંદરીનો આ પ્રસંગ, આપણને અયોગ્ય લોકવિરોધથી એક લેશ પણ ડરવાની સાફ સાફ ના પાડે છે, એટલું જ નહિ પણ, દૃઢતાપૂર્વક તેની સામે થવાનો અમૂલ્ય બોધપાઠ સમર્પે છે. આજના મધ્યસ્થ ગણાવા ઇચ્છતા અને શાંતિના આડંબરીઓ માટે, આ બોધપાઠ ખાસ મનન કરવા યોગ્ય છે: સદ્બુદ્ધિપૂર્વક આ પાઠનું મનન કરનારાઓ જરૂર સમજી શકશે કે-લોકવિરોધના નામે, માનપાન જાળવી રાખવા માટે સત્યનું ખૂન થવા દેવું, એ આત્માનું જ ખૂન કરવા બરાબર છે.

*

વિચારો કે–પ્રભુશાસનના સત્યને પ્રકાશિત કરવા પોતાની સુખ-સંપત્તિને લાત મારતાં પણ નહિ અચકાનારી શ્રીમતી મદનાસુંદરીની શાંતિ સાચી કે આજના આડંબરીઓ કે જેઓ પોતાના માનપાનની ખાતર, પ્રભુના શાસનની થતી અપભ્રાજના કરનારાઓનો સાથ જાળવી રાખવા માટે, શાંત હૃદયે પ્રભુશાસનની થતી અપભ્રાજના જોઇ શકે છે, તેઓની શાંતિ સાચી ? પ્રભુશાસનથી વિરૂદ્ધ જતી એવી પોતાના પિતાની વાતને પણ નહિ સહનારી, શ્રીમતી મદનાસુંદરીની શાંતિ વધે કે શાસન ઉપર અનેક પ્રહારો થયે જાય તો પણ, બગલાની જેમ 'ૐ શાંતિ' 'ૐ શાંતિ' કરનારની શાંતિ વધે ? શ્રી શ્રીપાલ મહારાજાનું ચરિત્ર કે રાસ વાંચનારાઓ અને સાંભળનારાઓ જો આટલું પણ ન સમજે અને હજી જ્યાં ને ત્યાં સમજ્યા વિના—'**लोगविरुद्धच्चाओ**'–આ પદનો દુરૂપયોગ કરે, તો કહેવું અને માનવું જોઇએ કે–કાં તો તેઓ વેદીઆઓ છે, અગર પોતાના માનપાન આદિના કારણે, જે શાસનના આધારે પોતે જીવી રહ્યા છે, તે જ શાસનનો ઇરાદાપૂર્વક દ્રોહ કરનારા ઢોંગીઓ છે, એ શંકા વિનાની વાત છે.

ચોથું વ્યાખ્યાન સમાપ્ત.

## વ્યાખ્યાન ૫ મું.

**ચૈત્ર-શુક્લા એકાદશી : વીર સં.-૨૪૫૬**
**તારીખ ૯ : ઍપ્રીલ : સને ૧૯૩૦, બુધ.**

### આ કાળ આરાધના માટે યોગ્ય નથી?

શ્રી રાજગૃહી નગરીના ઉદ્યાનમાં પરમઉપકારી, શાસનના શિરતાજ, ગણધરદેવ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ, મનને વશ કરવા માટે સુપ્રધાન આલંબનરૂપ નવપદનું વર્ણન કરી, તેનું વિધિપૂર્વક આરાધન કરવા માટે ઉપદેશ્યું અને જણાવ્યું કે-તેની આરાધના કરનાર આત્મા, શ્રી શ્રીપાલરાજાની માફક સુખને પામે છે. આ પછી શ્રી શ્રેણિકમહારાજાના પ્રશ્નથી શ્રી 'શ્રીપાલ' રાજાનું કથાનક કહેતાં, તે પરમર્ષિએ ફરમાવ્યું કે-માળવા દેશમાં આવેલી 'ઉજ્જયિની' નામની નગરીમાં 'પ્રજાપાળ' નામના રાજાને બે પ્રધાન રાણીઓ હતી અને તેમનાં નામ અનુક્રમે સૌભાગ્યસુંદરી અને રૂપસુંદરી હતાં. એ બે પ્રધાન રાણીઓમાંથી એક રાણી શ્રી જિનેશ્વરદેવના શાસનમાં રક્ત હતી, જ્યારે બીજી સાભાગ્યસુંદરી મિથ્યામતની અનુયાયિની હતી. બેયને અકેક દીકરી થઇ. તેમાં સૌભાગ્યસુંદરીની દીકરીનું નામ 'સુરસુંદરી' અને શ્રી 'રૂપસુંદરી'ની દીકરીનું નામ 'શ્રીમતી મદનાસુંદરી' રાખ્યાં. દરેક માતાએ પોતપોતાની દીકરીને, પોતાના વિચારને યોગ્ય શિક્ષણ અપાવરાવ્યું છે. જેવું શિક્ષણ આપવું હતું તેવા અધ્યાપક પાસે મૂકેલ છે. આપણે જોઈ ગયા કે-બે કન્યાઓ ભણીને વિદૂષી થવા સાથે યૌવનાવસ્થાને પણ પામી અને તે પછી રાજાએ પણ તે બે પુત્રીઓને, તેણીઓના ઉપાધ્યાયો સાથે રાજસભામાં બોલાવી અને પરીક્ષા માટે-'ખરેખર, પુણ્યથી આ મળે છે.'-આવું સમસ્યા પદ આપ્યું અને તેની પૂર્તિમાં બેય કન્યાઓએ જવાબો આપ્યા છે. જવાબો બેયના સાચા છે, પણ જવાબો દ્વારા પોતાની જેવી જેવી

દશા હતી, તેવી તેવી તેણીઓએ પ્રગટ કરી. કોનો આત્મા કયી દૃષ્ટિને યોગ્ય છે, તે એ જવાબો ઉપરથી માલૂમ પડી જાય છે. સુરસુંદરીએ કહ્યું હતું કે–'ધન, યૌવન, સુવિદગ્ધપણું, આરોગ્ય અને મનોવલ્લભ પતિનો મેળાપ,–આ પુણ્યથી મળે.' અને શ્રીમતી મદનાસુંદરીએ કહ્યું કે–'વિનય, વિવેક, મનની પ્રસન્નતા, શીલે કરીને સુનિર્મળ શરીર અને મોક્ષમાર્ગનો મેળાપ,–આ પુણ્યથી મળે.' આ વાત તો બેયની સાચી છે: પણ આ પરથી એ બેયનાં હૈયાં જણાય છે. એક આત્મા પુણ્યના ફલ તરીકે ધન વિગેરેને મૂખ્યતા સમર્પે છે, જ્યારે એક આત્મા વિવેક વિગેરેને પ્રધાનતા આપે છે. ખરેખર, દૃષ્ટિ હોય એવી જ સૃષ્ટિ દેખાય છે. શુદ્ધ દૃષ્ટિ હોય ત્યાં સુવિચાર આવે અને અશુદ્ધ દૃષ્ટિ હોય ત્યાં કુવિચાર આવે. પુણ્યના ફલમાં ધન, ઋદ્ધિસિદ્ધિ મળે એ વાત ખરી, પણ એથી સુખ જ મળે એ કાયદો નથી. જેનો પુણ્યોદય નથી, તેને તો એ મળતું જ નથી: પણ મળ્યા પછી પણ એ ફળે કે ફૂટે એ પ્રશ્ન છે. જો આત્મા એમાં ન લેપાય તો તો ફળે અને લેપાય તો તો ફૂટે: ફૂટે એટલે પરિણામે દુર્ગતિની પ્રાપ્તિ થાય. પુણ્યના ફળ તરીકે વિવેકાદિ ગુણો મળે એને, કદી આ લોકમાં ધન વિગેરે ન પણ મળેલ હોય, તો પણ તે સુખી જ રહે અને સુખી થાય. છતાં પણ પહેલી કન્યાએ કહેલી વાત બધાને ગમી અને શ્રીમતી મદનાસુંદરીની વાત પ્રાયઃ કોઈને જ ન ગમી: તેણીની વાર્તા માત્ર તેણીના પાઠક અને શ્રી જિનેશ્વરદેવના ધર્મની રાગી એવી તેણીની માતાને જ ગમી. તે શિવાય તેણીની વાતથી કોઇને પણ હર્ષ થયો નહિ. બરાબર આજ સમયે 'પ્રજાપાલ' રાજાની સેવા માટે આવેલ 'અરિદમન' નામનો રાજકુમાર રાજાને નમસ્કાર કરવા માટે રાજસભામાં આવ્યો. તે દીવ્યરૂપધર કુમારને જોવામાં સુરસુંદરીને લીન થયેલી જોઇને, રાજાએ પૂછ્યું કે–'બોલ! તારે કેવો વર જોઇએ?' રાજાએ આમ પૂછવાથી મિથ્યાભાવમાં રમનારી–રાચનારી એ કન્યાએ, પોતાને જોઈતા પતિના રૂપરંગાદિનું વર્ણન કરી, એ રાજકુંવરને

બતાવ્યો. વિષયભાવનાનો એ પ્રભાવ છે કે—એને જે આધીન થાય તે એવી માગણી કરતાં સંકોચાતો નથી. તે પછી રાજાએ શ્રીમતી મદના-સુંદરીને પણ એજ રીતે પૂછ્યું, પણ એ પ્રશ્નના ઉત્તરમાં શ્રી જિનવચનના વિચારથી વિવેકી અને લજ્જાળુ બનેલી શ્રીમતી મદનાસુંદરી નીચું જોઇને મૌન ધારણ કરી રહે છે. શ્રીમતી મદનાસુંદરીને મૌન ધરી રહેલી જોઇને, રાજાએ એજ વિષયમાં ફરીથી પૂછ્યું: ત્યારે તેણીએ પણ હસીને, એટલે કે-કંઈક મુખ મલકાવીને કહ્યું કે—'પિતાજી! આપ વિવેકી થઇ મને આવો પ્રશ્ન કેમ કરો છો? પતિ માટે માગણી કરવી એ કુળબાળાઓનો ધર્મ નથી.'

(પ્રશ્નકાર૦ આ કેટલા વર્ષની વાત?)

ઘણાં વર્ષોની વાત. ખરેખર, પ્રભુશાસનની હયાતિનો સમય એક ધર્મની આરાધના માટે ધર્મિને અનુકૂલ જ હોય છે, એજ વાત સ્પષ્ટ કરતાં શ્રી વીતરાગસ્તોત્રમાં, કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ કહે છે કે—

" यत्राल्पेनापि कालेन, त्वद्भक्तेः फलमाप्यते ।
कलिकालः स एकोस्तु, कृतं कृतयुगादिभिः ॥१॥"

*

'જે કાલમાં થોડાજ કાલે કરીને તારી ભક્તિનું ફલ પમાય છે, તે એક કલિકાલ જ હો અને કૃતયુગાદિકથી મારે સર્યું.'

*

વાત પણ ખરી છે કે—પ્રભુશાસનની પ્રાપ્તિ વિનાનો ચોથો આરો પણ શું કામનો? અને પ્રભુશાસનની પ્રાપ્તિથી સુંદર બનેલો પાંચમો આરો એ પણ ચોથા આરાથીય સુંદર છે: કારણ કે—આત્મ-કલ્યાણની પ્રાપ્તિ માટે તે સાધનરૂપ છે! ખરેખર, પ્રભુશાસનને પામેલા

આત્મા માટે દરેક દ્રવ્ય, દરેક ક્ષેત્ર, દરેક કાળ અને દરેક ભાવ ઉત્તમ છે. તે આત્માને મન તો જે કાળમાં આજ્ઞાનું પાલન થાય તે સુકાળ અને આજ્ઞાનું પાલન જે કાળમાં ન થાય તેજ દુષ્કાળ. જો કાળ વિગેરે વસ્તુની કિંમત કરો, તો પ્રભુના શાસનની કિંમત રહેતી નથી: જો પ્રભુશાસનની કિંમત હોય તો આ બધાની પરવા ન કરો. ભસવું અને લોટ ફાકવો, એ બે વાત તો કોઈ પણ કાળે નહિ બને. દુનિયાની સાહ્યબીમાં રાચવું અને પ્રભુના શાસનને આરાધવું, એ બે વાત શી રીતિએ બને? પણ આથી પ્રભુના શાસનને પામેલો સારૂં ન ખાય-પીયે એમ કહેવાનો આશય નથી: જો પ્રભુશાસનને પામેલો રોજ આયંબીલ કરે તો મહાપુણ્યશાળી: ઘી-દૂધ ખાવાં જ એવો કાયદો નથી: હાં, ન ખવાય તો સારૂં. એ કાલમાં મુક્તિ હતી અને આજે નથી એ ક્રમનશીબી ખરી, પણ તે કાળમાં આરાધના બને અને આજ ન બને એવું ન કહો.

## આગમ એ અનુભવીની વાણી છે.

જે લોકો શ્રી શ્રીપાલરાજાના ચરિત્રને કે રાસને વાંચનારા અને સાંભળનારા છે, તેઓ 'કોઢ ગયો અને સંપત્તિ પામ્યા'-એ વિગેરે યાદ રાખે છે અને 'લોકવિરોધ'ના નામે ધર્મને નિંદવા જેવી દુષ્ટ પ્રવૃત્તિઓ આદરે છે, તેઓ ખરેખર, એના મર્મને પામ્યા જ નથી. પુણ્યશાલી આત્માઓને પુણ્યોદયે મળે બધું, પણ દશા શી એ વિચારો. ઇંદ્રપદવી પણ મળે, ન મળે: એમ નહિ: શાસ્ત્ર કહે છે કે-મુક્તિના ઇરાદે ધર્મ કરનારને બધુંય મળે: એની કાંઇ ના નથી: પણ વસ્તુને વસ્તુ તરીકે વિચારવી જ જોઇએ. પુણ્યથી ભોગ વિગેરે મળે એ ખરૂં, પણ ત્યાં દષ્ટિ કયી? વ્યાખ્યાનમાં કથા આવે, એમાં વર્ણન તો ઋદ્ધિસિદ્ધિનાં ખૂબ આવે: પૂર્વે, પછી કે વચ્ચે ત્યાગ આવે: પણ ઋદ્ધિસિદ્ધિના વર્ણનના તો શ્લોકો ભર્યા જ હોય: એ તો લાવવું જ પડે, કેમકે-પુણ્યવાન ક્યાં જન્મે? પુણ્યવાનો કાંઈ ઘાસની ઝુંપડીમાં પ્રાયઃ ન જન્મે. પણ ચરિત્ર જે દષ્ટિએ વંચાવું જોઇયે, તે દષ્ટિએ વંચાતું

નથી માટે જ હાલત જૂદી થાય છે. અને 'લોગાવેરુ : ચાઓ ।' પદ પકડીને બોલનારા વગર વિચાર્યુ બોલ્યા જ કરે. અસ્તુ. શ્રીમતી મદનાસુંદરીએ તો સત્ય વાત જણાવવામાં, પિતાજીના વિરોધની પણ દરકાર કર્યા વિના કહ્યું કે-'પિતાજી ! અયુક્ત વાત બાલિકાને પૂછવાનું પ્રયોજન શું ? કુળબાળાઓ—' આજ વર મળે '-એવું ન કહે : માતા પિતા હિતષીજ હોય, અને એ શોધી આપે તેજ પતિ કન્યાને પ્રમાણ હોય.'-વળી ' વર શોધવામાં માતાપિતા તો નિમિત્ત માત્ર છે : સુકુળમાં દેવા છતાં પણ હીનપુણ્ય કન્યા દુઃખી થાય અને કુકુળમાં દેવા છતાં પણ પુણ્યવાન કન્યા સુખી થાય છે. માટે પિતાજી ! તત્ત્વના જાણ બની વિવેકી એવા આપે આવો ગવ કરવો વ્યાજબી નથી કે-આપની કૃપાથીજ સુખ થાય છે અને આપની અવકૃપાથીજ દુઃખ થાય છે. જેનું પુણ્ય બળવાન હોય તેના પર જ આપની મહેરબાની થાય છે અને જેનું પુણ્ય હીન હોય છે, તેના પર આપની પણ મહેર થતી નથી. જેવી ભવિતવ્યતા તેવી જ સામગ્રી મળે છે.' આ રીતિએ શ્રીમતી મદનાસુંદરીએ તો વિનયથી સીધી જ વાત કરી, પણ એ વાતથી તેણીના પિતાને તો ગુસ્સો ચઢે છે અને તરત કહે છે કે—' મારી જ મહેરબાનીથી આ વસ્ત્ર અને અલંકારાદિને પહેરતી તું આ શું બોલે છે ?'

(પ્રશ્ન૦—પિતાનું વાત્સલ્ય કયાં ગયું ?)

દરેક માબાપ, એ કાંઇ પરોપકારનાં પૂતળાં નથી : સંસારરસિક માબાપની તો ભાવના જૂદી જ હોય છે, કારણ કે-તેઓ બહુલતયા બદલો લેવાની ઇચ્છાવાળાં હોય છે : માટે તો-' મેં આમ કર્યું, મેં પાળ્યો, મેં મોટો કર્યો, મેં નવ માસ પેટમાં રાખ્યો'-વિગેરે વિગેરે બોલે છે. વાત્સલ્ય બધું અનુકૂલતા વખતે, પ્રતિકૂલતા વખતે વાત્સલ્ય પલાયન થઇ જાય છે. જેના હ્રદયમાં શ્રી જિનેશ્વરદેવનું શાસન વસ્યું હોય, તેના જ હ્રદયમાં વાત્સલ્ય (સાચું) હોય છે. આથી જ કહું છું કે-પિતાને કોપાયમાન થયેલો જોઇને આ બાલા ઉપર કોઈ, ભૂલેચૂકે પણ, ઉતાવળ કરવાનો આક્ષેપ કરવા ન લલચાતા, કેમકે-શ્રી

ગૌતમમહારાજા પોતે એને વિદૂષી, શાસ્ત્રપારંગતા અને કઠીન પ્રશ્નોના ઉત્તર આપવાની તાકાત ધરાવનારી જણાવે છે. શ્રી ગૌતમમહારાજા જેને માટે આવું કહે, તેને અજ્ઞાન કહેનારા જેવા હીણકમી કોઇ જ ન કહેવાય : માટે એને અજ્ઞાન તથા ઉચ્છૃંખલ ભૂલેચૂકે પણ ન કહેતા ! હજી જુવાનીમાં ચઢતી છે, હજી તો કન્યાકાલ છે, ભણીને તાજી આવેલી છે, માટે તમારી દષ્ટિએ તો અનુભવવિહીન છે : કેમકે–ઘરબાર નથી માંડયું ! પણ શાસ્ત્ર કહે છે કે–એ મહાઅનુભવી છે. શાસ્ત્રનાં વચનોમાં અનુભવો જ ગોઠવાયેલા છે. શ્રી તીર્થંકરદેવે અનુભવો કહ્યા : એ અનુભવોને વાણીરૂપે શ્રી ગણધરદેવે ગુંથ્યા છે. અનુભવીની વાણી એ જ અનુભવ. વૈદ કહે કે–' આ માત્રા ખાવામાં તેલ નહિ ખવાય, તેલનો ડાઘ પણ ભોજનને ન લાગે એવી સાવચેતી રાખવી પડશે, નહિ તો ફૂટી નીકળશે.'–આ વાત વૈદના અનુભવની માની લેવાની કે એનો અખતરો કરવાનો ? અનુભવીની વાણીરૂપ અનુભવના અખતરા ન હોય. આગમ એ અનુભવીની વાણી છે. એમાં ત્રિકાલાનુભવ છે. અનુભવથી નિસ્તીર્ણ થયેલી વાણીના અનુભવના અખતરાની વાતો કરનારા, ખરેખર બીનઅનુભવી છે.

## મોક્ષના માર્ગમાં ઉદ્યમ એજ પ્રધાન છે.

શાસ્ત્રે દુનિયાની કાર્યવાહી માટે ઉદ્યમની પ્રધાનતા ખાસ કહી જ નથી. ઉદ્યમની પ્રધાનતા ખાસ તો માત્ર મુક્તિ માટે જ માની છે. દુનિયાની ક્રિયામાં ઉદ્યમ ગમે તેટલો કરો, પણ એની સફલતા તો ભાગ્યાધીન છે : જ્યારે મુક્તિ તો ઉદ્યમથી જ મળે છે, ઉદ્યમથીજ મળે તેમ છે. મુક્તિ મેળવવામાં તો કર્મનો ક્ષય જ કરવાનો છે : અને દુનીયાની કાર્યવાહીમાં તો જે મેળવવાનું છે તે, શુભ કર્મનો ઉદય ન હોય તો ન પણ મળે : મહેનત ન પણ ફળે. ગાદીપર બેઠેલા હજારો કમાય અને મજુરી કરનાર મહેનત કરી મરે તે છતાં એને રૂપીઓ પણ ન મળે, એ પ્રત્યક્ષ છે : પણ મુક્તિ માટે પુરૂષાર્થ જ જરૂરી છે, કેમકે–તે માટે

કર્મને જ કાઢવાનાં છે. સમ્યક્ત્વ ત્યારે થાય, કે જ્યારે અનંતાનુબંધીના ચાર કષાયો અને ત્રણ મોહનીયની મળી સાત પ્રકૃતિઓનો ક્ષય વિગેરે થાય: દેશવિરતિ ત્યારે થાય, કે જયારે અમૂક કષાયો જાય અને સર્વવિરતિ પણ ત્યારે જ થાય, કે જ્યારે અમૂક કષાયોનો અભાવ થાય! મુદ્દો એ છે કે-કર્મરૂપી કચરો જાય તો આ બધું થાય. અને દુનિયાની કાર્યવાહીમાં તો પુણ્ય હોય: પુણ્ય ઉદયમાં આવે ત્યારે જ સફળતા થાય. કચરો કાઢવા માટે સાવરણી જોઇયે: બહારની લક્ષ્મી લાવવા કાંઇ સાવરણી ન વપરાય. કોઈના ઘરનો દલ્લો સાવરણીથી ન લવાય અને લાવે એને પચે પણ નહિ. નબળા પાસેથી ખુંચવીને લાવેલું નહિ ભોગવાય, એમ શાસ્ત્ર કહે છે. કચરો કાઢવો અને ઘર સારૂં રાખવું એ મહેનતને આધીન છે અને હીરામોતી લાવીને તીજોરી તર કરવી તે કાંઇ હાથમાં નથી. શ્રીમતી મદનાસુંદરીના સૈદ્ધાંતિક વાક્યથી પૂરવાર થાય છે કે-એ શાસ્ત્રમાં પારંગતા છે. એટલે તેણીના પિતાએ જ્યારે તેણીને કહ્યું કે-'આ ખાય છે, પીએ છે, પહેરે-ઓઢે છે તે કયાંથી?' ત્યારે શ્રીમતી મદનાસુંદરી જરાપણ આવેશ વિના, મ્હોં મલકાવીને કહે છે કે-'પિતાજી! આપને ઘેર ઉત્પન્ન થઇ એ પણ મારા પુણ્યયોગે અને જે કાંઇ સુખસાહ્યબી ભોગવુ છું એ પણ મારા પુણ્યયોગે જ! હાલના સુખ-દુઃખનું કારણ પૂર્વનાં સુકૃત-દુષ્કૃત જ છે.'

( પ્રશ્ન૦ પિતાની સામે આ રીતે બોલાય? )

હા! તત્ત્વની વાતમાં બોલાય. વિનયના નામે ખરી વાત છૂપાવી, ખોટી વાતમાં હાજી ભણે એ તો કપૂત છે. વિવેક, વિનય, લજ્જા, સભ્યતા,-એ વિગેરે તમામ ગુણો સત્યની પ્રાપ્તિ તથા રક્ષા માટે જ છે. માતા-પિતાનો વિનય કરવામાં ઉણપ ન રખાય એ જરૂર, પણ તાત્ત્વિક વાતમાં લોચા પણ ન વળાય. કટોકટીના અવસરે જો સત્યની સ્થાપના ન થાય, તો પરિણામ ઉલટું ખરાબ આવે. મિથ્યા માર્ગમાં તો બધા જોડાયા છે, ત્યાં જો શ્રીમતી મયણા મૌન ધારણ કરે

તો સ્હેજે એમ થાય કે-'શ્રીમતી મદનાસુંદરી જેવી વિદૂષી પણ નહિ બોલતાં ગમ ખાય છે, તો આપણે કોણ?' શ્રી જિનેશ્વરદેવે બતાવેલા વિનય આદિ ક્યાં અને કેવી રીતિએ સેવવાના છે, એ જે ન સમજે તે મિથ્યાદૃષ્ટિ છે: કારણ કે-જે વિનય તારે એ જ વિનય જો અયોગ્ય રીતિએ અને અયોગ્ય સ્થાને થાય તો ડૂબાડે: જેનાથી આત્માનો ઉદ્ધાર, તેનાથી જ સંહાર: માટે બધે જ 'સમ્યક્' જોઇએ: વિવેક, દાક્ષિણ્ય એ બધું 'સુ' જોઇએ. ગૃહસ્થે મર્યાદા રાખવી જોઇએ, પણ તે સુમર્યાદા! મર્યાદા રાખતાં ધર્મ ખવાતો હોય, તો મોટા ચમરબંધીને પણ ધર્માર્થિ ના પાડી દે. ગર્વે ચઢેલા અને બાપ તરીકે બેઠેલા રાજાને અપમાન તો લાગે, એ બનવાજોગ છે, છતાં પણ ધર્મરસિકા શ્રીમતી મદનાસુંદરી પોતાના પિતાને સાફસાફ સંભળાવે છે અને સમજાવે છે કે-'પિતાજી! બધું પુણ્યને આધીન છે: સામાના સુકૃત કે દુષ્કૃતને ફેડી શકવાનો ઘમંડ હોય તો કાઢી નાંખો. આપ જેવા વિવેકીને એવો તત્ત્વનાશક ઘમંડ ન છાજે: બુદ્ધિબળથી બળવાન એવા નરવરો કે સુરવરો તમામ ભેળા થઇને આવે તોય, શુભાશુભ કર્મના વિપાકને ટાળી શકે તેમ નથી.' આ એકાંત? હા! એ એકાંત જ! સંસારથીએ મુક્તિ અને સંયમથીએ મુક્તિ,-એવો અનેકાંત શ્રી જૈનદર્શનમાં નથી. શ્રીમતી મદનાસુંદરીનાં વચનો સાંભળી બાપનો ગુસ્સો વધે છે અને ભરસભામાં કહે છે કે-'આ હીનપુણ્યા છોકરી કરેલા ગુણને જાણતી નથી અને દોઢડાહી છે.' સભા એટલે લોક પણ 'હા'માં 'હા' મીલાવે છે અને કહે છે કે-'ભોળી છે, એ મુગ્ધમતિવાળી શું સમજે? હે રાજન્! જગત્માં રોષાયમાન થાય તો યમ જેવો અને તોષાયમાન થાય તો કલ્પતરૂ જેવો તું છે!'

## ફીટકારપૂર્વક સત્યનું સ્પષ્ટીકરણ—

બાપ પોતાની દીકરીને અલ્પપુણ્યા ને દોઢડાહી કહે છે, તથા સભા પણ એને મુર્ખી કહે છે. સભા રાજાને કલ્પતરૂ તથા યમની ઉપમા

આપે છે, એટલે રાજા પણ ખૂશ ખૂશ થઈ જાય છે. છતાં પણ સન્માર્ગમાં સુસ્થિર બનેલી શ્રીમતી મદનાસુંદરી, સભાલોકને ઉદ્દેશીને કહે છે કે–'ધિક્કાર છે આ લોકોને, કારણકે–ધનના લેશમાં ડૂબેલા આ સઘળા લોકો જાણવા છતાં પણ, રાજાને મ્હોંઢે મીઠું લગાડવા માટે ઇરાદાપૂર્વક જ જુઠું બોલે છે.' આટલું સભાને કહી પોતાના પિતાને તેણીએ સૂચવ્યું કે–'આ બધા ધિક્કારને પાત્ર છે, કારણકે–મ્હોંઢે મીઠું લગાડવા ખાતર જાણી જોઇને સત્યનું ખૂન કરે છે: આવાઓને ભયંકર ઉપમા અપાય તેમ છે. જેમ રોટલા ટુકડા ખાતર કુતરો પૂંછડી હલાવે, તેમ નહિ જેવા લાભ ખાતર, આ સભાના લોકો આપના મ્હોંઢે મીઠું લગાડવા જૂઠું બોલે છે. જો એમ ન હોય તો, એટલે કે–જો એમની એ વાત ખરી જ હોય કે–આપની મહેરબાનીથી જ બધા સુખી છે, તો મારો પ્રશ્ન છે કે–આપની સમાનસેવા તો ઘણા કરે છે, ઘણા જનો આપની સેવા તો એક સરખી રીતે કરે છે, છતાંયે ઘણા દુ:ખી કેમ?' રાજા પાસે આ પ્રશ્નનો ઉત્તર નહોતો: કેમકે–એની સેવા કરવા છતાંયે ઘણા રોગી હતા, ઘણા મરી ગયા હતા, ઘણા આપત્તિમગ્ન હતા: આ પ્રશ્નના સમાધાનમાં રાજા પાસે એક પણ દલીલ નથી. આ સાંભળતાં પણ રાજાને ગુસ્સો વધતો જ જાય છે, કારણકે–એના મનમાં એમ જ થાય છે કે–'આ બધાનું અપમાન કરે? બસ, એ એકલી ડાહી?' નબળાઓ દલીલના અભાવે હમેશાં આમ જ કહે કે–'ડાહ્યા થયા લ્યો!' આ છતાં પણ સત્યની જ રાગી શ્રીમતી મદનાસુંદરી તો કહે છે–'પિતાજી! આ વિષે આગ્રહ ન હોય: આપને રૂચે એ વર આપો: જો મારૂં પુણ્ય જાગૃત હશે, તો મળેલો નિર્ગુણ પતિ પણ ગુણવાન બનશે: જો હું પુણ્યવિહીના હોઇશ, તો સારો વર હશે તોય મારા કર્મના દોષે એ અશુદ્ધ થશે: માટે આપને જે રૂચે તે વર આપો.'

*

વિચારો કે–શ્રીમતી મદનાસુંદરીના આ કથનમાં એક પણ અપશબ્દ છે? નહિ જ. ધર્મિ આત્મા જેમ અપશબ્દ ન બોલે, તેમ એક પણ વાત દબાવા પણ ન દે. છતાં પણ 'મિથ્યાભાવથી વાસિત આત્માનો ગુસ્સો વધતો જ જાય છે'–એજ ન્યાયે રાજાનો પણ ગુસ્સો વધી ગયો.

°₀°

**પ્રસંગ ૬ ઠ્ઠો : સત્ય ખાતર આત્મબલિદાન.**

°°°

## મિથ્યાભાવની વિષમશીલતા અને સમ્યગ્ભાવની સત્યશીલતા.

ખરેખર, મિથ્યાભાવની વિષમશીલતા કોઈ અજબ જ હોય છે! જેમ જેમ શ્રીમતી મદનાસુંદરી હિતકર વાત નિર્ભિકપણે કહેતી ગઈ, તેમ તેમ મિથ્યાભાવથી પીડાતા રાજાનો ગુસ્સો વધતો જ ગયો અને અતિશય ગુસ્સામાં આવી ગયેલા રાજાએ પોતાના હૃદયમાં વિચાર્યું કે—

"तो गाढयरं राया, रुट्ठो चिंतेह दुव्वियड्ढाए ।
एयाइ कओ लहुओ, अहं तओ वेरिणी एसा ॥१॥"

*

'ખરેખર, આ દુર્વિંદ્ગ્ધા છોકરીએ મને હલકો પાડી નાખ્યો અને તે કારણથી આ મારી પુત્રી નથી પણ વૈરિણી છે.'

*

આ રીતિના વિચારથી રાજાનું મુખ ઘણું જ ભયંકર થઈ ગયું. ખરેખર, મિથ્યાભાવનો તો એ સ્વભાવ જ છે કે–પોતાને આધીન

થયેલા આત્માને સ્વસ્થ થવા જ ન દેવો અને હિતકર વચનનો હિત-કરરૂપે વિચાર પણ ન કરવા દેવો અને ઉલ્ટો અહંકારદ્વારા ક્રોધ પેદા કરવો. એ મિથ્યાભાવના પ્રતાપે જ રાજા પ્રજાપાલની આવી દશા થઇ, અન્યથા કદી જ ન થાત : કારણ કે-શ્રીમતી મદનાસુંદરીએ એક પણ અનુચિત વચન ઉચ્ચાર્યું જ ન્હોતું, પણ રાજાના હૃદયમાં રહેલા મિથ્યાભાવે એ ઉત્તમ વચનોનું પણ, જૂદી જ જાતિનું પરિણમન કરાવ્યું અને તેમાં અજ્ઞાન અને સ્વાર્થી લોકોએ પૂરતો ટેકો આપ્યો! જો કે શ્રીમતી મદનાસુંદરીએ તો ટેકો આપનારા અને મુખથી મધુર શબ્દોમાં પ્રશંસા કરનારા લોકો કેવા છે, એની પણ ઓળખાણ પિતાના હિતને માટે કરાવી અને શ્રી જિનેશ્વરદેવોએ કહેલી સત્ય વસ્તુને યુક્તિપૂર્વક સમજાવી, તે છતાં પણ વિપરીત જ પરિણામ આવ્યું અને રાજાને તે પોતાની હિતકારિણી પુત્રી પણ હૃદયમાં વૈરિણી તરીકે ભાસી. એના પરિણામે તેનો કોપ ઘણો જ વધી ગયો અને તે કોપની છાયા મુખ ઉપર પણ સ્પષ્ટપણે દેખાવા લાગી. પોતાના માલિકના મુખ ઉપર આવેલી ભયંકરતાને જોઈને, હુંશીયાર મંત્રીએ રાજાને કહ્યું કે-'રાજવાટિકામાં જવાનો સમય થઇ ગયો છે.' આથી રાજા પણ રોષથી ધમધમતો થકો અશ્વ ઉપર આરૂઢ થઈ સામંતો અને મંત્રીઓ સાથે રાજવાટિકામાં જવા માટે નીકળ્યો અને સભા આખી વિસર્જિત થઈ.

*

પરિવાર સાથે નીકળેલો રાજા નગરની બહાર નીકળે તે પહેલાં, તેણે આડંબર સાથે આવતા એક માનવસમૂહને જોયો: આ માનવ-સમૂહ કોણ છે ?, એમ જાણવા ઇચ્છતા રાજાને મંત્રીએ કહ્યું કે—

"હે સ્વામિન્! આ સાતસો પુરૂષોનો સમુદાય છે. સાતસોય યુવાન છે, રૂપવાન્ છે અને પરાક્રમી છે : પણ સર્વે દુષ્ટ કોઢરોગથી પીડિત હોવાથી એકત્ર થયેલા છે. તેઓને 'ઉબરક' જાતિના કોઢ-

રોગથી પીડાતો એક બાળક મળી આવ્યો છે અને તે બાળકનું તેઓએ 'ઉમ્બર રાણો' એવું નામ પાડયું છે. તે બાળક એક શ્રેષ્ઠ ખચ્ચરી ઉપર બેઠો છે, તેની ઉપર એક શ્વેતકુષ્ઠિએ છત્ર ધર્યું છે, તેની આજુબાજુ ગળતી નાસિકાવાળા બે પુરૂષો ચામર વીંજે છે, તેની આગળ રોગની આધીનતાથી 'ઘિણી–ઘિણી' શબ્દ કરતા પુરૂષો ચાલે છે, ગળતા કાનવાળાઓ તેના ઘંટ વગાડનારા છે, 'રક્તમંડળ' નામના રોગવાળા પુરૂષો તેના અંગરક્ષકો છે, દર્દુરોગી તેનો તાંબુલ આપનારો છે અને 'ગલિતાંગુલી' નામનો તેનો મંત્રી છે. આ રીતના કોઢીઆના પરિવારેથી વિંટાયેલો તે 'ઉંબર રાણો' પૃથ્વી પર ફરે છે અને રાજકુલોમાંથી મુખ માગ્યું દાન લે છે. હે રાજન્! તે રાણો આડંબર સાથે આ તરફ આવી રહ્યો છે, માટે આપ આ માર્ગ મૂકીને બીજી દિશાએ પધારો"

*

મંત્રીના આ કથનથી રાજા બીજી દિશામાં વળ્યો, એટલામાં તો તેની સામે જ તે ટોળું પણ જલ્દી જલ્દી રાજાની દિશામાં જ વળ્યું. આથી રાજાએ મંત્રીને કહ્યું–' તું આગળ જઇને આ લોકો જે માગે તે આપીને તેઓને પાછા વાળ, કારણ કે–તેઓનું દર્શન પણ સારૂં નથી.' રાજાની આ આજ્ઞાનો અમલ મંત્રી કરે તે પહેલાં તો, એકદમ 'ગલિતાંગુલી' નામના 'ઉંબર રાણા'ના મંત્રીએ, રાજાની સામે આવીને કહેવા માંડયું કે—

'હે સ્વામિન્! આ 'ઉંબર' નામનો રાણો એ અમારો સ્વામી છે અને તે સર્વત્ર રાજા આદિથી મોટાં મોટાં દાન અને ભારે ભારે માનથી સત્કાર પામે છે: એટલે અમારે ધન, સ્વર્ણ કે વસ્ત્રાદિકનું કશું જ કામ નથી: કારણકે–અમે અમારા આ રાણાની મહેરબાનીથી સઘળાએ અતિશય સુખી છીએ. પરંતુ હે નાથ! અમારા અંતરમાં એક જ વિચાર થયા કરે છે અને તે એજ કે–'અમારા રાણાને એક

રાણી મળે તો સારૂં!' તો હે નરનાથ! અમારી ઉપર મહેરબાની કરીને એક કન્યા આપો, બીજા કશાનું અમારે કામ નથી.'

*

આ પ્રમાણે સાંભળીને રાજાનો મંત્રી બોલ્યો કે–'ખરેખર, તમે ઘણી જ અયોગ્ય માગણી કરો છો: કારણકે–જાણવા છતાં પણ કોઢથી પીડાતા માણુસને પોતાની કન્યા કોણ આપે? અર્થાત્–કોઇજ ન આપે! માટે તમારી માગણી ઘણી જ અયોગ્ય છે.'

આ ઉત્તરની સામે 'ઉંબર રાણા'નો મંત્રી બોલ્યો કે–'અમે તો તમારા આ રાજાની એવી કીર્તિ સાંભળી છે કે–'માલવાનો રાજા કોઈની પણ પ્રાર્થનાનો ભંગ નથી કરતો'–તો હવે તમારે આ તમારા રાજાની કીર્તિનો નાશ કરવો હોય તો તેમ કરો અથવા કુકુલમાં પણ ઉત્પન્ન થયેલી કોઈ કન્યા આપો.'

*

આ સાંભળીને રાજા બોલી ઉઠયો કે–'અમે તને એક કન્યા આપીશું, કારણકે–આવા નહિ જેવા કાર્ય માટે પોતાની કીર્તિને કોણ હારે?' આ પ્રમાણે કહીને મિથ્યાભાવથી ઉત્પન્ન થયેલા કોપરૂપ અગ્નિથી સળગી ગયો છે નિર્મલ વિવેક જેનો, એવો તે રાજા પોતાના મનમાં વિચારે છે કે—

"नियधूयं अरिभूयं, तं, दाहिस्सामि एयस्स ।"

*

'શત્રુરૂપ બનેલી તે મારી કન્યાને જ હું આ કોઢીઆને આપીશ.'

*

વિચારો કે—'મિથ્યાભાવની વિષમશીલતા કેવી છે?' એક મિથ્યાભાવ આત્માને કેવો અને કેટલો અંધ બનાવે છે, એ આ

ઉપરથી સારામાં સારી રીતિએ સમજી શકાય તેમ છે. અને પુત્રીનાં સાચાં અને હિતકારી તેમજ મિત અને પ્રીતિકર વચનોથી પણ, મિથ્યા અહંકારથી અંધ બનેલો રાજા કોપાયમાન થઇ ગયો છે અને કોપમાં ને કોપમાં વિવેકહીન બની ગયેલો તે રાજા, પોતાની પરમ-મિત્ર સમી કન્યાને પણ પરમદુશ્મન માનીને, તેણીને જ આ કોઢીઆને આપવાનો વિચાર કરીને, પોતાના આવાસે આવ્યો અને શ્રીમતી મદનાસુંદરીને બોલાવીને તિરસ્કારપૂર્વક કહેવા લાગ્યો કે—

"हुं अज्जवि जइ मन्नसि, मज्झ पसायस्स संभवं सुक्खं ।
ता उत्तमं वरं ते, परिणाविय देमि भूरि धणं ॥ १ ॥

*

जइ पुण नियकम्मं चिय, मन्नसि ता तुज्झ कम्मणाणीओ ।
एसो कुट्ठिअराणो, होउ वरो किं वियप्पेण ॥ २ ॥"

*

'હે પુત્રી ! જો હજુ પણ તું 'સુખ એ મારી મહેરબાનીથી ઉત્પન્ન થયેલું છે'–એમ માનતી હો, તો તો હું તને ઉત્તમ વર સાથે પરણાવીને ઘણું ધન આપું.

—અને—

હજુ પણ જો તું તારા પોતાના જ કર્મને જ માનતી હો, તો તારા કર્મે આણેલો આ કોઢીઓ રાણો જ તારો વર હો અને એમાં વિચાર કરવાનું કારણ જ નથી.'

*

ભાગ્યશાલિઓ ! વિચારો કે–શ્રીમતી મદનાસુંદરી માટે આ પ્રસંગ કેવો અને કેટલો ભયંકર છે ? સમ્યગ્ભાવની જે સત્યશીલતા, તેની કસોટી આવા જ પ્રસંગે થાય છે. આવે પ્રસંગે જે આત્મા સમ્યગ્-

ભાવમાં ટકી શકે, તે જ પોતાની સત્યશીલતાને સંપૂર્ણ રીતિએ ટકાવી શકે છે. આવે સમયે સ્થિરતા કોઇ ભાગ્યશાલિ આત્મામાં જ રહી શકે છે. બોલવું સહેલું છે, પણ પ્રસંગે આચરી બતાવવું એ કઠીન છે! પણ શ્રીમતી મદનાસુંદરી તો સમ્યગ્‌ભાવમાં એવી રક્ત છે, કે જેની કાંઇ સીમા નથી: એટલે એના સમ્યગ્‌ભાવની સત્યશીલતા, પોતાના પિતાના મિથ્યાભાવની વિષમતાને ટક્કર મારે તેવી છે. જેમ રાજા પોતાના મિથ્યાભાવની વિષમશીલતાને આચારમાં મૂકવા મથી રહ્યો છે, તેવી જ રીતે શ્રીમતી મદનાસુંદરી પણ, પોતાના સમ્યગ્‌ભાવની સત્યશીલતાને આચારમાં મૂકવાને આતુર છે. એ જ કારણે શ્રીમતી મદનાસુંદરી, પોતાના પિતાએ તિરસ્કારપૂર્વક કરેલા ભયંકર પ્રશ્નના ઉત્તરમાં અસંત ધીરતાપૂર્વક, એક લેશ પણ ગભરાયા વિના કે ખિન્ન થયા વિના, પ્રસન્નતાપૂર્વક હસીને કહે છે કે–

"हसिउण भणइ बाला, आणिओ मज्झ कम्मणा जोउ ।
सो चेव मह पमाणं, राओ वा रंकजाओ वा ॥१॥"

*

'હે પિતાજી! મારા કર્મે જે પતિ આણ્યો, તે જ મારે પ્રમાણ છે: પછી તે ચાહે તો રાજા હો યા રંકપુત્ર–એટલે ગરીબનો પુત્ર હો!'

*

વિચારો કે–શ્રીમતી મદનાસુંદરીના ઉત્તરમાં કેટલી પ્રસન્નતા અને કેટલી સત્ત્વશાલિતા છે? આવી કસોટીમાં સત્ત્વશાલ આત્માઓ જ ટકી શકે છે, પણ સગવડપંથી પામરો કદી જ ટકી શકતા નથી અને એથી જ તેઓ કોઈ પણ જાતના સિદ્ધાંત વિનાનું જ જીવન જીવવા ઇચ્છે છે, કારણ કે—સિદ્ધાંતવાળું જીવન જીવવામાં સત્ત્વશીલતા અને ઉંચી જાતિની પ્રમાણિકતા તથા એકવચનીપણું જોઇએ છીએ અને તે બધું પામરોથી કોઈપણ રીતિએ મેળવી શકાતું નથી

કે સાચવી શકાતું નથી : અને એથી પામરો ભલે ગમે તેમ જીવવા ઇચ્છે, પણ પુણ્યશાલિ આત્માઓએ તો શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંત મુજબનું જ જીવન જીવવાને ઇચ્છવું જોઇએ, કારણ કે–જીવનની સાચી પ્રતિષ્ઠા અને સાર્થકતા, તેમ કરવામાં જ સમાયેલી છે. અન્યથા, પરમ-વિદૂષી શ્રીમતી મદનાસુંદરી પોતાની ભરયુવાનીમાં, દુનિયાના સુખોની ઇચ્છા સર્વથા નાશ નથી પામી એવી દશામાં, અને સાધ્વી થવાની તૈયારી નથી તે છતાં પણ, આટલી અડગતા ન જ સેવત !

*

પરમ વિદૂષી શ્રીમતી મદનાસુંદરી પોતાના જીવનશ્રેયઃ માટે સાચી સત્ત્વશાલિની બને છે, ત્યારે તેનો પિતા તેની અડગતાથી ક્રોધાંધ બનતો જાય છે. જ્યારે શ્રીમતી મદનાસુંદરીએ શ્રી જિનેશ્વર-દેવના સત્ય સિદ્ધાંતને મૂકી દઇ, માનાકાંક્ષી કલ્પિત સિદ્ધાંતને માનવાનો ઇન્કાર કર્યો અને પોતાના કર્મે આણેલા પતિને કબૂલ રાખ્યો, ત્યારે ક્રોધાંધ બનેલા રાજાએ—

"कोवंधेण रन्ना, सो उंबरराणाओ समाहूओ ।
भणिओ, य तुममिमीए, कम्माणीओसि होसु वरो ॥१॥"

*

'તે 'ઉંબરરાણા'ને બોલાવ્યો અને કહ્યું કે–અહીં તને મારી આ પુત્રીના કર્મે આણ્યો છે, માટે તું મારી આ પુત્રીનો પતિ થા !'

*

રાજાના આ કથનને સાંભળીને તે 'ઉંબરરાણે' કહ્યું કે—

"तेणुत्तं नो जुत्तं, नरवर ! वुत्तुंपि तुज्झ इय वयणं ।
को कणयरयणमालं, बंधइ कागस्स कंठंमि ॥१॥

*

एवमहं पुव्वकयं, कम्मं भुंजेमि एरिसमणज्जं ।
अवरं च कहमिमीए, जम्मं बोलेमि जाणंतो ॥२॥

*

ता भो नरवर ! जइ देसि, काविता देसु मज्झ अणुरूवं ।
दासि विलसिणि धूयं, नो वा ते होउ कल्लाणं ॥३॥"

*

'હે નરવર ! આવું વચન બોલવું એ પણ આપને યોગ્ય નથી: કારણ કે–કાગડાના કંઠમાં કનકરત્નની માલા કોણ બાંધે? અર્થાત્–કોઈ જ ન બાંધે. માટે કાગડા જેવા મને આવી કનકરત્નની માલા જેવી કન્યાને આપવાની વાત બોલવી, એ પણ આપને માટે ઉચિત નથી.'

—વળી—

'એક તો મેં પૂર્વે કરેલા મારા આવા અશુભ કર્મને તો હું વર્તમાનમાં ભોગવી રહ્યો છું અને 'આ કન્યાના જન્મનો નાશ કરવો'–' એ બીજું પાપ છે, એમ જાણતો એવો હું, આ કન્યાના જન્મનો નાશ કેમ કરૂં? અર્થાત્–મારાથી આ કન્યાના જન્મને બગાડવારૂપ પાપ-કર્મ નહિ થાય.'

—તે કારણથી—

'હે નરવર ! જો કોઇપણ કન્યાને આપ આપવા ઇચ્છતા હો, તો મારે માટે યોગ્ય એવી કોઈ દાસીની અથવા વિલાસિનીની પુત્રીને આપો અને એવી જો કોઇ પણ કન્યા ન હોય, તો આપનું કલ્યાણ હો, એટલે કે–મારે કન્યાની કંઇ જ જરૂર નથી.'

*

'ઉંબરરાણા'ના આવા વિવેકી ઉત્તરથી પણ, કોપાધીન થયેલા રાજાને પોતાના કર્ત્તવ્યનું ભાન ન જ આવ્યું અને એ કોપાવસ્થામાં જ ઉંબરરાણાને ઉદ્દેશીને રાજા કહે છે કે—

"तो भणइ नरवरिंदो, भो भो मह नंदणी इमा किंपि ।
नो मज्झ कयं मन्नइ, नियकम्मं चेव मन्नेइ ॥१॥

*

तेणं चिअ कम्मेणं, आणीओ तंसि चेव जीइ वरो ।
जइ सा निअकम्मफलं, पावइ ता अम्ह को दोसो ॥२॥"

*

'હે ઉંબરરાજ ! આ મારી પુત્રી મારૂં કરેલું કશું પણ માનતી નથી, કેવલ પોતાના કર્મને જ માને છે : અને તે કર્મે આ મારી પુત્રી માટે વર તરીકે તને જ આણ્યો છે : માટે જો મારી પુત્રી પોતાના કર્મના ફલને પામતી હોય, તો તેમાં અમારો શો દોષ શું? અર્થાત્–એમાં અમારો કશો જ દોષ નથી, કારણ કે–પતિ તરીકે તારા જેવાની પ્રાપ્તિમાં, મારી આ પુત્રીનું કર્મ જ કારણ છે.'

*

વિચારો કે–મિથ્યાભાવ અને તેના યોગે જન્મેલો કષાય, આત્માને કેવી ભયંકર દશામાં મૂકે છે? કારણ કે–હૈયામાં દીકરી તરીકેનો પ્રેમ છતાં પણ, મિથ્યાભાવજનિત ગુસ્સાને આધીન બનેલો બાપ, આવું બધું બેધડકપણે બોલે છે. બધા જ પરિણામના વિચારમાં છે, ત્યાં તો શ્રીમતી મદનાસુંદરી ઝટ ઉભી થઇને, જરાપણુ ગભરાયા વગર, જાણે વિવાહના લગ્નને ન સાધતી હોય તેમ પોતાના જ હાથે, એ ઉંબરરાણાના હાથને પકડે છે. ભાગ્યશાલિની એવી છે કે–જે વખતે હાથ પકડે છે, તે વખતે જ ઉત્તમ લગ્ન હતું. પણ આ

વખતે સામંતો, મંત્રીઓ અને અંતઃપુરી એ કામથી શ્રીમતી મદના-સુંદરીને વારે છે: તે છતાં પણ કન્યા રૂકતી નથી, પણ શરદ્ઋતુના ચંદ્રની માફક પ્રસન્નમુખવાળી તે એટલું જ કહે છે કે-'મારે તો આજ પતિ પ્રમાણ છે.' આ પ્રસંગે-'આ કેવું અયોગ્ય કામ થઇ ગયું ?'-એમ વિચારતાં વિચારતાં શ્રીમતી મદનાસુંદરીના મામા પુણ્ય-પાલ, તેની માતા શ્રીમતી રૂપસુંદરી અને તેણીનો પરિવાર પણ રૂદન કરે છે.

—આટલું છતાં પણ—

ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે છે કે—

"तह वि न नियको वाओ, वलेइ राया अईव कढियमणो ।
मयणा वि मुणियतत्ता, निअसत्ताओ न विचलेइ ॥१॥"

*

'અતિ કઠોર મનવાળો રાજા પોતાના કોપથી પાછો નથી ફરતો અને તત્ત્વની જ્ઞાતા એવી શ્રીમતી મદનાસુંદરી પોતાના સત્ત્વથી, એટલે કે-ધૈર્યથી ચલિત નથી થતી.'

*

વિચારો કે તત્ત્વની જ્ઞાતા શ્રીમતી મદનાસુંદરીની ધીરતા અજબ જ ગણાય ને ! આવી ધીરતા વિના અને શ્રી જિનેશ્વરદેવના વચન ઉપરની સાચી શ્રદ્ધા વિના આવું સાહસ કરવાની વૃત્તિ થઈ જ નથી શકતી. કહેવું પડશે કે-શ્રીમતી મદનસુંદરીએ ખેડેલું સાહસ એ 'અપૂર્વ-સાહસ' જ ગણાય.

°°°

પ્રસંગ ૭ મો : અપૂર્વ—સ્થિરતા.

°°°

## ભયંકર લોકવિરોધ સામે એકસરખી પ્રસન્નતા.

હવે પતિ બનેલા ઉંબરરાણાએ, પોતાના સ્થાને લઈ જવા માટે શ્રીમતી મદનાસુંદરીને ખચ્ચર ઘોડી ઉપર બેસાડી અને ઉચિત આચરણામાં પ્રવીણ, પરમતત્ત્વજ્ઞાતા અને પરમસતી એવી તેણી પણ, આનંદપૂર્વક બેઠી અને પોતાના પતિ સાથે પતિના સ્થાને જવા માટે ચાલી. આ સમયે નગરના લોકો–'આ કાર્ય અયુક્ત છે, અયુક્ત છે.' એમ હવે બોલવા લાગ્યા. હંમેશને માટે લોકના મુખે લગામ નથી હોતી, એટલે તે ઇચ્છા મુજબ બોલી શકે છે ! લોકમાંના કેટલાક કહે છે કે–'ધિક્કાર છે રાજાને કે જેણે દીકરી સાથે આવો વર્તાવ કર્યો, દીકરી બાળક હતી પણ એ ય એવો !' કેટલાક કહે છે કે–'છોકરી અતિ દુર્વિનીતા હતી, કે જેથી યોગ્ય જ ફલ પામી.' કેટલાક એની માતાને નીંદવા લાગ્યા કે–'એની મા જ એવી છે, કે જેણે એવીને જન્મ આપ્યો, ઉછેરી અને આવું શિક્ષણ આપ્યું.' કેટલાક કહેવા લાગ્યા કે–'એનો ઉપાધ્યાય પણ કેવો, કે જેણે વિનય જેવું કશું જ શીખવાડયું જ નહિ.' ત્યારે કેટલાક તો ઠેઠ ધર્મ સુધી પહોંચ્યા કે–'એ ધર્મ જ એવો છે, કે જ્યાં આવાં જ પરિણામ આવે.'–આ રીતિએ લોકોએ ખૂદ રાજાને, એ બાળાને, બાળાની માતાને, એ બાળાના પાઠકને અને એ બાળાના ધર્મને પણ નિંદી નાખ્યો ! ખરેખર, લોકસ્વભાવ જ વિલક્ષણ હોય છે ! અને આથી જ લોકની સન્મુખ જોઇને, ધર્મની આચરણા કરવા ઇચ્છનારા ધર્મની આચરણા ઉચિત રીતે આચરી શકતા નથી, તથા એ જ કારણે ધર્મના અર્થિએ, શ્રી જિનેશ્વરદેવે ઉપદિષ્ટ કરેલા ધર્મનું સેવન કરવામાં, અજ્ઞાન લોકથી બેપરવા રહેવુંજ જોઇએ.

( પ્રશ્ન૦ છોરૂ કછોરૂ થાય, પણ માવતર કમાવતર થાય ? )

એ ઉત્તમ કહેવતો 'સુ'ને લાગુ પડે: 'કુ'ને માટે એ કાંઇ નહિ. માવતર કમાવતર ન થાય, પણ માવતર હોય તોને ! જન્મ આપે તે જ સાચી જનેતા અને પેદા કરે તે જ સાચો પિતા, એવું જૈનશાસન નથી માનતું. ઠીક છે, વ્યવહારથી એ માતાપિતા કહેવાય, પણ એટલા માત્રથી તે સાચું માતૃત્વ કે પિતૃત્વ બતાવી શકે છે એમ નથી જ: એજ કારણે શ્રી જિનેશ્વરદેવે ફરમાવેલી માતૃભક્તિ અને પિતૃભક્તિનું રહસ્ય સમજવા જેવું છે. માતાપિતા, સાચા માતાપિતા બને, તો તે ઉપકારીઓની સેવામાં સર્વસ્વનું સમર્પણ થાય, બાકી તો વિચાર કરવા થોભવું જ પડે, એ શંકા વિનાની જ વાત છે. આથી ઉપકારનો બદલો વાળવાનો ઈન્કાર નથી. કશું ઉંધું તો કોઈ લેતા જ નહિ. ઉપકારના બદલામાં અંગુઠા પકડાવે તો તે પકડાય, ઓરડીમાં પૂરે તો તેમ પણ થાય અને માથું માગે તો તે પણ અપાય, પણ અધર્મ કરવાનું કહે તો તો કહી જ દેવાય કે–'એ તો કદી જ નહિ બને.' માબાપે શરીર પાળ્યું છે, તો શરીર ઉપર ભલે તેઓ હુકમનો અમલ કરે, પણ આત્મા ઉપર તેમનો ઈચ્છા મુજબનો અધિકાર નથી જ. શાસ્ત્ર કહે છે કે–'માતાપિતાના ઉપકારનો બદલો ધનાદિકથી અને બાહ્ય સેવાઓથી ન વાળી શકાય, પણ અજ્ઞાન માબાપને રોતા છોડીને જવું પડે તો તેમ પણ કરીને, પોતે જ્ઞાની તથા સદાચારી બનીને, ધર્મ પમાડવાની શક્તિ કેળવી ધર્મ પમાડે, તો તો બદલો વાળ્યો કહેવાય.' એ તે દીકરા. નહિ તો તો ભુંડણ સો જણે પણ એને વિષ્ટા ચુંથવાનું ન મટે અને સિંહણને એકજ દીકરો હોય, પણ એ એક દીકરાથી એ નિરાંતે ઉંઘે તથા એને દુશ્મનનો ભય કે ભોજનનો વાંધો ન રહે. માટે ધર્મ પમાડીને બદલો વાળે તે સપુત. અસ્તુ.

આપણે જોઇ ગયા કે–પતિ સાથે જતી શ્રીમતી મદનાસુંદરીને જતી જોઈને, લોકો જૂદી જૂદી રીતે નિંદા કરે છે: અને તેને શ્રીમતી

મયણાસુંદરી સાંભળે છે. કોઇ એની નિંદા કરે છે, તો કોઇ એની માતાની, કોઇ બાપની, કોઇ ઉપાધ્યાયની, તો કોઈ વળી શ્રી જિનેશ્વરદેવના ધર્મની નિંદા કરે છે. આ સ્થિતિમાં પણ શ્રીમતી મદનાસુંદરીની દશા કેવી છે, એનું વર્ણન કરતાં ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે છે કે—

"तह वि हु वियसियवयणा, मयणा तेणुंबरेण सह जंति ।
न कुणइ मणे विसायं, सम्मं धम्मं वियाणंति ॥ १ ॥"

*

'લોકોની આવી આવી નિંદા સાંભળવા છતાં પણ, વિકસિત મુખવાળી અને ધર્મને સમ્યક્પ્રકારે જાણનારી તથા પોતાના પતિ તે 'ઉમ્બરરાણા'ની સાથે જતી શ્રીમતી મદનાસુંદરી, મનમાં વિષાદને કરતી નથી.'

*

આ ઉપરથી વિચારશો તો સહેજે સમજી શકાશે કે—અજ્ઞાન લોકના વિરોધની ખાતર કે તે બે-લગામ લોકોની નિંદાથી ડરી જઇને, ધર્મનો કે સત્યપ્રકાશનનો ત્યાગ ન કરવો, એજ સાચી શાંતિ, ક્ષમા, સમતા અને સ્થિરતા છે. આજે સારા સારા કહેવાતા પણ, આ નથી સમજી શકતા અગર નથી સમજવા માગતા, એનું કારણ એક જ છે કે—ધર્મના કરતાં પણ લોકની વાહવાહની કિંમત, તેમને મન વધુ કિંમતી થઈ પડી છે. અન્યથા ધર્મના મર્મને જાણનારી શ્રીમતી મદનાસુંદરીની આ સ્થિરતા, એકે એક ધર્મરસિકના હૃદયને અને આંખોને ખોલી નાખે તેમ છે. સત્યની સામે અજ્ઞાનીઓનો બકવાદ અકિંચિત્કર છે. આવા ભયંકર વિરોધની સામે પણ શ્રીમતી મદનાસુંદરી, એક સરખી પોતાની પ્રસન્નતા જાળવી રાખી, પોતાના પતિ સાથે પ્રસન્ન ચિત્તે ચાલી જાય છે: એના મનમાં જરા પણ

ખેદ નથી : એક વિચાર તો જરૂર થાય કે-' આ કેવા અજ્ઞાન ! નાહક ધર્મની નિંદા કરે છે.' પણ ' મેં ભૂલ કરી.'-એવો વિચાર તો શાસ્ત્રસિદ્ધ સત્યના સેવકને, કદીજ અને ક્યારેય પણ થતો જ નથી. આ પછી ભેગા થયેલા ઉંબરરાણાના ભકતપરિવારે હર્ષમાં આવીને, સઘળાં વિવાહનાં કાર્યો કર્યાં. હવે આ બાજુએ રાજાએ પોતાની સુરસુંદરીના વિવાહ માટે ઉપાધ્યાયને પૂછ્યું, તેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે-' રાજન્ ! આજે દિવસશુદ્ધિ તો છે, પરંતુ સારૂં લગ્ન નથી, કારણ કે--સુંદર લગ્ન તો તેજ વખતે ગયું, કે જે વખતે શ્રીમતી મદનાસુંદરીએ કોઢીઆનો કર પકડયો.'

*

પણ રાજાએ તો-' જાણ્યો તે લગ્નનો પરમાર્થ કે જેથી તેણી કોઢીયા સાથે પરણી '-એમ કહીને ઉપાધ્યાયની તે વાતનો અનાદર કરીને બોલ્યો કે-' હું તો મારી આ પુત્રીને હમણાં જ પરણાવીશ.' અને આ પ્રમાણે કહીને બીજા મુહૂર્તની પણ દરકાર કર્યા વગર, મોટા ઠાઠમાઠથી પોતાની સુરસુંદરી નામની દીકરીને પેલા રાજકુમાર સાથે પરણાવી અને તે પછી તે રાજકુમાર સઘળી સામગ્રી સાથે, સુરસુંદરીને સાથે લઇને તે નગરમાંથી નીકળ્યો : ત્યારે સકલ લોક કહેવા લાગ્યો કે-' આ સંયોગ જેવો જોઈએ તેવો છે અને ધન્ય છે આ સુરસુંદરીને કે જેણીનો આ વર છે.' આ રીતે પ્રશંસા કરનારા લોકો પૈકી-કોઈ રાજાની પ્રશંસા કરે છે તો કોઇ સુરસુંદરીની, કોઈ સુરસુંદરીના વરની તો કોઈ તેણીના ઉપાધ્યાયની, અને કોઇ તેણીના મિથ્યાધર્મની પ્રશંસા કરે છે !

*

આ રીતિએ લોક તો સુરસુંદરીના સન્માનને અને શ્રીમતી મદના-સુંદરીની વિંટબણાને જોઈ ને શિવશાસનની પ્રશંસા અને શ્રી જિનશાસ-નની નિંદા કરવા લાગ્યો. આ રીતે લોકનિંદાને ગણવામાં આવે તો તો

કોઇથી પણ ધર્મની આચરણા થઇ શકે જ નહિ અને શ્રીમતી મદના-સુંદરીને પણ સાચો પક્ષ છોડી દેવાની ઇચ્છા થઇ હોત, પણ તેમ થયું જ નથી. લોકવિરોધની સામે થઈને પણ સત્યપક્ષમાં અપૂર્વ સ્થિરતા રાખનારી શ્રીમતી મદનાસુંદરી તો, લોકના વિરોધથી જરા પણ ગભરાયા વિના, તેની સામે થઇને સત્યપક્ષમાં સારામાં સારી સ્થિરતા રાખવાનો જ પાઠ આ પ્રસંગે આપે છે.

( પ્રશ્ન૦ કોઢીઆને આપવા જેવું અકાર્ય કરતાં કોઈ રાજાને રોકનાર ન મળ્યો ?)

અમૂક સમયે એવી રીતના રોકનારા ન પણ મળે : એમાં કશું જ આશ્ચર્ય નથી : પાંચસેં મુનિઓને જ્યારે પાલકે ઘાણીમાં પીલ્યા, ત્યારે રોકનાર પણ ન નીકળ્યો.

## : : : સાત પ્રસંગોનું સિંહાવલોકન : : :

### ધર્મની હીલના કોને કહેવાય ?

સાચા ધર્મપ્રેમી અને મક્કમ આત્માઓ જ પ્રસંગે ટકી શકે છે. શ્રી સુલસાની વાત તો જાણો છો ને ! અંબડ પરિવ્રાજક કે જે પ્રભુધર્મમાં રક્ત અને લબ્ધિધર હતા, એ જ્યારે રાજગૃહી જતા હતા ત્યારે, એમની સાથે ભગવાન્ શ્રી મહાવીરદેવે શ્રાવિકા સુલસાની પ્રવૃત્તિ પૂછાવી. અંબડ પરિવ્રાજકને આશ્ચર્ય થયું કે– 'આખી રાજગૃહીમાં કોઇની પણ પ્રવૃત્તિ ન પૂછાવતાં, રાજા શ્રેણિક જેવાની પણ નહિ, અન્ય કોઇ પુરૂષ નહિ અને એક આ સ્ત્રીની પ્રવૃત્તિ ભગવાને કેમ પૂછાવી ?' ભગવાનને સુલસાના પક્ષપાતી જાણી, તેના અંતરમાં તેની પરીક્ષા કરવાની ભાવના જન્મી અને એથી તેણે

વૈક્રિય લબ્ધિથી રૂપાંતર કરી, શ્રીમતી સુલસાને ઘેર જઇ ભિક્ષાની માગણી કરી. તે ક્રિયામાં સમ્યગ્દૃષ્ટિને છાજતી કરણી જોઇને, તેણે ત્યાંથી નગરની બહાર જઇને, બીજી રીતિએ પણ પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો અને તે નિશ્ચય મુજબ તેણે નગરની બહારના ભાગમાં પોતાની શક્તિના બળે, ક્રમસર ત્રણ દિવસ સુધી દુનિયામાં દેવ તરીકે સુપ્રસિદ્ધ દેવોનાં રૂપો વિકૂર્વ્યાં. ચમત્કારમાં દોડનારી દુનિયા ત્યાં જોવા દોડી: નગરીના ઘણા લોક જોવા ગયા: પણ પરમશ્રાવિકા સુલસા તેને જોવા માટે પણ ન ગઇ. ત્યારે તેણે ચોથે દિવસે દીવ્ય સમવસરણની રચના બનાવી અને તેમાં પોતે જિન થઈને બેઠો. આથી નગરના લોકો મોટી ઋદ્ધિપૂર્વક આવ્યા અને ધર્મ સાંભળવા લાગ્યા. આટલું છતાં પણ નહિ આવેલી સુલસાને ક્ષોભ પમાડવા માટે, તે પરિવ્રાજકે કોઈ એક માણસને મોકલ્યો અને તે માણસે પણ જઇને સુલસાને કહ્યું કે–' હે સુલસે ! વિશ્વના સ્વામી શ્રી જિનેશ્વરદેવ સમોસર્યા છે, માટે હે ભદ્રે ! તે તારકને વંદન કરવા માટે ચાલ, વિલંબ કેમ કરે છે ?'–આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીમતી સુલસાએ કહ્યું કે–'ખરેખર, જગતના ગુરૂ અને ચોવીસમા જિનેશ્વર ભગવાન્ શ્રી મહાવીરદેવ આ નથી.' ત્યારે અંબડના મોકલવાથી આવેલો તે આદમી કહે છે કે–'હે ભોળી ! આ તો પચીસમા તીર્થંકર છે, માટે ત્યાં આવીને પ્રત્યક્ષપણે જો !' આના ઉત્તરમાં શ્રીમતી સુલસાએ કહ્યું કે–'કદી પણ પચીસમા જિનેશ્વર હોય જ નહિ : આ તો કોઈ દુર્બુદ્ધિ ભિક્ષુક લોકોને ઠગતો હશે !' આની સામે તે માણસ કહે છે કે–'આવી રીતિએ નાહકનો ભેદ ન કર અને તું ચાલ, કારણકે–શાસનની તો પ્રભાવના જ થાય છે ને ? તને શી હાનિ થવાની છે?' આની સામે શ્રીમતી સુલસાદેવીએ કહ્યું કે–' આવા ખોટાથી શાસનની પ્રભાવના થતી જ નથી, એટલું જ નહિ પણ ઉલટી અપભ્રાજના જ થાય છે.' આ રીતિએ શ્રીમતી સુલસાદેવીએ, તે આવેલા

માણુસને બોલતો બંધ કરીને રવાના કર્યો અને પોતે પોતાના સમ્યક્ત્વના સેવનમાં સુસ્થિર રહી. આ વાત શ્રી જિનેશ્વરદેવનું શાસન પામેલાને જ જચે, એના ઉપર જેને પ્રીતિ ન હોય એને ન જ જચે. જે વાત પુણ્યવાનને જચે, એ વાત બધાને ક્યાંથી જચે? ઈંદ્રિયોની આધીનતા બધે ઘસડી જાય એમાં નવાઈ શી? રૂપ–રંગ જોવા ટેવાયલો જ્યાં–ત્યાં દોડે જ! પણ વસ્તુસ્વરૂપને સમજનાર જ્યાં–ત્યાં કદી જ ન દોડી જાય. એ ન્યાયે આટલા પ્રયત્નથી પણ જ્યારે શ્રીમતી સુલસાને અચલ જોઇ, ત્યારે તેના હૃદયમાં ખાત્રી થઈ ગઇ અને તે વિચારવા લાગ્યો કે–'ખરે જ, જગદ્ગુરૂ શ્રી મહાવીરદેવે સભામાં શ્રીમતી સુલસાની પ્રશંસા કરી તે સ્થાનેજ કરી છે, કારણકે–મારી માયાથી પણ તે ચલાયમાન ન થઇ.' આ પ્રમાણે વિચારી તેણે પોતાનો પ્રપંચ સંહરી લીધો અને પોતાના જ રૂપે તે શ્રીમતી સુલસાદેવીને ઘેર ગયો : એટલે શ્રીમતી સુલસાદેવીએ, ભગવાન્ શ્રી વીરના પરમ શ્રાવક એવા તેનું સારામાં સારૂં સ્વાગત કર્યું અને વત્સલ માતાની માફક તેના પગ ધોયા ઘરમાં રહેલાં ચૈત્યોની વંદના કરાવી : તે પછી તેણે પણ નિત્યાનિત્ય ચૈત્યોની વંદના સુલસા પાસે કરાવી અને ભક્તિવતી સુલસાએ કરી. આ પછી તે પારિવ્રાજકે કહ્યું કે–'હે સુલસે! આ વિશ્વમાં તું એક જ પુણ્યવતી છો, કારણકે–જેણીની વાર્તા આજે સ્વામી મારા મુખથી પૂછે છે.' આ સાંભળીને આનંદિત થયેલી શ્રીમતી સુલસાદેવી પણ પ્રભુને વંદે છે અને રોમાંચિત શરીરવાળી થઈ થકી, સ્પષ્ટ વાણીથી સ્તવના કરે છે. આટલું થયા પછી ફરીથી પણ પરીક્ષાના ઇરાદે તેણે પૂછ્યું કે–'બ્રહ્માદિ દેવો અહીંઆં ઉતર્યા, તેઓએ ધર્મ કહ્યો, નગરના લોકો તેઓને વાંદવા ગયા અને તેઓ પાસેથી ધર્મ સાંભળ્યો, તો હે સુલસે! તું કુતૂહલથી પણ કેમ ન ગઇ?' આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીમતી સુલસાદેવીએ કહ્યું કે–'હે મહાભાગ! જાણવા છતાં પણ તું અન્યની

માફક કેમ બોલે છે? કારણકે–જેઓ હિંસા માટે શસ્ત્રને ભજવાવાળા છે તથા સ્વયં અધર્મમાં રકત બનેલા છે તેઓ, કયા ધર્મને કહી શકે? અને જગત્‌માં એક આપ્ત એવા ભગવાન્ મહાવીરને જોયા પછી અને તે તારકના ધર્મને અંગીકાર કર્યા પછી, તેઓને જોવાને ઉત્સાહ કોને થાય? અર્થાત્–કોઇને જ નહિ!' આ પ્રમાણે સાંભળીને પ્રસન્ન થયેલ અંબડ, પ્રશંસા કરતો કરતો પોતાના સ્થાને ચાલ્યો ગયો.

*

આ રીતિએ કોઇના ઉપર બીજી દુર્બુદ્ધિ નહિ હોવા છતાં પણ, શાસ્ત્રપ્રણીત સત્ય ઉપર સ્થિર રહેનારા આત્માઓ ઘણા જ અલ્પ હોય છે. અસ્તુ. આ સ્થાને શ્રીમતી મદનાસુંદરી કોઇના પણ ઉપર ગુસ્સે થતી નથી: કોઇનું ખરાબ કરવાની ભાવના સમ્યગ્દૃષ્ટિ આત્માને હોય જ નહિ: એક દુઃખ એને જરૂર થાય છે કે–' વસ્તુ સાચી છતાં એના યોગે અજ્ઞાન દુનિયા પાપ બાંધે છે.' પણ એ એમના અજ્ઞાનના યોગે પાપ બાંધે, માટે હું સત્ય ન કહું–હું પણ હા માં હા મેળવું, એવો વિચાર એના અંતરમાં નથી જ આવતો અને કેમ જ આવે? બાર મહિનામાં બબ્બે વાર શ્રીપાલનો રાસ સાંભળનારા, વાત વાતમાં ઢીલનાની વાતો કરે એ શું? આ વાત તેઓ વાંચતા અને વિચારતા હશે કે નહિ?

## જેને ધર્મ નથી જોઇતો તેનો નાશ નક્કી છે!

આજે કેટલાક કહે છે કે–' સંઘ શા માટે કાઢવા? જે કાલમાં લોકો નિંદા કરી બોધિ બીજ હારી જાય, ત્યારે સંઘ શા માટે કાઢવા?' વળી એ ડાહ્યા (?) કહેનારાઓ તો એવી રીતિએ પણ કહે છે કે–' જૈનકુળમાં એવા અંગારા છે કે જેને સંઘ નથી ગમતો, તો સંઘ શા માટે કાઢવો?' તો કરવો છે સંઘ બંધ? સાધર્મીભક્તિનું જમણ કરનાર–કરાવનારને તથા સાધુના પ્રવેશમહોત્સવને કરનાર–કરાવ-

નારને તથા ધર્માનુષ્ઠાન, પૂજનાદિમાં થતા વ્યયને આજનાઓ દ્રોહ કહે છે. આ લોકો માટે દુઃખ એ થાય છે કે–જે વાત સાધર્મીભક્તિમાં લે છે, તે બધે કેમ નથી લેતા? દેશનાં, વ્યવહારનાં તથા બીજાં કામોમાં એજ દલીલ કયાં જાય છે? બેકારીની બૂમો મારનાર એ પૂતળાંઓએ એક પણ આયંબીલ કર્યું? હૉટલમાં જતા બંધ થયા? આ લખનારા જૈન કુલાંગરો હૉટલમાં જતાં પણ અટકયા છે? અભક્ષ્યનું ભક્ષણ કરતાં પણ અટકયા છે? જે પુણ્યવાનો ઘરની લક્ષ્મી વાપરીને હજારો સાધર્મીને આમંત્રણ કરે છે, પ્રભુશાસનની પ્રભાવના કરે છે, હૃદયથી સાધર્મીની તથા આયંબીલ કરનારા તપસ્વીઓની ભક્તિ કરે છે, આવા તપથી અને ધર્માનુષ્ઠાનથી વિરૂદ્ધ વસ્તુનો પ્રતિકાર જેઓ કરે છે, તેઓ માટે યદ્વાતદ્વા લખનારા અને લવનારા જૈનકુળના કુલાંગારો છે, એમાં શંકા શાની હોય? ટીકા કરનારાઓએ નવ દિવસમાં એક આયંબીલ કર્યું છે? સુરતમાં તો આજે બારસો બારસો આયંબીલો થાય છે, જ્યારે એ હૈયાફુટાઓ તો હૉટલમાં પાંચપાંચ દશદશવાર ચાહ ઉડાવે છે: રાતના બાર વાગે શીખંડપુરી અને પતરવેલીયાં ભેગાં ઉડાવે છે: ન નોકરશી કે ન દુવિહાર: ને નાટકચેતક તથા સીનેમા જોયા વિના તો રહી શકતા નથી! એવા નાપાક કમનસીબોને એ રીતે બોલવાનો અધિકાર શો છે? પુણ્યશાલિ આત્માઓ પ્રભુશાસનના રક્ષકોનો સત્કાર કરે, એ કેમ ખટકે છે? જો સાચી રીતે ખટકતો હોય, તો એવો ઠાઠમાઠ દેશના કાર્યમાં એમને કેમ નથી ખટકતો? તો પછી ધર્મ જ નથી જોઇતો એમને? તો તો હું કહું છું કે–જરૂર નાશ જ પામવાના છો. ધર્મ છે તો જ બધા છો. આટલા રોટલાના ટુકડા મળે છે તે પણ ધર્મનો પ્રભાવ છે! પેટ ભરાય છે એ પણ ધર્મનો જ પ્રભાવ છે!! ચંદ્રસૂર્યની નિયમિત ગતિ રહે છે અને યોગ્ય વૃષ્ટિ થાય છે, એ બધો ધર્મનો જ પ્રભાવ છે!!! અનાર્ય દેશમાં થોડાથોડા વખતના આંતરે ધરતીકંપો થાય છે, જ્વાલામુખી ફાટે છે, જ્યારે હિન્દુસ્તાનમાં એમ નથી થતું, એ પણ ધર્મનો જ

પ્રભાવ છે !!!! ધર્મને આઘો મૂકયો તો આમથી આવશે અને આમ જશે, પણ પંડને તો રોવાનું જ : જ્વાલામુખી ધરતીકંપાદિથી ફના થશે અને રોવાનું જ રહેશે. રોવાનું કોને માટે ? ધર્મ ચૂકે એને માટે હો ! એ લોકોએ એ પણ જોયું કે–'આપણા પ્રચારકાર્યની કિંમત નથી, આટલું આટલું પ્રચારકાર્ય છતાં શાસનરક્ષકોનો સત્કાર થયા જ કરે છે !'–એજ એમને ખટકે છે. મંદિર તથા ઉપાશ્રયને તાળું મરાવવાની ભાવનાવાળાઓ શાસનમાં સારૂં સારૂં જૂએ, ત્યારે તે તે તેઓને ખટકે જ : એમને તો આ બધું જીવતું અને જાગતું દેખાય એટલે ખટકે જ : પણ તે પામરોને ખબર નથી કે–શ્રી જૈન શાસન જયવંતું છે : શાસન છે ત્યાં સુધી તો બધું સારૂં જ ચાલુ રહેવાનું છે : જ્યાંસુધી શાસન છે ત્યાંસુધી તો, સાધુઓ પણ પાટ ઉપર બેસીને સત્યમાર્ગને બોલતા આવ્યા છે, બોલે છે અને બોલવાના છે. અને જેઓના માથે ત્રણ લોકનો નાથ ધણી છે અને સામે આગમનો ખજાનો છે, પછી તેઓ ડરે પણ શાના ? સાચા સાધુની જબાન બંધ કરાવવાની કોઇની જ તાકાત નથી. પુણ્યશાલીનાં પુણ્યકૃત્યો, પાપાત્માઓને સુકૃત્ય રૂપે દેખાતાં જ નથી. એટલે એવા પાપીઓના વિરોધની કિંમત ન જ અંકાય. પણ આજ તો કહે છે કે–'કોઇ વિરૂદ્ધ ન હોય તો જ સંઘ કાઢો અને બીજી ધર્મની ક્રિયાઓ કરો !' પણ કોઇ જ વિરૂદ્ધ ન હોય એવું કદી બન્યું છે ? બાકી જે સદીમાં ધર્મક્રિયાને પાછી પાડવાનું કામ જોસભેર ચાલે છે, તેવે સમયે તો મક્કમપણે ધર્મીઓએ એ એ ક્રિયાઓ કરવી જોઇએ. હવે તો શ્રાવકોએ કુટુંબીઓમાં પણ ખુલાસો કરવો પડશે કે–'બધી વાત ખરી, બધા સાથે સંપીને રહીએ એમાં પણ વાંધો નહિ, પણ એક શરતે કે–પ્રભુમાર્ગનો વિરોધ ન થતો હોય તો !' બાકી કહી દેવાનું કે–'દીકરા વિનાના વાંઝીયા રહીશું તે હા, પૈસા વિનાના દરિદ્રી રહીશું તે હા, પણ ધર્મ વિનાના નહિ રહીયે.' પણ આ બને ક્યારે ? ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા હોય તો ! રાસ નવ

દિવસ ડાહ્યા થઇને વાંચો, તો મળેલું જૈનશાસન તમને સફળ થાય. શ્રીમતી મયણાસુંદરી વખતે પણ ધર્મની હીલણા કોણ કરતા હતા ? અજ્ઞાનીઓ ! શ્રીમતી મયણાસુંદરી સમજતી હતી કે—લવવું એ અજ્ઞાનીઓનો સ્વભાવ છે. આજે પણ આ ધર્મની હીલના કોણ કરે છે ? એવા અજ્ઞાનીઓ જ ! શ્રીમતી મયણાસુંદરી સાંભળે છે કે—અમૂક જણા પોતાની નિંદા કરે છે, તો અમૂક જણા પોતાના બાપની નિંદા કરે છે : અમૂક પોતાની માતાની નિંદા કરે છે, અમૂક પોતાના પાઠકની નિંદા કરે છે, અને અમૂક ધર્મની નિંદા કરે છે : હવે સાચું કોણ ? પરણાવવા સો જણા આવ્યા હોય, એમાં પચાસ જણા કન્યાની ખામી કાઢે અને પચાસ વરની ખામી કાઢે ! હવે પરણનાર એ સાંભળીને ઉઠી જાય તો પાલવે ? બધાએ વરકન્યા બેયને સારાં કહે તો જ પરણવું, એવો નિશ્ચય થાય ખરો ? એમ નિર્ણય કરીને ચૉરીમાંથી ઉભો થઈ જાય, તો માબાપને અને બીજા ડાહ્યાઓને કહેવું પડે કે—' ભાઇ ! એ હૈયાવિનાનાઓને તો એવું બોલવાની ટેવ છે.' જો કોઇ મોટો વરઘોડો કાઢે તો એમ પણ કહે કે—' મદ ચઢયો છે, ઘરમાં ય માતો નથી.' અને જો ન કાઢે તો કહે કે—'એ કૃપણનો કાકો શું કાઢે ? ' ત્યારે હવે બધાને ભેગા કરીને પૂછવું કે—કાઢવો કે ન કાઢવો અને બધા હા કહે તો જ કાઢે એમ ? બીજાના આધારે જ ચાલે એ દુનિયામાં ભીખ માગે અને શાસનમાં ધર્મ ત્યાગે : માટે બેવકૂફ લોકની દરકાર જ ન થાય. આજના જુવાનીઆઓ પોતાનું ખમીર ઉછળવાનું કહે છે, તો હું કહું છું કે-એ ઉછળતા ખમીરને યોગ્ય દિશાએ વાળો, નહિ તો ઉપેક્ષા કરો : પણ એને પોષો નહિ. જે ટોળું શાસ્ત્રની પરવા વિના ચાલવા ઇચ્છે છે, તે ભયંકરતાના ચકડોળે ચઢેલું માર્ગનાશક ટોળું છે. જેઓ પોતાના લોહીને સાચા માર્ગે વાળવા તૈયાર હોય, તે જ કામના અને બાકીના ગમે તેવા હોય તો પણ નકામા જ ! જુવાનીઆઓનું કામ નથી એમ નહિ : કામ તો ઘણું છે : પણ તેઓ પોતાનું ઉછળતું લોહી સન્માર્ગે

વાળે અને ગરમ થયેલા લોહીને ઠંડુ પાડે તથા આગમના શરણે આવે તો જ ! તેઓ જો દેવ, ગુરૂ અને ધર્મના શરણે આવે તો તો કામ ઘણુંય છે : પણ જો તેઓ તમને જ પોતાના શરણે આવવાનું કહે, તો કહી દેવું કે–' અમે પરાધીનોના શરણે જતા નથી. ' આ પ્રમાણે કહીને એક ધર્મમાર્ગમાં જ સ્થિર રહેવું, કારણ કે–એના અભાવમાં પરિણામે સર્વસ્વનો નાશ જ થાય છે.

°₀•

પ્રસંગ ૮ મો : અપૂર્વ શીલસંપન્નતા

°₀°

## ઉમ્બર રાણો અને શ્રીમતી મદનાસુંદરી વચ્ચે સંવાદ.

**ભ**યંકર લોકવિરોધની સામે પણ, એક સરખી રીતિએ પ્રસન્નતા ધરાવનારી શ્રીમતી મદનાસુંદરી, પોતાના કોઢીઆ પતિની સાથે પતિના સ્થાનમાં આવી અને ઉંબરરાણાના ભક્ત કોઢીયાઓના સમુદાયે, એ બન્નેનાં વિવાહકૃત્યોને પણ કર્યાં. આ પછી પોતાના સમુદાયની મધ્યે રાત્રીના સમયે, એ ઉંબરરાણાએ પોતાને વરી ચૂકેલી તે શ્રીમતી મદનાસુંદરીને કહ્યું કે–

" निअपेडयस्स मज्झे, रयणीए उबरेण सा मयणा ।
भणिआ भद्दे ! निसुणसु, इमं अजुसं कय रन्ना ॥१॥

*

तहपि न किंपि विणट्ठं, अज्झवि त गच्छ कमवि नररयणं ।
जेह होइ न विहलं, एयं तुह रुवनिम्माणं ॥२॥

*

इअ पेडयस्स मज्झे, तुज्झ वि चिट्ठंतिआइ नो कुसलं ।
पायं कुसंगजणिअं, मज्झ वि जायं इमं कुट्ठं ॥३॥"

*

'હે ભદ્રે ! મારા જેવા કુષ્ટ રોગીને આપવામાં રાજાએ-તારા પિતાએ-ઘણું જ અયુક્ત કર્યું છે, કારણ કે-તારા જેવી કન્યા મારા જેવાને આપવી, એ કોઈ પણ રીતિએ યોગ્ય નથી : છતાં પણ આપી, એ ઘણું જ અયોગ્ય કર્યું છે.'

—તો પણ—

'કાંઇ જ નાશ નથી પામ્યું : માટે હજુ પણ તું કોઈ નરરત્નની પ્રતિ જા, કે જેથી તારા આ રૂપની રચના નિષ્ફલ ન જાય.'

—વળી—

'અહીંઆં આ સમુદાયની અંદર રહેવાથી તારૂં શુભ થઈ શકે તેમ નથી, કારણ કે-પ્રાયઃ મને પણ આ કોઢ કુસંગથી જ ઉત્પન્ન થયો છે : માટે જેમ આ કુસંગથી મને કોઢ થયો, તેમ તે કદાચ તને પણ થઇ જાય : એથી આ સમુદાયમાં રહેવું એ તારા માટે કુશળરૂપ નથી.'

*

આ રીતનાં પોતાના પતિનાં વચનોથી, શ્રીમતી મદનાસુંદરીનું હૃદય ઘવાયું : તેણીનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વરસી : અને એથી તેણીનું મુખ કે જે અત્યાર સુધી એકદમ પ્રસન્ન હતું, તે શ્યામ થઈ ગયું. અત્યાર સુધીના સઘળા પ્રસંગો, શ્રીમતી મદનાસુંદરી માટે ધર્મની આરાધના માટે જ થયા હતા, પણ આ પ્રસંગ તેને મન ધર્મઘાતક લાગે છે. એજ કારણે તેણીની પ્રસન્નતા ચાલી ગઇ અને મુખ ઉપર શ્યામતા છવાઇ ગઇ. વિચારો કે-જેણીને પોતાના પાલક પિતાના પ્રેમનો ત્યાગ કરતાં, મોટી રાજ્યસંપત્તિને તરછોડી

દેતાં અને પોતાની પરમહિતકારિણી માતાને પણ રોતી મૂકીને ચાલી નીકળતાં, જેણીના હૃદયને એક સહજ પણ આઘાત નથી થયો, અને જેણીની આંખમાંથી અશ્રુનું એક પણ ટીપું ટપકયું નથી, તથા જેણીની પ્રસન્નતા ભયંકર લોકવિરોધની સામે પણ એક સરખી ટકી રહી છે, તેણીની પ્રસન્નતા આ એક જ વાતમાં એકદમ ચાલી જાય છે: હૃદય ભરાઇ જાય છે: અને આંખોમાંથી અશ્રુની ધારાઓ નીકળી પડે છે, એનું કારણ શું? વિચારતાં સમજી શકાય તેમ છે, પણ એ વિચારવાની તકલીફ લેવી પડે તેમ નથી, કારણ કે-શ્રીમતી મદના-સુંદરીએ પોતે જ તે કારણ પ્રગટ કર્યું છે. પોતાના પતિને અન્ય પતિને વરવાની આજ્ઞા કરતા સાંભળીને અને તેમ કરવામાં તને સુખ છે અને તેમ નહિ કરવામાં દુઃખ છે એમ કહેતા સાંભળીને, તરત જ પોતાના મસ્તકને પતિના ચરણોમાં સ્થાપન કરીને, શ્રીમતી મદનાસુંદરીએ કહ્યું કે—

"सामिअ ! सव्वं मह आ—इसेसु किंचेरिसं पुणो वयणं ।
नो भणियव्वं जं दूहवेइ, मह माणसं एयं ॥१॥"

*

'હે સ્વામિન્! આપ મને સઘળી જાતિના આદેશો કરો, પણ ફરીથી આપે આવા પ્રકારનું વચન કહેવું નહિ: કારણ કે-આવું વચન મારા મનને દુઃખિત કરે છે, અર્થાત્—આપની દરેક દરેક આજ્ઞા મને પ્રીતિકર છે, પણ આવું એટલે કે-ઉન્માર્ગને પુષ્ટિ કરનારૂં વચન મને દુઃખકર છે.'

—બીજું—

"पढम महिलाजम्मं, केरिसयं तंपि होइ जइ लोए ।
सीलविहूणं नूणं, ता जाणह कंजिअं कुहिअं ॥२॥"

*

'પ્રથમ તો સ્ત્રીજન્મજ અશુદ્ધ છે, અને તે જન્મ પણ જો લોકમાં શીલહીન એટલે બ્રહ્મચર્યથી રહિત થાય, તો તે જન્મને તમે દુર્ગંધવાળી થઇ ગયેલી રાબના જેવો અતિશય અશુદ્ધ છે એમ જાણો, અર્થાત્-શીલહીન સ્ત્રીજીવન એ વસ્તુતઃ માનવજીવન જ નથી.'

અને ખરી વાત તો એ છે કે-

"सीलं चिअ महिलाणं, विभूषणं सीलमेव सव्वस्सं ।
सील जीवियसरीसं, सीलाउ न सुंदरं किंपि ॥३॥"

*

'શીલ એજ સ્ત્રીઓનું વિભૂષણ છે, શીલ એજ સ્ત્રીઓનું સર્વસ્વ છે અને સ્ત્રીઓ માટે શીલ શિવાય કે શીલથી અધિક કોઇ પણ બીજી વસ્તુ સુંદર નથી, અર્થાત્-શીલ એજ એક સ્ત્રીઓ માટે સુંદરમાં સુંદર વસ્તુ છે.'

*

શ્રીમતી મદનાસુંદરીના આ કથનથી તમે સમજી શકશો કે-પરમ સત્ત્વશાલિની એવી તેણીનું હૃદય પણ કેમ ધવાયું, નેત્રોમાંથી અશ્રુઓ પણ કેમ ટપક્યાં અને મુખ ઉપર શ્યામતા પણ કેમ આવી ? આવા ઉત્તમ આત્માઓને જો કોઇ દુઃખ હોય, તો તે એક જ કે-પોતાનો ધર્મ ખંડિત ન થાય. આ શિવાય બીજાં દુઃખોને અને તેમાં પણ પોતાના ધર્મને ટકાવી રાખવા માટે આવતાં દુઃખોને તો, તે આત્માઓ ગણતા જ નથી. આવાં આવાં અનેક દૃષ્ટાંતો, પ્રભુ-શાસનના ધર્મકથાનુયોગ નામના અનુયોગમાં આવે છે, તે છતાં વિધવાવિવાહના રસીયાઓની આંખે એક પણ નથી ચઢતું, એ પણ એક અજાયબીની જ વાત છે ને ? જેમ શ્રી શ્રીપાલચરિત્રનો આ પ્રસંગ 'અપૂર્વ-શીલસંપન્નતા'નો પાઠ ભણાવી, અન્ય પતિનો વિચાર કે ઉચ્ચાર કરવાનો પણ નિષેધ કરે છે, તેમ અન્ય કથાનકોમાં પણ

આવા સંખ્યાબંધ પ્રસંગો તેમ કરવાનો નિષેધ કરે છે અને એ જ પરમ સતીઓનો પરમ શીલધર્મ છે. આટલું છતાં પણ જેઓ એમ કહે છે કે–'જૈનસાહિત્યમાંથી સ્ત્રીપુનર્લગ્નનો નિષેધ કરનારાં પ્રમાણો નથી મળતાં'–તેઓની આંખે ખરેખર જ કમળો થયો છે, અન્યથા મહાસતીઓએ તો ડગલે ને પગલે એજ વાત કરી છે. પણ આ બધું તો જેઓને સમજવું હોય તેઓ જ માટે છે : ઉન્માર્ગગામીઓ માટે નથી જ : કારણ કે–તેમાંના પરમાર્થને તે પાપાત્માઓ પરખી જ નથી શકતા. પુણ્યશાલિ આત્માઓને તો આવા પ્રસંગો ખરે જ નિર્મલ બનાવનારા છે, કારણ કે–તેઓ એ જ વિચારે છે કે–આવી સ્થિતિમાં પણ આવી અનુપમ શીલસંપન્નતા, કોઈ સમર્થ આત્મા જ જીરવી શકે છે. અને એ જીરવવામાં જ સાચી મોટાઇ છે. કસોટી પણ આવા જ પ્રસંગે થાય છે અને આવા પ્રસંગો આજના 'સુધારક' બની બેઠેલાઓની સઘળી જ કુદલીલોને એક જ સપાટે ભૂશાયિ કરી દે છે! જો તેઓના હૃદયના કોઈ પણ ખુણામાં થોડી થોડી પણ આસ્તિકતા રહી જવા પામી હોય, તો જરૂર આવા પ્રસંગો તેઓના આત્માને ચોંકાવે, પણ આસ્તિકતાનો એક અંશ પણ ન રહ્યો હોય ત્યાં શું થાય? આજે સગવડપંથીઓના આગેવાન થઇને ફરનારાઓ માટે પણ, આ અને આવા બીજાં પ્રસંગો ખાસ વિચારવા જેવા તો છેજ.

પાંચમું વ્યાખ્યાન સમાપ્ત.

# વ્યાખ્યાન ૯ મું.

**ચૈત્ર-શુકલા દ્વાદશી : વીર સં.-૨૪૫૬.**
**તારીખ-૧૦ : એપ્રીલ : સને ૧૯૩૦ : ગુરૂ.**

## 'કાળા માથાનો માનવી શું ન કરે!'—એ કયાં વિચારાય?

પરમાત્મા શ્રી મહાવીરદેવના પ્રથમ ગણધરદેવ, શાસનના શિરતાજ, ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા વીર ભગવાનની આજ્ઞાથી જ 'શ્રી રાજગૃહી' નામની નગરીના ઉદ્યાનમાં પધાર્યા અને દેશના દેતાં મનને વશ કરવા માટે, પરમ ઉચ્ચ આલંબનરૂપ નવે પદોનું વર્ણન કરીને ફરમાવ્યું કે-'શ્રી અરિહંતાદિ નવ પદો, શ્રી જિનેશ્વરદેવના શાસનમાં સારભૂત છે અને એ નવપદોની વિધિપૂર્વક આરાધના, કલ્યાણના અર્થિ આત્માઓએ અવશ્ય કરવી જોઇએ: કારણકે-વિધિપૂર્વક એ નવે પદોની આરાધના કરનારો આત્મા, શ્રી શ્રીપાલ મહારાજાની માફક સુખને મેળવે છે.'-આ સાંભળીને શ્રી શ્રેણિક મહારાજાએ-'એ શ્રીપાલ રાજા કોણ અને તેણે કયી રીતિએ નવપદોને આરાધીને સુખ મેળવ્યું?'-આવો પ્રશ્ન કર્યો, અને એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ, વિસ્તારથી શ્રી શ્રીપાલ મહારાજાનું કથાનક કહ્યું. આ કથાનકના કેટલાક પ્રસંગોનું નિરૂપણ કરતાં, આપણે ઘણી ઘણી વાતો જોઇ. એ અનેક વાતોમાં એક એ વાત પણ જોઇ કે-હિતકર સત્યનું સ્પષ્ટપણે પ્રતિપાદન કરનારી શ્રીમતી મદનાસુંદરી ઉપર ગુસ્સે થઇને, રાજા પ્રજાપાલે પોતાની તે પુત્રીને કોઢીયાને સમર્પિ અને શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંતમાં સુસ્થિર બનેલી શ્રીમતી મદનાસુંદરીએ, પોતાના જ હસ્તે તે કુષ્ટિનો હસ્ત ગ્રહણ કર્યો. આ પછી જ્યારે તેણી પોતાના પતિ સાથે ખચ્ચર ઘોડી ઉપર બેસીને ચાલી, ત્યારે લોકોએ મનફાવતી રીતિએ નિંદા કરવા માંડી, કે જે નિંદાને શ્રીમતી મદનાસુંદરી

પોતે પણ પોતાના કાને સાંભળે છે. લોકો–નિંદામાં રક્ત બનેલા લોકો, તમામની નિંદા કરે છે: કેટલાક રાજપુત્રીની નિંદા કરે છે, તો કેટલાક રાજપુત્રીની માતાની નિંદા કરે છે: કેટલાક રાજાની નિંદા કરે છે, તો કેટલાક શ્રીમતી મદનાસુંદરીના ઉપાધ્યાયની નિંદા કરે છે: અને કેટલાક તો શ્રી જિનેશ્વરદેવના ધર્મની પણ નિંદા કરે છે: જાણે કે–બધાય ખોટા અને માત્ર એ નિંદકો જ સાચા અને સારા ! આવા લોકો જેમ કહે એમ ચાલવું અને ધર્મ આરાધવો, એવી શક્તિ તો ગમે તેવા શક્તિસંપન્નમાં પણ નથી હોતી. કોઇ જ વિરૂદ્ધ ન બોલે એવી પ્રવૃત્તિ તો, શ્રી જિનેશ્વરદેવ જેવા પણ કરી શકતા નથી. દુનિયામાં અનેક જાતિના લોક છે: સૌની બુદ્ધિ સરખી ન હોય: બધા વસ્તુસ્વરૂપને સમજીને જ વાતો કરનારા ન હોય: લોકસ્વભાવ જ એવો છે કે–સાંભળેલી વાતને વધારી વધારીને કરે, જે જે મળે તેને વાત કરે, હજારને વાત કરે, હજારમા પાસે જયાં વાત જાય, ત્યારે એ વાત એવા રૂપે બની જાય કે–એ થઈ જ ન હોય ! વાત વધારીને કરવાનો લોકનો સ્વભાવ છે. પોતે જાણે બરાબર જાણતો હોય, એવી રીતે જ વાત કરવામાં લોકને રસ આવે છે. કોક વીરલા જ એવા હોય કે–હોય તેવી જ વાત કરે. વાત કરનાર પાસે કહેનારનું નામ માગો તો તે નામ પણ ન આપી શકે અને કહી દે કે–'અમે આ વાત ખાત્રીવાળા માણુસ પાસેથી સાંભળેલી છે.' લોકની આ એક સામાન્ય પદ્ધતિ છે. શ્રીમતી મયણાસુંદરીએ ખરાબ કાર્ય કર્યું જ નથી: એટલું જ નહિ પણ સત્ય પક્ષને એવી દલીલોપૂર્વક સ્થાપ્યો, કે જે દલીલોની સામે ન તો ખૂદ રાજા ટકી શકયો, કે ન તો સભા ટકી શકી: શ્રીમતી મદનાસુંદરીની દલીલો સામે રાજાને પણ મૂંગા જ બનવું પડયું. આ છતાંય પ્રાયઃ બધા જ, એની સમ્યગ્દૃષ્ટિ માતા અને એને આવું સમ્યગ્જ્ઞાન આપનાર ઉપાધ્યાય વિના બીજા બધા જ વિરૂદ્ધ થયા અને પ્રાયઃ બધાએજ નિંદા કરી: તે છતાં

પણ પ્રભુશાસનને સુંદરમાં સુંદર રીતિએ પામેલી શ્રીમતી મયણાસુંદરી જરા પણ મુંઝાણી નહિ.

*

આ પછી ઉંબરરાણાની સાથે જરા પણ કચવાયા વિના, બલ્કિ હર્ષભેર તે શ્રીમતી મયણાસુંદરી ચાલી : પરન્તુ તે ઉંબરરાણો ખૂબ ચિન્તા કરે છે અને પરિણામે ઉંબરરાણાએ શ્રીમતી મયણાસુંદરીને કોઈ અન્ય પુરૂષશ્રેષ્ઠ સાથે વરવાનું કહ્યું, એ પણ આપણે જાણી ગયા.

( પ્રશ્ન૦ એ શું સાચા દીલથી કહેલું ? )

હા ! એ એમ કહે છે એનું મૂખ્ય કારણ તે વખતની પરિસ્થિતિ છે. એને લાગે છે કે–'રાજાએ ક્રોધમાં પરણાવી ને મયણા આવેશમાં પરણી.' વળી બીજું એ પણ ભૂલવા જેવું નથી કે–પોતે રોગ અનુભવે છે, પોતાનો રોગ હવે નથી જવાનો એમ એ માને છે, રોગનું ઔષધ જ મળતું નથી : ત્યાં આવી દેવાંગના જેવી સ્ત્રીને ક્યાં એ ચેપ ચોટાડવો, એવી દયા સામાન્ય રીતે આવે જ. શ્રી શ્રીપાલે તો સભામાં પણ રાજાને કહેલું કે–' કનકરત્નની માળા કાગડાના કંઠે ન હોય.' આ દયા તો પ્રાયઃ ઘણામાં હોય. નીચમાં નીચ જાતિમાં પણ આ ગુણ હોઇ શકે છે. જો કે–કોઢીયામાં એક અપલક્ષણ હોય છે કે–બધાને કોઢીયા બનાવવા ઇચ્છે, પણ એમાંએ થોડા પુણ્યવાન્ આત્મા આવા દયાળુ હોય. 'શ્રીમતી મયણાસુંદરી આવેશમાં પરણી ગઇ, પણ હવે બચાવવી'–એમ માનીને કોઢીયા રાણાએ એને અન્ય નરરત્ન સાથે પરણવા જવાનું અને રૂપને સફલ કરવાનું કહ્યું, પણ એ પ્રમાણે કહેનાર ઉંબરરાણાને શ્રીમતી મદનાસુંદરીએ જે જવાબ આપ્યો, એ પણ આપણે જોઇ ગયા, કારણ કે–શ્રીમતી મયણાસુંદરી કાંઈ આવેશથી પરણી નથી, પણ વસ્તુસ્થિતિ સમજીને જ પરણી છે.

*

સમ્યગ્દૃષ્ટિ આત્મા દુનિયાની કાર્યવાહીમાં બહુ મજબૂત ન હોય, કારણ કે–તેનો એ નિશ્ચય છે કે, પૌદ્‌ગલિક સામગ્રી નિયમા ભાગ્યાધીન છે અને ઉદ્યમ તો માત્ર ટેકા રૂપ છે. પુણ્યશાલીઓની ઋદ્ધિસિદ્ધિનાં વર્ણન આવે છે, એ ઋદ્ધિસિદ્ધિ કાંઇ કેવળ કમાયે જ મળે ? નહિ જ, ચક્રવર્તી છ ખંડ જીતે તે શાથી ? પુણ્યથી ! એ પુણ્યશાલિઓનાં અસ્ત્રો પણ દેવાધિષ્ઠિત ! બાણ છોડે તે યોજનો સુધી જાય અને એ બાણમાં અંકિત થયેલું ચક્રવર્તીનું નામ જોઇને, દેવો પણ તરત એ પુણ્યશાલિની સેવા સ્વીકારી લે છે, એ સઘળો પુણ્યનો પ્રભાવ છે. પુણ્યના યોગે સામાના હૃદયના પરિણામ પણ ફરી જાય છે.'**કાળા માથાનો માનવી શું ન કરે ?**'–એ કહેવતનો ઉપયોગ પૈસા કમાવા તથા સ્ત્રીઓ પરણવા માટે ન કરતાં, આત્માની દબાઇ ગયેલી અનંત શક્તિઓને પ્રગટ કરવા માટે કરવો એ જ ઈષ્ટ છે. પ્રતાપરાણામાં બળની, પરાક્રમની, ધૈર્યની, શૌર્યની બહુલતા છતાં પણ કેટલું વેઠવું પડ્યું ? પ્રતિવાસુદેવ ત્રણ ખંડની સાહ્યબી ભેળી કરે તે એક ઝપાટે વાસુદેવ લઈજ જાય. આ બધાથી સ્પષ્ટજ છે કે–દુનિયાના ઉદ્યમ ભાગ્યથી જ ફળે છે, માટેજ–' મનુષ્યનો આત્મા ધારે તે કરી શકે '–એ કહેવતનો ઉપયોગ આત્માની શક્તિઓને કેળવવામાં જ કરવો ઘટે.

## અપભ્રાજના થાય તેથી શું મુનિ સંયમ ન પાળે ?

આજ કારણે સમ્યગ્દૃષ્ટિ આત્મા દુનિયાની ગમે તેવી આપત્તિમાં પણ મુંઝાતો નથી અને સંપત્તિમાં મલકાતો નથી. મુનિને આપત્તિ આવે, એ બને, મરણાંત કષ્ટ આવે એ બને, પણ એવી સ્થિતિમાંય મુનિ જો પોતાના મુનિપણામાં સ્થિર રહે, તો જરૂર એ મુનિપણું મુક્તિપદનું સાધન બની શકે છે. મુનિને કોઈ વંદન ન કરે એ બને, મુનિને કોઇ માન ન આપે એ બને, અપભ્રાજના કરે એ પણ બને, મહાવ્રત અખંડિતપણે પાળનારા સાચા મહાપુરૂષો–મહામુનિઓ ઉપર

ખોટાં કલંકો મૂકાય એ પણ બને, એ કલંકો દુનિયામાં સાચાં મનાય એ પણ બને, અને એમના પ્રાણ લેવાના પ્રયત્નો સુધીની આપત્તિ એમના શિરપર તૂટી પડે એ પણ બને, કેમકે–મુનિ ગમે તેવા સારા અને સાચા, પણ આ બધી સ્થિતિ તો કર્માધીન જ છે : એ પરિસ્થિતિ તો કર્મના અશુભોદયને લઇને છે : પણ મુનિ જો પોતાના સંયમમાં સ્થિર રહે, તો એ તારકોની મુક્તિ ગમે તેવાથીય રોકાતી નથી. મુનિને આપત્તિ ન આવે એમ નહિ, કેમકે–એ કર્માધીન છે. ભગવાન્ શ્રી મહાવીરદેવ જેવા તો કોઇ ઉત્તમ આત્મા નહોતાને ? કોઇનું બૂરૂં એમણે ઇચ્છયું પણ છે ? નહિજ, તોયે સંગમે ઉપસર્ગ કેમ કર્યા ? શ્રી સુધર્મા ઇંદ્રે ઉપસર્ગ સમયે ભગવાન પાસે સેવા માટે હાજર રહેવા વિનવ્યું, ત્યારે ભગવાને ના પાડી : કારણકે–જ્યાં કર્મ સામે આવવાનુંજ છે, ત્યાં કોઇનો ઉદ્યમ શો ? સારો આત્મા સારી ક્રિયા કરવા શક્તિમાન થાય, પણ અશુભ ઉદયને રોકવા કોઇ શક્તિમાન નથી. ઝાંઝરીયા મુનિવર ફસાયા ત્યાં પોતાનું સંયમ સાચવી શકયા પણ લોકાપવાદને ન સાચવી શકયા ! અશુભના ઉદયે સમકાલે બધાની સમબુદ્ધિ થાય અને બધાયે વગર પૂછયે નિંદા કરે, ત્યાં મુનિ કરે શું ? બાઇએ સૂચવ્યું કે–' માનો તો સાહ્યબી બધી તમારી છે, ભીખ માગવાનું બંધ થશે અને હું દાસી થઇને રહીશ : નહિ માનો તો આ સાહ્યબી નહિ મળે, ભીખ માગવાનું કાયમ છેજ, દેવાંગના જેવી હું નહિ મળું અને ઉપરથી તમને ફજેત કરીશ : જ્યાં તમે દાદર પર પગ મૂકશો કે–કલંક મૂકીશ, દુનિયામાં ફીટકાર પમાડીશ, બદમાશ તરીકે તમને જાહેર કરીશ !' આટલું છતાં પણ મુનિએ નિંદાની કે કશાની પરવા ન કરી : માત્ર પોતાની આત્મશુદ્ધિની જ પરવા કરી. ભારેકર્મી આત્માઓ આવી રીતિએ ધર્મની કે સાધુપુરૂષોની નિંદા કરી દુર્ગતિમાં જાય, એમાં કોઇ શું કરે ? શ્રી જિનેશ્વરદેવ અનેકને તારે, પણ એ તારકનેજ પામીને કોઇ ડૂબે, તેમાં તે તારક શું કરે ? સ્ટીમર એમાં ડહાપણથી બેસ-

નારને તારે, પણ ઉછળી ઉછળીને પડતાં મૂકે, એને એ બચાવે પણ શી રીતે? ભગવાનને પોતાને પણ સંગમ માટે કહેવું પડયું કે–

"तितारयिषवो विश्वं, वयं संसारकारणं ।"

*

'વિશ્વને તારવાની ઇચ્છાવાળા અમે આને માટે સંસારનું કારણ થઇએ છીએ.'

*

જે ગોશાળો ભગવાન પાસે રહ્યો, જે ગોશાળાને એના ઉપર તાપસે જ્યારે તેજોલેશ્યા મૂકી ત્યારે ભગવાને શીતલેશ્યાથી બચાવ્યો, તેજ ગોશાળાએ તેજ બચાવનાર તારક ઉપર તેજોલેશ્યા મૂકીને? તેજોલેશ્યાની વિદ્યા જે પ્રભુની પાસેથી એ પામ્યો, તે પ્રભુની ઉપરજ એ પાપાત્માએ એનો ઉપયોગ કર્યો. કાંઇ બીજું વૈર નહોતું, પણ કેટલાક આત્માઓનો સજ્જનને કનડવાનો સ્વભાવજ હોય છે. શ્રી જિનેશ્વરદેવ જેવાને પામીને પણ જો પાપાત્માઓ હારી જાય, તો સામાન્ય મુનિને દેખીને કોઇ હારી જાય, એમાં નવાઈ પણ શી? અજ્ઞાનીઓ અને દુર્જનો તરફથી કરવામાં આવતી એવી અપભ્રાજના જો ગણી હોત, તો ઝાંઝરીયા મુનિવર અને તેવા બીજાઓ સંયમ ન સાચવી શકત. પરદારાના નિયમવાળાને કોઇ સ્ત્રી આવીને પોતે હત્યા કરવાનો અગર તો ધર્મ છોડી દેવાનો કે ધર્મની હીલના કરવાનો ભય બતાવી, પેલાને નિયમભંગ કરવાનું કહે, તો શું એણે એ વાત માનવી જોઇએ એમ? નહિજ, છતાં પણ પોતાની સ્વાર્થસિદ્ધિ માટે આજના પાપાત્માઓએ ઉપજાવી કાઢેલો આજનો 'સમયધર્મ' તો આવી જાતની ગ્હોકાણ માંડે છે: માટે તેવાઓને આધીન થઇ–'જે કાળે દેરે જવાથી ટીકા થાય તે કાળે દેરે જવાનું બંધ રાખવું'—એમ જેણે કર્યું, તેને માટે તો ધર્મ ગયોજ સમજવો. દાનવીરને પડખે રહેતો કૃપણ તો બળવાનોજ, માટે એ દાનવીરે પણ

દાન ન દેવું? ધર્મીને જોઇને અધર્મીનાં હૈયાં બળેજ. વિરાગી ઉપર સંસારનો રસીઓ રાગી થાય જ શાનો? પુણ્યવાન્ આત્મા જરૂર અનુમોદના કરે, પણ પેલા તો કહે કે–' થયા વૈરાગ્ય હવે! અમે આઠ ચોપડી ભણેલાને વૈરાગ્ય ન થાય અને એને થાય?'

## ઝઘડાનું મૂળ–અર્થકામની લાલસા!

એ પ્રમાણે કહેનારાઓને કહેવું કે–વૈરાગ્ય, એ તમારી અર્થ અને કામની વાસનાઓને પોષનારાં પોથાંમાં નથી! અને કોઇમાં હોય તો પણ તમારા જેવા અર્થકામના પિપાસુઓ અને તે પીપાસાને પોષવા માટે જ ડીગ્રીધર થયેલા કે થવાને ઇચ્છિતાઓને વૈરાગ્ય ક્યાંથીજ થાય? વધુમાં આજના ધર્મહીન બનેલા ડીગ્રીધરો તો, મ્હોટે ભાગે દુર્ગતિમાંજ જવા જન્મ્યા હોય એમ લાગે છે અને એથી આજના એવા ડીગ્રીધરોને તો, દુનિયામાં જીવવાની રીતે જીવવું એ પણ મુશ્કેલ છે. સામાન્ય માણસ તો મજૂરી કરે, કોથળે બેસે, આંટા–ફેરા કરે, સામાને સલામ ભરે, બધુંય કરે; અને ડીગ્રીધરને તો ખૂરશી, ટેબલ, પાટલુન,–આ બધુંજ જોઇયે. આજે દુનિયામાં ખરી બેકારી તો ભણેલાઓમાં છે. એ લોકો પોતાનો આરોપ બીજાઓ ઉપર ઢોળે છે. આજની દુનિયા પણ ભારભૂત શિક્ષણને બંધ કરવાનું કહે છે. એને ભણવામાં હજારોનું ખર્ચ અને પછી પણ ટેબલ અને ખુરશી વિના તો બેસાય નહિ એવી તો હાલત! શિક્ષણ તેવું જોઇયે કે–અવસરે દાળીયાથી પણ પ્રસન્નતાપૂર્વક ચલાવવાનું સામર્થ્ય આવે! સાચું શિક્ષણ લેનાર ગમે તે સ્થાને બૂમરાણ ન કરે અને પાપથી નિરંતર કંપે. આજે તો ભણતાં પહેલાંજ પાપની પુષ્ટિને? આજનો વિજ્ઞાનવાદ એટલે? વિદ્યા મેળવવા માટે ગમે તેવાં પાપ કરવાં એમને? વસ્તુને સમજવા માટે ગમે તેવી પાપક્રિયા કરવામાં, જીવઘાત કરવામાં, કારમા અખતરા કરવામાં પણ વાંધો નહિ, એજ આજનો વિજ્ઞાનવાદને? આવાઓ ભણીને દયાવાન થાય? કદી

એવાઓ દયાનો દેખાવ કરતા હોય તોય નામના માટેજ : સોમાં એક ટકો અપવાદ નીકળે એ વાત જૂદી : બાકી નવાણું ટકાવી તો એજ માન્યતા કે-નામના વધે અને એ દ્વારા ઑફીસ કે પેઢીની ( વેપારની ) આવક વધે : આ તો યોજના ! લોભી વેપારી શાહુકારી બતાવે તે ધીરધારનો ધંધો રીતસર ચાલે એ માટે ! ધર્મ સમજીને નીતિ પાળનારા આંગળીના વેઢે ગણેલાજ : જૈન તરીકેની વાત દૂર રહો, પણ માનવી તરીકેની નીતિ પાળનારા પણ આંગળીના વેઢે ગણેલા : એવાઓ વાયદે પૈસા ચૂકવે છે તે ફરીને લાવવા માટે : ન આપ્યે મળતા હોય તો ન ચૂકવે હોં ! આઠ દિ ધક્કા ખવરાવીને આપે. વાયદો ચૂકવાય નહિ તો પાઘડી ઉડે માટે ચૂકવે છે. ગજા ઉપરાંત વેપાર કરનાર પણ એક રીતે અનીતિખોર છે. આજે વાયદા ચૂકવવામાં પણ હવાલા અપાય છેને ! એમાં કોઇ ન ચૂકવે તો ? સાચો વેપારી તો વેપારજ એવો કરે કે-પોતાને કોઇ ન ચૂકવે તો પણ પોતે પોતાની આંટ સાચવી શકે. શક્તિ ઉપરાંત વેપાર કરનારથી ધર્મનું પાલન થાય ? મ્હોટે ભાગે નહિ, કારણ કે-એ મંદિર તથા ઉપાશ્રયમાં નચિંત શી રીતે રહી શકે ? મુડી હજારની અને દેવું દશ હજારનું. એને લઇને ન તો ઉંઘે અને ન તો સુખે ખાય : એનાથી સ્થિરતાપૂર્વક ધર્મ શી રીતે થાય ? આવાઓ ધર્મ માટે લાયક નથી. ધર્મ એ કાંઈ રસ્તે પડેલી ચીજ નથી. જીવનમાં ધર્મ એજ સારભૂત છે, છતાં આજ તો પોતાની જાતને ધર્મથી પણ વધારે મનાય છે. અને એથી જાતની વાહવાહ માટે સર્વ કાંઇ કરી શકાય એવી ભાવના વધતીજ જાય છે અને હમણાં-હમણાંમાં તો એ ભાવના હદજ વટાવી ગઇ છે. લાવે ત્યારથીજ ભાવના એ કે-અપાય તો ઠીક, નહિ તો નાદારી ! દિવસના ત્રણ વાગ્યા સુધી ઉધરાવે અને પાંચ વાગે નાદારી નોંધાવે ! ! આ બદદાનતનું બીજ તો ગજા ઉપરાંતનો વેપાર વિગેરેને ? અને એનું બીજ એ અર્થકામની તીવ્ર લાલસા. સમજો કે-સર્વ ઝઘડાનું મૂળ જ અર્થકામની લાલસા છે.

## વિષયની લાલસા, એ ચેપી રોગ છે!

અર્થકામની લાલસા એજ ખરી પરાધીનતા છે અને એની પરાધીનતામાં પડેલાઓને, સાચી સ્વાધીનતાની વાતો કરવી એ વ્યર્થ છે. શ્રીમતી મદનાસુંદરી એથી પર જેવી દશામાં વર્તતી હતી, અને એજ કારણે તેણી કર્મોદયને શાંતિથી ભોગવવાનો નિર્ણય કરી શકી હતી. એવા નિર્ણય વિના કે એવો નિર્ણય કરવાની યોગ્યતા વિના, કદીજ કાર્યસિદ્ધિ થતી નથી. એજ નિર્ણયના બળે શ્રીમતી મદનાસુંદરી ભયંકર આપત્તિઓના પ્રસંગે પણ પ્રસન્ન રહી શકી હતી. ભયંકર આપત્તિઓમાં પ્રસન્ન રહેનારી તે મહાસતી, પોતાના કુષ્ટરોગથી પીડાતા પતિએ જ્યારે અન્ય, પુરૂષ સાથે વરવાની સલાહ આપી, ત્યારે તેણીના અંતરમાં ભયંકર આઘાત થયો અને આંખોમાંથી અશ્રુઓની ધારા વરસી, કારણ કે–તે વાત તેણીના સતીધર્મનો ઘાત કરનારી હતી અને ધર્મિ હૃદયથી ધર્મઘાતક વાત સહન ન થાય, એ પણ સહજ જ છે. સુશીલ સ્ત્રીઓને શીલ એજ સર્વસ્વ હોય છે, એટલે એની વિરૂદ્ધની એક પણ વાત તેવી સ્ત્રીઓ માટે અસહ્ય હોય છે, અને એજ કારણે શ્રી ગુણસાગરના પિતાએ જ્યારે કન્યાઓના પિતાઓને કહ્યું કે–'અમારો પુત્ર પરણીનેજ દીક્ષા અંગીકાર કરશે.'–ત્યારે આ સાંભળીને કન્યાઓના પિતાઓ ચોંકયા અને બોલ્યા કે–'વર બીજો કરશું!' આના ઉત્તરમાં કન્યાઓ કહે છે કે–

"કન્યા કહે નિજ તાતને, આ ભવ અવર ન વરશું રે:
જે કરશે એ ગુણનિધિ, અમો તેહ આદરશું રે."

*

કારણ કે–મનથી એકને ઇચ્છ્યા પછી બીજાની ઇચ્છા પણ ન થાય, એવી આ મહાસતીઓની માન્યતા છે અને એ જ ધર્મરૂપ છે. ખરેખર, વિષય એ તો ચેપી રોગ છે, એટલે જેમ ખસની ફોલ્લીને વધવા ન દેવાય, તેમ આને પણ ન જ વધવા દેવાય. ખસ જેમ

ખણુવાથી વધે, તેમ વિષય પણ ભોગવવાથી વધે છે : એટલું જ નહિ પણ તેની તો વાતો પણ ખરાબ તથા નાશક છે. એ જ કારણે કહેવાય છે કે–સારા કુળમાં ઉત્પન્ન થએલી બાઈઓની પવિત્ર શીલની ભાવનાને નાશ કરવાની વાતો, ધર્મના નામે કરનારા આજના સુધારકો, ભયંકર ખૂની કરતાંય ભયંકર છે ! એ લોકો જો કતલ કરનારા તરીકે પાકયા હોત તો ચિંતા નહોતી, કેમકે–માથું કાપી લેત, પણ આ તો દુષ્ટ ભાવનાઓને રોપીને અને પ્રચારીને અનંતા ભવોના નાશક બને છે. ઉત્તમકુલમાં તો નાની વિધવા પણ કહે કે–'હવે લગ્ન ન જ થાય : અમારે માટે તો ધર્મ જ કરવાનો'–આવી આવી ઉત્તમ ભાવનાઓમાં અગ્નિ મૂકનારા આજના ભણેલાઓ, એ શીલધર્મના ભયંકર દ્રોહીઓ છે. આ શબ્દો જેઓને કરડા લાગે, તેઓએ સમજવું કે–આ કરડાશ નથી પણ દયાનો પોકાર છે. સળગતા ઘરમાં બચ્ચાંને લઇ સૂતેલા એદીને ધીમે ધીમે ન જ જગાડાયને ! એવાને જગાડવા માટે બૂમ જ મારવી પડેને ! ! ત્યાં જે ધીમે ધીમે જગાડે તે કાંતો નિર્દય છે અગર તદ્દન જ ગમ વિનાનો છે અથવા તો એને હૈયે લાગણી જ નથીને !!! બાકી સમજુ ને દયાળુ તો બૂમ મારીને જ બોલે. બળતા મકાનમાંથી બૂમ માત્રથી બચાવી શકાય એવી સ્થિતિમાં રહેલો ગૃહસ્થ,–'રાત્રે મોટે બોલવાની શાસ્ત્રે ના પાડી છે, આરંભસમારંભ કોઇ કરે તો પાપ લાગે'–આવું બોલીને જો ન જગાડે, તો કે–એ બેવકૂફને આવો પાઠ ભણાવનાર ગુરૂ કયો મળ્યો ? કારણ કે–રાત્રે શા માટે મ્હોટેથી ન બોલાય એનું પણ એને ભાન નથી ! આવા પ્રસંગે એવી વાત, એ તો વિવેકહીનતા જ કહી શકાય. તેવી જ રીતિએ ભયંકર પાપોનો પ્રચાર થઇ રહ્યો હોય, તેવા વખતે જો જુસ્સાદાર સ્વર ન નીકળે તો છાતી કમજોર ગણાય. આવે વખતે ઉદ્ધત ટોપીવાળાઓની ગાળોની પરવા ન રખાય. ગાળો, આક્ષેપો અને કલંકો વિગેરે, જે એમના પટારામાં ભર્યું હોય એટલું ખટારામાં ભરીને ભલે મોકલે, એથી મુંઝાઇને સત્ય પોકારની નીતિ

બંધ ન જ કરાય. વિધવાવિવાહની સલાહ, એ જૈન કુળમાંથી શીલ-ભાવનાનો સંહાર કરનાર છે. એવી સલાહોથી પ્લેગ ફાટે તેમ વિષય ફાટે! વૈદ્યને એક કોઢીઆનો કોઢ મટાડતાં વાર લાગે, મહીનાઓ સુધી દસ્ત આપે, પથ્ય પળાવે, ત્યારે ધીમે ધીમે વર્ષો પછી જાય : તોયે પ્રાયઃ ચાંદાં તો રહે : પણ એક કોઢીઆને કોઢ વધારતાં વાર ન લાગે. ખરેખર, ઉદ્ધત ભણેલાઓએ આજે આ ધમાલ મચાવી છે. મહાપુરૂષોએ તો પ્રથમથી જ ફરમાવ્યું હતું કે–પાપવિદ્યાઓ ન ભણાવો! રાજ્ય ભાષાની જરૂર હોય તો સાધનપૂરતી લેવાય એ વાત જૂદી, પણ અધિક તો નહિ જ એમ સૂચવ્યું હતું : અને ઘરમાં જ નાસ્તિકોના અખાડા પાકે એવું ન બને, એની ચેતવણી ખાસ આપી હતી : પણ એ ફરમાનનો અને સૂચનાનો અમલ ન કરવાથી, આજે આ ભયંકર પરિણામ નજરે નિહાળાય છે.

## વિધવાવિવાહની વેવલી વાતો—

એ નાસ્તિકો આજે કહે છે કે–'વિધવા જો દુર્ધ્યાન કર્યા કરે, અને છૂપો દુરાચાર સેવે, તો માર્ગ ખૂલ્લો કરવામાં વાંધો શો ?' આની સામે કોઇ કહે કે–'પહેલાંના જમાનામાં ચોરી નહોતી થતી એ માન્યું, પણ હવે જમાનો ફર્યો, લોકોને ખાવા મળતું નથી, માટે બધા બીચારા દુર્ધ્યાન કરે છે, તો ખાવાનું ન મળે તેને ચોરી કરવાની છૂટી આપવાનો ઠરાવ કરવામાં વાંધો શો ?' ખરેખર, આવી જાતિની એ પાપાત્મા-ઓની દલીલ છે. એવી જ જાતિનો પાપકાયદો વિધવાઓ માટે કરાવવા, આજના કમઅક્કલ જૈનાભાસો નીકળ્યા છે. શીલને ઉપકારક માનવાનો ડોળ કરીને, એ કમનસીબો આવી પાપ વાતો કરે છે. 'સાધન ન હોય તો ચોરી કરે'–એવા કાયદા જો થાય, તો શાહુકારના હૃદયમાંથી પણ ચોરીનો કંપ ચાલ્યો જાય : જેને ખાવાનું ન મળે તે બાજરીના રોટલા માટે ચોરી કરે : જેને બાજરીનો રોટલો મળે તે ઘઉંની રોટલી માટે ચોરી કરે : જેને એ મળે તે એને ચોપડવાના ઘી માટે ચોરી કરે :

એ બધું મળે તે મિષ્ટાન્ન તથા ચાર શાક માટે ચોરી કરે: પછી આગળ વધો તો હવેલી વિ. માટે ચોરી થાય: ટુંકમાં જેની દૃષ્ટિએ જેની ઓછાશ, તે તે માટે ચોરી કરે! અને આ રીતે તો સંસાર છે ત્યાં સુધી ઓછાશ તો રહેવાની જ, માટે ભીખારી જ ચોરી કરે એમ ન માનતા. પેટની જ પીડા હોય અને જો તીવ્ર પાપોદય ન હોય, તો કોઈ જ ભૂખ્યું નથી રહેતું: પણ આ તો પાછી પેટ ઉપર પોટલાં બાંધવાની પીડા છે. પોતાની સાત પેઢી બેઠે બેઠે સુખપૂર્વક ખાય તેવાઓ પણ, ચોવીસે કલાક આરંભ–સમારંભમાં રચ્યાપચ્યા રહે છે ત્યાં શું? વધુમાં આજે ધર્મના નામે વિધવાવિવાહની વાતો અને બેકારીના નામે ધર્માનુષ્ઠાન બંધ કરવાની વાતો થઇ રહી છે. અને એવી વાતોને પુષ્ટ કરવા માટે એ પાપાત્માઓ મહાપુરૂષોની મહત્તા ઘટાડવાને ચાહે છે અને મહાપુરૂષોની મહત્તા ઘટાડવાનેજ માટે, આજના પાપાત્માઓની પણ મહાપુરૂષો સાથે સરખામણી કરવાની ભયંકર નાદાનીયત એવાઓ સેવી રહ્યા છે અને સાચા ત્યાગીઓની નિંદા કરી, આજના ઘોર પાપપ્રચારક અને ધર્મનાશકની પ્રશંસા કરવાના ભાટવેડા કરી રહ્યા છે. આથીજ ધર્મરસિક આત્માઓએ ઉન્માર્ગ અને ઉન્માર્ગની પોષકતાનો નાશ કરવા માટે, પ્રબળ પ્રયત્નો કરવા ઘટે છે. છતી શક્તિએ પણ જો ઉચિત પ્રયત્નો ન થાય, તો એ ભયંકર દોષ છે.

(પ્રશ્ન૦ ગણ્યાગાંઠ્યા જૈન ગણાતા આવું બોલે, એનો દોષ સમાજ ઉપર આવે?)

એ ગણ્યાગાંઠ્યાઓએ તો આજે પ્રાયઃ સમાજના મોટા ભાગને દોષિત બનાવ્યો છે: અને એનું તો આ દુષ્ટ પરિણામ છે! ચોર બધે ન હોય. સ્થળે સ્થળે પોલીસ હોય છે ને! કારણ કે–જો પોલીસ ફરતી ન હોય તો તો ચોરો સર્વત્ર પ્રસરી જાય!! તેમ જ અહીં પણ આવાઓ એક ગામમાં ચાર પાક્યા એની ઉપેક્ષા થઇ, તો ચારના ચાલીસ

થતાં વાર શી? આજે આ પાપી ટોળું જો વધ્યું હોય તો એજ રીતે વધ્યું છે, એમાં શંકા શી છે? પહેલાં દેવદ્રવ્ય માટે કોઇ ન બોલે: સહજ વિરૂદ્ધ બોલવામાં પણ પાપ મનાતું: આજે આટલા બધા બોલનારા પાક્યા ક્યાંથી? ચેપ લાગ્યો માટેને! માટે જ કહેવાય છે કે-ગણ્યાગાંઠ્યાની પણ ઉપેક્ષા ન થાય. સમાજમાં ખોટા વિચારો કેવી રીતે ફેલાવાય છે?, પાપમય ભાષણો ક્યાં અને કેવાં થાય છે?, કોણ લખાવે છે અને કેવી રીતે પ્રચારકાર્ય થાય છે?,-તે સમજાવવાનું કામ ઉપકારી આત્માઓનું છે. સામાન્ય રીતે પ્રચારકાર્ય કરનારાઓનાં નામ ન દેવાય, ગોળ ગોળ રીતે કહેવાય, પછી જે હોય તેને લાગે: અને તેમ છતાંય જો જરૂર પડે તો નામાવલિ પણ પ્રગટ થાય! મોટા લુંટારાઓ વધી પડે ત્યારે સરકાર પણ, એમના ફોટા, અંગ વિગેરેનું વર્ણન અને એમનાં પરાક્રમોનું વર્ણન પણ, નામ-ઠામ સાથે બહાર પાડે છે, કે જેથી પ્રજા સાવધ રહે. ખસ થાય કે તરત સાબુ લગાડાય છે, બળે તેવી દવા લગાડાય છે કે જેથી ખસ બળીને ખાખ થાય. સાડા ત્રણ મણની કાયામાં આંગળીના ખૂણામાં થોડી ફોલ્લીઓ થાય, એમાં આટલી ગભરામણ? પણ ત્યાં તો સમજે છે કે-ન ચેતે તો આખું અંગ સડે! પેડુમાં ભયંકર રીતે દુ:ખે તો ઝટ ઑપરેશન પણ કરાવાય છે, તેમ સમાજને કાતરી ખાનારા, કોરી ખાનારા અને કાપી ખાનારા ગણ્યાગાંઠ્યા છે એમ કહીને ઉપેક્ષા ન થાય, પણ એમને તો પ્રસંગ આવ્યે વીણી વીણીને ખૂલ્લા કરવા પડે. સમાજની એમાંજ સલામતી સમાએલી છે.

## કહેવાતા 'સમયધર્મ'ની પોકળતા.

આપણે જોઇ ગયા કે-શ્રી ગુણસાગરની સાથે આપવા માટે નિશ્ચિત થયેલી કન્યાઓએ પોતાના પિતાને કહી દીધું કે-

'આ ભવ અવર ન વરશું રે:'

*

આ ઉત્તર ખરે જ સાચા સતીત્વને આભારી છે. આ રીતિએ પોતાની શીલસંપન્નતા દર્શાવવા સાથે, તે સુશીલ કન્યાઓએ એમ પણ કહ્યું કે—

'જે કરશે એ ગુણનિધિ, અમો તેહ આદરશું રે.'

*

જ્યારે શીલસંપન્ન આત્માઓની દશા આ હતી, ત્યારે આજની દશા વળી કોઇ જૂદી જ જાતની છે: એટલું જ નહિ પણ, એવી કંગાલ હકકોની મારામારી ચાલે છે, કે જેના પરિણામે 'શીલ' આદિ ધર્મની કશી પડી જ નથી. આજે સુધારામાં સપડાએલા અને સુધારાના છળથી અંજાઇ ગયેલી, તેમ જ સંસારસુખમાં જ આનંદ માનનારી સ્ત્રીઓ, પતિને પોતાની આજ્ઞામાં રાખવાના હક્ક ધરાવવા ઇચ્છે છે અને પોતાનાથી દૂર નહિ જવાના કોડ સેવે છે, પણ તે જ સ્ત્રીઓ જો પોતાનો પતિ પોતાને સુખી કરવા, લક્ષ્મી મેળવવા પરદેશે પણ જવા ઇચ્છતો હોય, તો રાજીખૂશીથી રજા આપે, કંકુનાં તિલક કરે, અને ચોખા અણીશુદ્ધ ચોઢે: પ્રાચીન જમાનાની અમૂક વાતોને માનતી હોય તો અપમંગલ ન થાય એની પણ કાળજી રાખે: છીંક ન થાય માટે નાક દાબી રાખે: કારણ કે-ત્યાં મનમાં મનોરથ છે કે—'પતિ કમાઇને લાવશે. પહેરશું, ઓઢશું અને બાદશાહીમાં મ્હાલશું!' એવી રીતે ગયેલા કૈંકનું શું થયું છે તે બધા જાણે છે, હું આગળ નથી વધતો, પણ ત્યાંય તે પત્નીઓએ અને માબાપોએ કહી દીધું કે—'એ તો સંસાર છે: એમ જ ચાલે.' અર્થાત્—લક્ષ્મી માટે ગમે ત્યાં જાય, ત્યાં વિયોગ કે પ્રેમ કાંઈ જ નહિ? પણ એજ ધણી જો કહે કે—'તું સમ્યક્ત્વ વિગેરે પામી નથી માટે કમાવા જાઉં છું, રત્નત્રયીનો ખજાનો કમાઇ પછી તેના અલંકારો પહેરાવવા આવીશ.'—તો તે પત્ની તિલક કરવા આવે? 'એ તો સંસાર છે: એમ જ ચાલે.'—એમ કહેનારાં માબાપ પણ, અહીં તો કાંઇક જૂદું જ બોલે!!

*

## વ્યાખ્યાન કોને કહેવાય ?

આ બધી જૈનશાસન બહારની ભાવનાઓ કાઢવા માટે પ્રતિદિન ટીકા થવાની. વ્યાખ્યાનમાં અયોગ્ય ભાવનાનો બહિષ્કાર જ હોય. યોગ્ય શ્રોતાને વ્યાખ્યાન સાંભળતાં, પોતાના દોષો માટે પશ્ચાત્તાપ કરાવનારૂં જ વ્યાખ્યાન હોવું જોઇએ. 'વ્યાખ્યાન'નો અર્થ પણ એ જ છે કે–'વસ્તુ સ્વરૂપનું વિસ્તારપૂર્વક વિવેચન કરવું.' સિદ્ધાંતની વ્યાખ્યા પણ ૭ પ્રકારે થાય છેઃ—

"संहिता च पदं चैव, पदार्थः पदविग्रहः ।
चालना प्रत्यवस्थानं, व्याख्या तन्त्रस्य षड्विधा ॥१॥"

*

'તંત્રની વ્યાખ્યા—' ૧–સંહિતા, ૨–પદ, ૩–પદાર્થ, ૪–પદવિગ્રહ, ૫–ચાલના અને ૬–પ્રત્યવસ્થાન'–આ ૭ પ્રકારે થાય છે.'

*

**૧—સંહિતા :** એટલે શ્લોક અથવા સૂત્ર આદિનો અસ્ખલિત પણ શુદ્ધ ઉચ્ચાર કરવો.

**૨—પદ :** એટલે શ્લોક અથવા સૂત્રમાં જેટલાં પદો હોય તેને અલગ કરવાં.

**૩—પદાર્થ :** એટલે અલગ કરેલ દરેક પદોનો અર્થ કરવો.

**૪—પદવિગ્રહ :** સામાસિક પદોને અલગ કરવાં.

**૫—ચાલના :** વસ્તુના સમર્થનમાં જેટલી શંકાઓ શક્ય હોય, તેટલી દરેક શંકાઓ ઉભી કરવી.

—અને—

**૬–પ્રત્યવસ્થાન :** એટલે એ ઉભી કરેલી અગર થયેલી શંકાઓનું

સમાધાન કરવું અને વસ્તુને સ્થિર બનાવવી તથા સિદ્ધ કરવી.

*

આ ઉપરથી સામાન્ય રીતિએ પણ સમજી શકશો કે–વ્યાખ્યાનમાં અનેક કુમતવાદીઓનું ખંડન અને સુમતનું મંડન, એ અતિશય આવશ્યક છે. વ્યાખ્યાનમાં અનેક જાતિના વિરોધિઓના વિરોધોનું પ્રદર્શન કરી, તેનું ઉન્મૂલન એ અતિશય જરૂરી છે: અને જે દેશમાં, જે કાલમાં, જે રીતિએ ધર્મની સ્થાપના કરવી શકય હોય, તે રીતિએ કરવી જરૂરની છે. આ કાલમાં તથા આ દેશમાં ધર્મ સામે કેટલાં આક્રમણો છે અને અહીં ધર્મને જીવતો રાખવા કયી રીતે પ્રયત્નો કરવા જોઇએ, એ રીતિએ દેશકાળ દરેકે દરેક ગીતાર્થ જૂએ, પણ ધર્મને બંધ કરવા માટે કે ધર્મના નામે અધર્મનો પ્રચાર કરવા માટે તો દેશકાલને તે કદી જ ન જૂએ!

*

આથી સ્પષ્ટ છે કે–જેઓને દીક્ષા જોઇતી નથી, દીક્ષા વ્હાલી નથી, અને દીક્ષા ઉપર જેઓને સાચો પ્રેમ નથી તથા દીક્ષા લીધા પછી પણ જેઓને દીક્ષાની કિંમત નથી, તેઓ કહે છે કે–'આઠ વર્ષની દીક્ષા ખરી, પણ અત્યારે વ્યાજબી નથી: દીક્ષા તારણહાર, મેં પણ લીધી, પણ આ જમાનામાં વ્યાજબી નથી માટે ન અપાય!' ત્યારે દીક્ષાને જેઓ હૃદયથી સ્વીકારે છે, તેઓ કહે છે કે–'આઠ વર્ષની દીક્ષા સાચી અને એ નાની અવસ્થામાં ઘણાએ લીધી, માટે 'એ વયમાં અત્યારે ન અપાય'–એમ કહેનારા ખોટા છે અને પૂર્વના જમાનાની માફક આ જમાનામાં પણ ખાસ આપવા જેવી છે: કારણ કે–તેવા દીક્ષિતોથી શાસન સદાને માટે જયવંતું છે.'

*

કોઇ મરી જાય ત્યાં આજનો કહેવાતો સમયધર્મિ કહે છે

કે–' રોવું, રોવું જ આવે, રોવું આવે જ! એટલે રોયા વિના કેમ જ ચાલે?' ત્યારે ભગવાનનો–સર્વજ્ઞનો ધર્મ કહે છે કે–' સર્વને મરણ નક્કી છે, શ્રી તીર્થંકરદેવ જેવા પણ મૃત્યુ પામ્યા, રોવાથી કોઇ પાછા ન આવે, રોવાથી જનારને પણ જો તે ન વોસિરાવી ગયો તો હોય પાપ લાગે, માટે રોવું ન જોઇએ.' વધુમાં પ્રભુધર્મનો જ્ઞાતા તો ઘણું ઘણું સમજાવે અને કહે કે–' તુટયું આયુષ્ય સાંધવાની કોઇની તાકાત નથી. શ્રી સુધર્મા ઈંદ્રે એક ક્ષણ માત્ર આયુષ્ય વધારવાનું ભગવાનને કહ્યું, પણ ભગવાને કહ્યું કે–' બાંધેલા આયુષ્યને ઘટાડવાની કે વધારવાની તાકાત શ્રી તીર્થંકરોમાં પણ નથી.' તો મરનાર આત્માના જો તમે હિતૈષી હો તો ન રૂઓ : મરનારને જીંદગી સુધી તો પાપ કરાવ્યું, એની કમાણી તમે બધી ખાઇ ગયા અને અત્યાર સુધી તો તમારા હિતના માર્ગે તેને જોડયો, તો હવે પણ જો તમે એનું ભલું ચાહતા હો તો ન રૂઓ : તમે રોશો એનું પણ પાપ એને લાગશે, કેમકે–એ કાંઇ વોસિરાવી નથી ગયો, પણ ' ઓ ! બાપા ! !' એવા પોકાર કરતો ગયો છે.'

*

આથી સમજી શકાશે કે–' આજના નામધારી સમયધર્મિઓનો સમયધર્મ માત્ર આત્મહિતનાશક છે, જયારે પ્રભુશાસનના સમયધર્મિનો સમયધર્મ તો આત્મહિતનો સાધક છે, કારણ કે–આજના નામધારી સમયધર્મિઓ જમાનાને જોઇને અને જમાનાને નામે ઇચ્છા મુજબ ચાલવા ઇચ્છે છે, ત્યારે પ્રભુશાસનના સમયધર્મિઓ ગમે તેવા જમાનામાં પણ, પ્રભુની આજ્ઞારૂપ આગમોને અનુસરીને જ ચાલવા ઇચ્છે છે : એથી જ પ્રભુશાસનના સમયધર્મિઓનો સમયધર્મ, દીક્ષા બંધ કરવા માટે નથી, પણ ચાલુ રાખવા અને તેને જોરશોરથી વધારવા માટે છે. ' અઢાર વર્ષની અંદરની ઉમ્મરવાળાને દીક્ષા ન આપવી જોઇએ'–એમ કહેનારાને પ્રભુશાસનના જ્ઞાતાઓ કહે છે કે–

'અઢાર વર્ષની અંદરની ઉમ્મરવાળાઓને ખાસ અપાય, તમને એ વયની દીક્ષા કેમ ખટકે છે એ અમે સારી રીતિએ સમજીએ છીએ, અને એથી ભારપૂર્વક કહીએ છીએ કે—તમારા જેવા પાપાત્માઓની પાપ કાર્યવાહીઓને નષ્ટભ્રષ્ટ કરી નાખવા માટે, અઢાર વર્ષની વયની અંદરના દીક્ષિતોની તો મોટી સંખ્યામાં જરૂર છે: અને વળી જ્યારે મરણ ક્યારે આવશે એનો નિશ્ચય નથી, એવા આ સમયમાં તો શાસ્ત્રવિહિત વય થઈ ગયા પછી, હરકોઇ સમયે શાસ્ત્રની આજ્ઞા મુજબ શાસ્ત્રદૃષ્ટિએ યોગ્ય જણાતા આત્માઓને દીક્ષા આપી જ દેવી જોઇએ! એ જ કારણથી એની આડે આવતા તમારા એક પણ કાયદાને પ્રભુના આજ્ઞારંગી શ્રીસંઘમાં એક ક્ષણ પણ સ્થાન મળી શકે તેમ નથી, કારણકે—ગુણોની પ્રાપ્તિ માટે બાલ્યકાળ એ સુંદરમાં સુંદર કાલ છે, એમ જાણનાર પ્રભુનો આજ્ઞારંગી શ્રીસંઘ પાપીઓએ દુષ્ટ બુદ્ધિથી ઘડી કાઢેલા પાપ કાયદાઓને પહેલામાં પહેલી તકે ભૂશાયિ કરવા ઇચ્છે છે અને તેમ કરવામાં તે પાપ નથી માનતો, પણ એકાંતે પુણ્ય અને નિર્જરાનો લાભ જ માને છે.'

## દીક્ષાની અટકાયત અને મોહના ચાળા!

પ્રભુશાસનનો આજ્ઞારંગી શ્રીસંઘ તો સારી રીતિએ સમજી શકે છે કે—દીક્ષાની અટકાયત કરવાની ભાવનાઓ, ભયંકર મોહના ચાળાઓ જ છે. દીક્ષિત થવા ઇચ્છનારની વયનો નિર્ણય તો અનંત જ્ઞાનીઓએ કરી જ આપ્યો છે કે—'આઠ વર્ષની વય થઇ કે તરત જ તે દીક્ષા માટે વયથી યોગ્ય થઇ જાય છે.' એટલે એની સામે વિરોધ કરનારાઓ, એજ પ્રભુશાસનનો જ વિરોધ કરનારાઓ છે. અઢાર વર્ષની અંદરની વયની દીક્ષાને અયોગ્ય કહેવી, એના જેવું બીજું ઘોર પાપ કયું છે? જે વયને અનંત જ્ઞાનીઓએ યોગ્ય કહી તે વયને અયોગ્ય કહેવી, એના જેવી કુટીલ મનોવૃત્તિ બીજી કયી છે? જે વય ગુણોના આરોપણ માટે અતિશય યોગ્ય છે, તે વયને દીક્ષા

જેવી ગુણમય વસ્તુને માટે અયોગ્ય કહેવી, એ બુદ્ધિનું સર્વથા દેવાળું કાઢવા જેવી વાત છે. દુનિયાની કળાઓ માટે પણ દુનિયાએ બાળવય જ પસંદ કરી છે: સંગીત પણ સામાન્ય રીતે બાલ્યકાળમાં શીખવાય છે: નાટકના ઍકટરો પણ તેની તાલીમ બાલ્યકાળથી લે છે: નૃત્યકળા વિગેરે વિગેરે અને બીજી પણ દુનિયાની પેટ ભરવાની વિદ્યા માટે પણ બાલ્યકાળ યોગ્ય મનાય છે: તો પછી આ આત્માની મુક્તિ કરાવનારી દીક્ષા બાલકાળમાં થાય, તેની સામે વિરોધ કરવો એ ભયંકર પાપ અને એવા ઠરાવો કરનારા પાપી તરીકે ઓળખાય, એમાં આશ્ચર્ય શું છે? ભયંકર પાપકર્મ આચરવા તૈયાર થયેલા પાપાત્માઓની બુદ્ધિ બહેર મારી ગઇ છે અને એથી જ તેઓને એ ભાન નથી કે–ધર્મના સામ્રાજ્યમાં, ધર્મને આડખીલી કરનારા કાયદાઓ ન જ હોય. વિચારો કે–જોસભેર પૂર આવતું હોય ત્યાં બચવા માટે સ્ટીમરમાં બેસવા માટે, માબાપને પૂછવાનો કે બીજાઓ સમક્ષ જાહેર કરવાનો કાયદો હોય? પોલીસને સરકારે જો કે મર્યાદિત સત્તા આપી છે, છતાં એની જાત પર આવે ત્યારે સરકારે એને કેટલી બધી છૂટ આપી છે? જો એવી છૂટ ન હોય તો મરવા જાય કોણ? પ્રાયઃ કોઇ નહિ? વિશ્વાસપાત્ર તથા જોખમદારીવાળો મુનિમ જો કે–શેઠને પૂછ્યા વિનાને વેપારનું કામ ન કરે, પણ શેઠે એક માલ લેવા મોકલ્યો, મુનિમ બજારમાં ગયો અને એ માલ કરતાં બીજા માલના સોદામાં લાભ વધારે દેખે છે અને તક એવી છે કે–એ ભાવે માલ એ જ ઘડીએ મળે, ત્યારે મુનિમ શેઠને પૂછવા જાય તો એને શેઠ એવકૂફ જ કહે ને?

*

કહેવાય છે કે–એક શહેરમાં બે શેઠના બે મુનિમ શાક લેવા ગયા હતા. એક નવું શાક માત્ર શેર જ આવેલું. એ લેવાની રસાકસી ચાલી. ભાવોની ઉછામણી થઈ. ઘણી મોટી કિંમતે એક મુનિમે એ

શાક પોતાના શેઠનો 'નાક' રાખવા ખાતર લીધું અને શાકના માલીકને પોતાના ગળામાંથી કંઠી કાઢી આપી. પેલો મુનિમ તો કામે વળગ્યો અને કાંઈ વાત શેઠને કરી નહિ. પણ એ વાત શેઠને કાને ન આવે? શેઠ પોતાની 'નાક' રાખવા બદલ મુનિમ ઉપર પ્રસન્ન થયો. સાંજે જ્યારે શાકના ખરચ ખાતે મુનિમે પૈસા લખેલા ન જોયા, ત્યારે તે માટે શેઠે પૂછ્યું. મુનિમ તો ગભરાયો, પણ શેઠે કહ્યું કે–'ગાંડા! હું કાંઈ બેકદર નથી. હું તો તને ધન્યવાદ આપું છું. મને ખબર છે કે—તેં તારી કંઠી આપીને પણ મારી 'નાક' રાખી છે, માટે લે આ શાકની કંઠી અને ઉપરથી ઇનામ!' આવા અવસરે પૂછવાનું હોય? ઝવેરીનો દીકરો કીમતી હીરો જૂએ અને સસ્તે મળતો હોવા છતાં જો એ હીરાને ખરીદ કરે નહિ, ખરીદ્યા વિના ઘેર આવે તો બાપા બેવકૂફ કહે અને કહે કે–'તારા બાપ કેઇ હોય કે જે તું પૂછીને પાછો જા એટલામાં તો એ હીરો ઉપાડી જાય.' ઝવેરીનો દીકરો હીરો જોઇને દોષપાત્ર બનીને પણ ઉપાડી લે એમાં વાંધો નહિ, તો શ્રાવકનો દીકરો ઉપાશ્રયે આવે અને એને મન થાય અને વૈરાગ્યથી સાધુ બની જાય એમાં હરકત શી? દીક્ષા આપનાર છ કાયના રક્ષક છે, જ્યાં દયાના ફુવારા ઉડે છે એવું સ્થાન છે, ત્યાં અટકાયતના ઠરાવ કેવા અને મહિનાઓ પૂર્વે જાહેરાતો શી તથા શેઠને પૂછવાનું શું? જે શેઠને પૂછવાનું તે શેઠ કેટલી ચોપડી ભણેલા? જેનો વેપાર ચાલે નહિ, જેના હાંલ્લામાં ખાવાનું ન હોય, શાસ્ત્રના જ્ઞાનમાં જેને મીંડું હોય, સામાયિક કે નવકારનો સામાન્ય અર્થ પણ જેને માલૂમ ન હોય, સમ્યક્ત્વ, શ્રાવકપણું, સાધુપણું શું?–એની તો જેને એક લેશ પણ ખબર ન હોય, તેવા શેઠની પરવાનગી વિરાગીએ લેવાની? એવાઓ વળી વૈરાગ્યનો અર્થ શો કહે છે, એ ખબર છે? એ પણ જાણવા જેવો છે. તેવાઓ કહે છે કે–'બાયડી પરણ્યા વિના બ્રહ્મચર્યની ભાવના કેમ થાય?' સ્ત્રીને ભોગવ્યા વિના વૈરાગ્ય આવે જ નહિ, એવો તો એ લોકોનો અભિપ્રાય! કહો હવે, એવાઓની

પરીક્ષામાં વિરાગી પાસ થાય? ડોબા પરીક્ષા લે ત્યાં પાસ કોણ થાય? ગમે તેવો હુંશીયાર વિદ્યાર્થી પણ, ડફોળ પરીક્ષક પાસે પાસ ન જ થાય. પેલો ઉંચામાં ઉંચા પૉઇન્ટ પર બોલે, ત્યારે પેલો મૂર્ખો એને બકવાદ કે સન્નિપાત માને. જેને જીવવિચાર ન આવડે, જે નવ તત્ત્વ ન જાણે, જેને પડિક્કમણું પણ ન આવડે અને સામાયિક કે નવકારના અર્થ ન આવડે, એવાઓ દીક્ષાના ઉમેદવારની પરીક્ષા કરે? આ જૈનશાસન જેવા મહાજ્ઞાનીના શાસનમાં, આવા બેવકૂફ વાદ ન ચાલે. શાહુકારની પેઢી ઉપર મદિરાપાનીને ન જ બેસાડાય. મદિરા પીતા હોય તે પણ ઘેર ગમે તેમ કરે, પણ દુકાનના ઓટલે તો ન જ પીએ ને? એ રીતે મોહાંધોને દીક્ષા ન ગમે તો ઘરમાં ગમે તેમ નાચે, પણ સંઘની મીટીંગમાં એવા મોહના ચાળા ન જ હોય. દીક્ષા વિરૂદ્ધ ઠરાવો, એ મદોન્મત્ત મોહમદીરાપાનીઓની ઘેલછા છે. ગૃહસ્થ સંઘ તે, કે જે ભેગો મળે ત્યારે મોહમદિરાને બાજૂ મૂકીને આવે. પોતે મોહમગ્ન તો છે, મોહમાં મરી રહેલ તો પોતાને માને છે, પણ જ્યારે પ્રભુશાસનની કાર્યવાહી હાથ ધરે, ત્યારે તો મોહની બાજી બેઘડી દૂર મૂકેને? પોતાથી મમતા ન છૂટે, પોતાથી જ્ઞાનીની આજ્ઞાનું પાલન ન થાય, તો જે પાલન કરવા તૈયાર થાય એની સેવાનો લ્હાવો લે: એમાં જ તે પોતાનું કલ્યાણ સમજે. એને બદલે દેશકાલને નામે ઉન્માર્ગ સેવવા, એ પાપચારિતા નહિ તો બીજું શું છે? શાસ્ત્ર કહે છે કે-જ્યાં બહુ અધર્મી થાય ત્યાં—તે ગામ પણ છોડી દેવું. મુનિઓ પણ કોઈ ગામ ઉપર મુંડાયા નથી. એ મહાત્માઓ માટે તો ખાસ કોઇ ગામ કે નગર નથી, તેમ ખાસ કોઈ જાતિ પણ નથી: એટલે તે મહર્ષિઓએ તો, પોતાનું સંયમ જ્યાં સધાય અને પ્રચારાય ત્યાં જવું અને રહેવું. પોતાની તારક વસ્તુ ખૂબ બીજાને દેવાય ત્યાં એ જાય. જ્યારે લુંટારા બહુ વધી પડે, ત્યારે શાહુકારો પણ નગર છોડે છે, તો ધર્મીએ એવા અધર્મીનો સંગ તથા શેકહૅન્ડ છોડવામાં શરમ શી?

( પ્રશ્નકાર૦ ધર્મગુરૂને જેમ ધર્મનો ઉપદેશ દેવાનો અધિકાર છે, તેમ ચોરને ચોરીનો અને વ્યભિચારીને વ્યભિચારનો, ઉપદેશ દેવાનો અધિકાર નથી ? )

એવો અધિકાર બજાવવા જે નીકળે, તેને તો સમાજ પણ ફીટકારે અને રાજ્ય પણ દંડે ! અને એ જ કારણે પાપાત્માઓ પોતાનાં તે પાપોનો ખૂલ્લી રીતિએ ઉપદેશ નથી આપી શકતા, પણ આજે એવા દંભી પાપાત્માઓ પાક્યા છે, કે જેઓ વ્યભિચાર તથા ચોરીના દોષ ઉપર પટ ચઢાવીને તેનો ઉપદેશ આપી રહ્યા છે : તેઓની જ સામે આપણો આ પોકાર છે. વ્યભિચાર તથા ચોરીનો ખૂલ્લો ઉપદેશ દેવાય એવી દુનિયા નથી એમ જોયું, માટે દુનિયાને એવી બનાવવા માટેના આજના નાદાનોના પ્રયત્નો છે, એમ સહેજે સમજી શકાય તેમ છે. પૉલીસીથી આજે વિધવાવિવાહની દેશના દેવાય છે : દેશના હોં ! ગભરાતા નહિ, કારણ કે–આ વીસમી સદી છે !

## વિચિત્ર દલીલ અને વિચિત્ર દયા !

જે સાધુઓએ આજે, માનપાન ખાતર જમાનાવાદીઓ સાથે ભળી જઈને, પ્રભુનાં આગમોને અને આગમોની આજ્ઞાને મૂકી છે, તે સાધુઓ અને એકાંત પુદ્દગલાનંદી ગૃહસ્થો, જ્યારે વિધવાવિવાહની વાતો કરે છે, ત્યારે પહેલી વાત તો એ કરે છે કે–' જૈન વસ્તી ઘટતી જાય છે, અને સમાજમાં વિધવા તથા વાંઢા ઘણા છે : એમને જો યોજવામાં આવે અને અકેકે જોડું ઓછામાં ઓછું એક બાળક પેદા કરે, તો પણ વસ્તી વધે.' શાંતિપૂર્વક ઠંડે કલેજે આવી દેશના દેવાય છે, આવાં ભાષણો અપાય છે, આવા લેખો લખાય છે, પણ આવાં ભાષણો અને લખાણો વાંચીને, પવિત્ર વિધવાઓ તો એમને ફીટકારે છે. જેમના નામે એ વાતો કરે છે, તે પવિત્ર વિધવાઓ તો એમના લમણામાં મારે છે. છતાંય વિધવાના દુઃખની આ પરમા-

ર્થીઓ દયા ખાય છે. ખરેખર, સંસારમોચાક જેવી એમની દયા છે. કોઇ રોગી અગર દુઃખી જીવ, પોતાના પાપોદયે બહુ રીબાતો હોય, એને ગળું દાબીને મારી નાખવો, એ સંસારમોચકની દયા છે ! એ રીતે અહિં પણ આ દયાળુઓ, એવી દયા ચિંતવે છે કે–' આ બિચારી વિષયથી પીડાય છે, તો હવે વિષયની સામગ્રી આપો. ' આ રીતે વ્યભિચારના ઉપદેશો અપાય છે. બોલે ત્યારે તો આંખમાં આંસુ લાવે હોં ! બોલનાર કહે છે કે–' હાય ! વિધવાનાં દુઃખ જોયાં જતાં નથી. ' પણ એમના ઘરની વિધવાઓ ભૂખે મરે છે, એમની તો એ પાપાત્મઓ ખબર પણ લેતા નથી ! એ બની બેઠેલા દયાળુઓના ઘરની વિધવાઓ ભૂખે મરે છે અને એ ઢોંગી પરગજુઓ રાતના બાર વાગે હૉટલમાં શીખંડ, પૂરી અને પતરવેલીવાં ઉડાવે છે તથા મ્હોટી સીગારેટો સળગાવે છે ! !

( સભા૦ અને તે છતાંય સમાજને દોરવાનો દાવો કરે છે. )

ખરેખર, તેઓ સમાજને દોરતા નથી, પણ ખાડીમાં જ ફેંકે છે. આવા વખતે હિતૈષીઓ તરફથી જો કરડું પણ હિતકર ન બોલાય, તો ભવિષ્ય ભયંકર જ આવે. ખોટી શાંતિ અને સમતાને તો ઘોળીને પી જવી જોઇએ. સાચાં બ્યૂગલો ફૂંકાય, તો ચેપી રોગ વચ્ચે રૂકે. વિધવાવિવાહનો પ્રશ્ન એ વ્યભિચાર જ છે : અને વિધવા-વિવાહનો પ્રશ્ન, એ એક પ્રકારના વ્યભિચારરૂપ હોવાથી જ, એવી વાતો કરનારાઓની વિધવા માતાઓ અને બેનો પણ શરમાય છે. કારણ કે–આ તો પાપત્માઓ છે, પણ તેમની માતાઓ અને ભગિનીઓ કંઇ ધર્મહીન નથી. કારણ કે–જેઓમાં જૈનકુલના સંસ્કાર ટકેલા હોય, સુસાધ્વીના પરિચયમાં નિરંતર રહેવાનું હોય અને જેઓ નિત્ય જિનપૂજન, સામાયિકાદિ ક્રિયાઓનું સેવન તથા નિત્ય પરમત્યાગી-ઓનાં વ્યાખ્યાનોનું શ્રવણ કરતાં હોય, તેઓને આવા વિચારો ખટકે જ. પણ પાપ વિચારો જો કાયમી રીતિએ ફેલાયા કરે, તો

પરિણામ એ જ આવે કે–અસતીપણાની સૂગ ઉડી જાય! ઉચ્ચ કુલોની મર્યાદા એ છે કે—પરપુરૂષનો હસ્તસ્પર્શ પણ ન કરાય, ત્યારે આજ તો શેકહૅંડનો શોખ જન્મ્યો! એ ખરેખર ભયંકર નાશની જ નિશાની છે. શ્રી જૈન–શાસનને પામેલા આત્માઓની દશા જ જૂદી હોવી જોઇએ અને એ સમજવા માટે, મહાસતી સીતાદેવીનો એક પ્રસંગ ખાસ યાદ કરવા જેવો છે.

*

## શ્રી રામાયણનો એક પ્રસંગ—

શ્રી રામચંદ્રજીની આજ્ઞાથી, શ્રી સીતાદેવીની શોધ માટે ગયેલા શ્રી હનુમાનજીએ, શ્રી સીતાદેવીને વિનવ્યું કે—

" त्वामपि स्कंधमारोप्य, स्वामिनि ! स्वामिनोऽन्तिके ।
नयामि परिभूयैनं, ससैन्यमपि रावणम् ॥ १ ॥"

*

'હે સ્વામિનિ! જો આપની આજ્ઞા હોય તો, સેનાવાળા પણ રાવણને હરાવી, આપને મારા સ્કંધ ઉપર સ્થાપન કરીને, સ્વામિ શ્રી રામચંદ્રજી પાસે લઇ જાઉં.'

*

આ વિનંતિના ઉત્તરમાં શ્રીમતી સીતાદેવી ફરમાવે છે કે—

" त्वयि संभाव्यते सर्वं, पदातौ रामशार्ङ्गिणोः ।
परन्तु परपुंस्पर्शो, न मेऽर्हति मनागपि ॥ २ ॥"

*

'શ્રી રામચંદ્રજી અને લક્ષ્મણના પદાતિ એવા તારે વિષે સર્વ

સંભવિત છે, એટલે કે–તૂં સર્વ કાંઇ કરી શકે તેમ છે : પરંતુ મારે માટે પરપુરૂષનો સ્પર્શ સહજ પણ યોગ્ય નથી.'

*

વિચારો, કયી જાતિની મર્યાદા છે? જ્યારે મહાસતીઓ પણ આવી મર્યાદા ન્હોતી ચૂકતી, તો સતીપણાની પૂજારી અન્ય સ્ત્રીઓએ કેવી અને કેટલી મર્યાદા સાચવવી જોઈએ? એને બદલે વર્ત્તમાન સમયમાં જે ભયંકર મર્યાદાભંગ થઇ રહ્યો છે, તે નાશની નિશાની નથી, એમ કયો વિચક્ષણ અને વિવેકી આત્મા કહી શકશે? જે પાપાત્માઓ, ઉત્તમ જાતિની મર્યાદાનો લોપ કરવાનો ઉપદેશ કરે છે, તેઓ ખરે જ સતીપણાના વિરોધિઓ જ છે : ભલે પછી તેઓ દુનિયામાં 'મહાત્મા' તરીકે કે 'મહાપુરૂષ' તરીકે પૂજાતા હોય! ખરી વાત તો એ છે કે–એવા પાપાત્માઓ 'મહાત્મા' આદિ તરીકે ત્યારે જ પૂજાય છે, કે જ્યારે અનેક પ્રકારનો નાશ થવા સરજાયો હોય!! અન્યથા જે પાપાત્માઓ, અનાર્યદેશના અનાચારોને આર્યદેશમાં પ્રચારવા માગતા હોય, તેઓની મહત્તા આર્ય દેશમાં કદી જ ન થાય!!! ધર્મની આવશ્યક મર્યાદાઓનું પાલન કરવાને જેઓ નથી ઇચ્છતા, તેઓ ખરે જ વિશ્વમાં ભયંકર નિવડે છે : એ જ કારણે પૂર્વ કાલના સમર્થ આત્માઓએ પણ, ધર્મની રક્ષા માટે આવશ્યક મનાયેલી મર્યાદાઓનો ભંગ નથી કર્યો. જેમ મહાસતી શ્રી સીતાદેવીએ હનુમાનજી આગળ સતીપણાની મર્યાદાનો ખ્યાલ આપ્યો, તેમ શ્રી લક્ષ્મણજી જેવાએ પણ પોતાના સંયમધર્મને ટકાવી રાખવા માટેની જે મર્યાદા, તેનો ખ્યાલ પત્નિની શોધ માટે ફરતા શ્રી રામચંદ્રજીએ–'આ કંકણ સીતાનું ખરૂં કે નહિ?'–એવી જાતિના કરેલા પ્રશ્નનો ઉત્તર આપતાં કરાવ્યાનું કહેવાય છે. પોતાના વડીલ બંધુ તરફથી પૂછાએલા એ પ્રશ્નના ઉત્તરમાં, શ્રી લક્ષ્મણજીએ એમ કહેલું તદ્દન જ સ્પષ્ટ છે કે–

" कंकणे नाभिजानामि, नाभिजानामि कुंडले ।
नुपूर एव जानामि, नित्यं पादाभिवंदनात् ॥१॥"

*

'હે પૂજ્ય બંધો ! હું તો શ્રી સીતાદેવીનાં કંકણોય નથી જાણતો અને કુંડલોને ય નથી જાણતો : માત્ર હમેશાં તે દેવીનાં ચરણોમાં નમસ્કાર કરતો હોવાથી, કેવળ નુપૂરો–ઝાંઝરોને જાણું છું.'

*

આ જાતિની મર્યાદા જ્યારે પરમ સમર્થ આત્માઓ સાચવતા, તો આજના પામરો માટે કેવી અને કેટલી મજબૂત મર્યાદાઓ હોવી જોઈએ એ વિચારો : પણ આ બધી જાતિનો વિચાર કર્યા વિના, જેઓ આજે ઢંગ વિનાની તેમ જ પરિણામે નાશ કરનારી દયાની વાતો કરી, 'સ્ત્રીસ્વાતંત્ર્ય' અને 'વિધવાવિવાહ'ની જ વાતો કરે છે, તેઓ ખરે જ આર્યદેશમાં વગર કારણે, અનાચારોનું ભયંકર પાપ પ્રચારકાર્ય કરી રહ્યા છે. શાણા, સજ્જન અને ધર્મરસિક આત્માઓએ તો, આવા પાપાત્માઓની છાયાથી પણ અલગ રહેવા જેવું છે. વસ્તી વધારવા માટે પાપ આચરવાની સલાહ, એ જ નિર્ઘૃણતા ભરેલી ક્રૂરતા છે, અને 'દયા' તથા 'સ્ત્રીસ્વાતંત્ર્ય'ના નામે 'વિધવાવિવાહ' વિગેરેની જે વાતો અને ઉપદેશો થાય છે, એ ઇરાદાપૂર્વક ધર્મનો નાશ કરવાના જ વ્યવસ્થિત પ્રયત્નો છે. આથી એવી વાતો કે ઉપદેશોથી ન અંજાવું, એ જ હિતાવહ છે.

## શાસનને બરબાદ કરવા ઇચ્છનારાઓ કેવા છે ?

**(સભામાંથી૦** જેઓ પોતાનાં ચાર ઘર સાચવવાની તેવડ પણ ધરાવતા નથી, તેઓ પણ આવી વાતો કરે છે!)

એવી તેવડ નહિ ધરાવનારાઓ જ, પ્રભુની આજ્ઞામાં સારૂંનરસું જોવા આવે છે : એ નામવરો એમનું સાચવે તોયે ઘણું છે. એમને

શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાઓ ભાગવી છે, અને એ જ માટે તેઓ સાધુપુરૂષોને ભાંડે છે, જોરશોરથી સાધુનિંદાનો પ્રચાર કરે છે, તથા એકે એક જિનાજ્ઞાપાલકને કલંકિત કરવાના કૂટ પ્રયત્નો કરે છે: અને એવા પ્રયત્નો કરનારાઓના ગુપ્ત આગેવાને-'મોટા મોટા પદવીધરોમાં પણ ગોટાળો છે.'-આવા આશયનું પણ લખી નાખ્યું છે ! જો કે તેઓના પાપાચારે એવાઓનું સમાજમાં કશું જ વજન નથી, એટલે એવાઓના બકવાદની કશી કિંમત પણ નથી. એવાઓ પોતાને દીક્ષાના પ્રેમી તરીકે બતાવવા ઈચ્છે છે, પણ એમને દીક્ષા ઉપર પ્રેમ છે જ નહિ, કારણકે, એમણે જોયું કે-' આટલા થોડાજ નાનાઓ બહાર પડયા તો આટલી પતર ખાંડે છે, તો સો જણા બહાર પડે તો શું થાય ?' અને વાત પણ ખરી જ છે કે-બધે જ જો સમર્થ અને સાચા ઉપદેશકો હોય, તો આ કંગાલોની તાકાત નથી કે-દીક્ષા માટે છાપામાં એલફેલ લખે કે ભાષણમાં લવે ! આપણું બોલેલું એળે જાય છે એમ માનતા જ નહિ: આપણા બોલો અને આપણું પ્રચારકાર્ય એમને ડંખે છે તથા એથી એમને મળતી નિષ્ફલતાઓના કારણે, તેઓ હૃદયમાં બળીને ખાખ થાય છે અને એ બળતરાની જ્વાળાઓ જ, એમના હસ્તકના છાપામાં બહાર આવે છે ! જે છાપું એક સમયે પોતાની ધર્મસેવા માટે ધર્મિસમાજમાં મગરૂર હતું, તે છાપું આજે ધર્મિસમાજમાં હડધૂત થાય છે, એનું કારણ જ એ છે કે-તે છાપું આજે પાપીઓ અને પાપીઓના આગેવાનનું હથીયાર બન્યું છે અને એથી ધર્મનો પ્રકાશ કરનારૂં છાપું, આજે છૂટથી અધર્મનો પ્રકાશ કરી રહ્યું છે. ખરેખર, એ એ છાપાનો આગેવાન ગણાતો લેખક, ભાનભૂલી દશામાં આવી જેમ ફાવે તેમ લખ્યે જ જાય છે. પ્રભુશાસનમાં ચુસ્ત રહીને જે મહાપુરૂષો પ્રભુશાસનના સત્યનો પ્રકાશ કર્યે જાય છે, તે મહાપુરૂષોને તે પામર-' સ્થિતિચુસ્તોએ આવી મૂર્ખાઇ ન કરવી જોઇયે.'-આવી સલાહ આપવાની ધૃષ્ટતા સેવે છે. એ પામરની એ ધૃષ્ટતા ખરે જ

'ગાંડી સાસરે જાય નહિ અને ડાહીને શીખામણ દેવા આવે'–આ લોકોક્તિને ચરિતાર્થ કરે છે. એ પામર આત્માઓને દીક્ષા લેવી નથી અને લેતા હોય તેઓને અટકાવવાના કાયદા કરાવવા છે, અર્થાત્–ધર્મનું નામોનિશાન તેમને રાખવું નથી, કારણકે–ધર્મ એમની એકે એક પાપવૃત્તિનો અને પાપપ્રવૃત્તિનો વિરોધ કરે છે: એ માટે જ તેઓની આ બધી ધમાલ છે: પણ તેઓની સઘળી પાપ કાર્યવાહીને મૂળથી છે તે રૂપમાં જણાવી, એમાં ફસાતી જનતાને બચાવી લેવી પડશે. ખેતરમાં બીડ થાય છે તે ભયંકર હોય છે: તે ઢોરને પણ ખાવાના કામમાં ન લાગે: એ કાઢી નાખવું જ જોઇએ. તેમ જૈન સમાજમાં પણ આવું બીડ પાકયું છે. એ બીડમાં એવા છંટકાવની જરૂર છે કે–એ વળગેલું આપોઆપ સાફ થઇ જાય. એમ કરવામાં તેઓ ગાળો દેવાના, અને અનેક જાતિની દોડધામ તો એ કરવાના જ, પણ તેમાં તો આપણે શાન્તિ જ રાખવાની: કારણ કે—આપણો ઇરાદો તો એમના પણ ભલાનો જ છે અને બીજા ભદ્રિક આત્માઓને એમના ફંદામાં ફસતા બચાવવાનો છે. આ માટે કોઇ એકે જ બોલવું એમ નથી, પણ એકે એક પ્રભુશાસનના સેવકે આ પાપવૃત્તિની સામે અડગ રીતે ઉભા રહેવાનું છે: તમારે પણ શાસનના સેવક તરીકે એવો પ્રચાર કરવો જોઇયે. માળામાં, શેરીમાં, ઘરમાં, એમ સર્વત્ર પ્રચાર કરો. દિવસો જતાં જરૂર વાતાવરણ ફરશે. અધર્મીની દોડ કેટલી ? બુમો પાડે એટલું એ જ ! દેવાળીયો બૂમ પાડે ગમે તેટલી, પણ કરી શકે કાંઇ નહિ! વધુમાં એ પાપજનક કાર્યોને સાચા સાક્ષરોનો ટેકો નથી, અને પ્રામાણિક સાધુઓનો કે સજ્જનોનોય ટેકો નથી. જો કે કેટલાક માનલાલસામાં પોતાપણાને પણ ભૂલી ગયેલા સાધુઓનો ટેકો છે, પરન્તુ તે પણ પાછલા જ હાથે ! એમની પાસે તમે જાઓ તો એ પણ મધ્યસ્થ બની જાય, અને 'ૐ શાંતિ'ની વાતો કરે: અને પેલા જાય ત્યારે ધપાવ્યે રાખવાનું કહે અને પાછા કહે કે–'ગાંડાઘેલા તોયે આપણા !' ચોરને નાસવાનું કહેનારા

અને ધણીને ધા, એમ કહેનારા આ છે. અત્યારે સમાજની આ દશા છે. ઉઠાઉગીરોના પાછલા હાથના ટેકાથી અજ્ઞાનીઓ વધુ ઉન્માર્ગગામી બન્યા છે અને એમના ભલા માટે જ આપણો આ પ્રયત્ન છે. અને એ જ માટે એમને પણ એમની આંખ ઉઘાડવાની ચેતવણી આપીએ છીએ. આજે 'ક્રાન્તિ'ના નામે અને કલ્પિત કથાઓના નામે, કેટલાકો તદ્દન તર્કટી, બનાવટી, જૂઠ્ઠી અને જોડી કાઢેલી વાતો લખી રહ્યા છે: કારણ કે—આજના એ પાપાત્માઓને ધર્મ કે ધર્મગુરૂઓની નિંદા માટે પણ, સાચી વાત કે વસ્તુ મળી શકતી નથી: અને એથી તેઓ સમાજમાં વજનહીન બન્યા છતાં પણ, પોતાની જાતને સારી બતાવવા માટે અને પાપોને છૂપાવવા માટે, આવી ખોટી ખોટી અને કલ્પિત તેમજ પાપપ્રચારક પ્રવૃત્તિઓ આદરી રહ્યા છે. જેઓ ધર્મની નિંદા કરનારાઓને તથા મુસ્લીમને શરણે જનારને અને પોતાનાં પાપ છૂપાવવા માટે અનેક જાતિની પાપપ્રવૃત્તિઓ આદરનારાઓને જાણીબુજીને માને, વધાવે કે પૂજે, તેઓ પણ પાપાત્માઓ જ બને છે. આવાઓ આજે શાસનને બરબાદ કરવા ઇચ્છે છે, પરન્તુ તે હૈયાવિનાનાઓએ સમજી જ રાખવું જોઈએ છે કે—પ્રભુ-શાસન તો, અનેક સુવિહિત સૂરિપુંરદરોના અને શાસનસેવકોના સુપ્રત્યનોથી, પાંચમા આરાના અંત સુધી અવિચ્છિન્નપણે ચાલ્યા જ કરવાનું છે: માત્ર એ ઘોર પાપપ્રવૃત્તિથી કેવલ તમારી પોતાની જ બરબાદી થવાની છે.

છઠ્ઠું વ્યાખ્યાન સમાપ્ત.

## વ્યાખ્યાન ૭ મું.

**ચૈત્ર - શુકલા ચતુર્દશી : વીર સં.-૨૪૫૬.**
**તારીખ-૧૨ : ઍપ્રીલ : સને ૧૯૩૦ : શનિ.**

### <u>શ્રીમતી મયણાસુંદરીનું અનુકરણીય જીવન :</u>

°₀°

### <u>એક એક પ્રસંગ એટલે એક એક બોધપાઠ!</u>

આપણે જોઇ ગયા કે-શ્રીમતી મયણાસુંદરીએ, શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંતની સ્પષ્ટવાદિતા ખાતર-માતાપિતા, સ્વજનપરિવાર, સુખસામગ્રી અને ઋદ્ધિસિદ્ધિ વિગેરેનો પરિત્યાગ કર્યો, તેમ જ કોઢીયા પતિનો પણ સ્વીકાર કર્યો. શ્રીમતી મદનાસુન્દરીની આ ધર્મપ્રવૃત્તિને જોઈને, અજ્ઞાન લોકોમાંથી કોઇ શ્રીમતી મદનાસુંદરીની, કોઇ એની માતાની, કોઇ એના પિતાની, કોઇ એના ઉપાધ્યાયની, તો કોઇ જૈનધર્મની પણ નિન્દા કરવા લાગ્યાં. આટલું આટલું થવા છતાં પણ, શ્રી જિનેશ્વરદેવના સમયધર્મને ઓળખી, શ્રીમતી મદનાસુંદરી જરાપણ ચલવિચલ થતી નથી. પરમ ઉપકારી માતા નિન્દાય છે, સુન્દર તત્ત્વના પાઠકને લોકો ગાળો ભાંડે છે, પોતાને પણ ઘણાઓ ઉદ્ધત અને પિતૃભકિત વગરની કહે છે, અને ખૂદ પ્રભુધર્મ કે જે ધર્મના યોગેજ શ્રીમતી મયણાસુન્દરી આ પરમ તત્ત્વને પામી શકી છે, તે ધર્મને પણ લોકો ભાંડે છે, છતાં શ્રીમતી મયણાસુન્દરીના એક રોમમાં પણ એ વિચાર નથી આવતો કે-"આ લોકો મારી, મારી માતાની, મારા પાઠકની, ને મારા ધર્મની નિન્દા કરે છે, શાસનની હીલના થાય છે અને લોકો અધર્મ પામે છે, માટે હું આ કાર્ય ન કરૂં!" પરન્તુ આ વિચાર આવેજ ક્યાંથી? કારણ કે-એ તો જાણે છે કે-'લોકના મ્હોંઢે લગામ ન હોય.' જો

આવે પ્રસંગે–' લોકો અધર્મ પામે છે '–એમ માની લઈને ધર્મથી ધર્મી પાછો હઠે, તો એ લોક એથી પણ વધારે અધર્મ પામે : અને જો ધર્મી મક્કમ જ રહે, તો આખર એનો એ લોક, પુનરપિ ધર્મ ને ધર્મીની પ્રશંસા કરવા માંડે. કોઇ પણ સત્કૃત્યનું માપ, ગાંડા લોકોના બોલવા ઉપરથી ન જ કઢાય. લોકનો સ્વભાવ જ એવો કે–ઘડીમાં કાંઈ બોલે ને ઘડીમાં કાંઇ : એ તો ઉગતા સૂર્યને પૂજે : એને ચમત્કારને નમસ્કાર કરવાનો ! આ શાસન લોકોત્તર છે અને એ શાસનમાં સેવક તરીકે આવવા ઇચ્છનારે પણ, અજ્ઞાન લોકની પરવા વિના લોકોત્તર ધર્મ આદરતાં શીખવું પડશે. ધર્મીઓએ આવા પ્રસંગોથી શીખવું જોઇએ કે–લોકોની નિન્દાથી, ગાળોથી કે સ્વજનપરિવારની ખફા દૃષ્ટિથી જરા પણ ન મુંઝાતાં, ધર્મકાર્યમાં વધુ દૃઢ બનવું. શ્રીમતી મદનાસુન્દરી આવા કફોડા સંજોગ વચ્ચે પણ, જરાય નમતું મૂકવાની ભાવના નથી કરતી, કારણ કે, એ જાણે છે કે–જેટલું ઢીલું મૂક્યું એટલું ગયું જ ! અને તેથી જ એ બધા જ વિરોધોને હસતે મુખડે વધાવી લઇને, એ પરમ વિદૂષી શ્રીમતી મદનાસુંદરી, પોતાના કોઢીયા પતિની સાથે ચાલી નીકળી : એક રાજકુમારી પરણે ત્યારે શી રીતે જાય અને આ શી રીતે જાય છે ? સાથે યુવાન પતિ હોય, પોતે સંસારોપભોગોનાં સ્વપ્નાં સેવતી હોય, હજારો લોકો આશિર્વચન ઉચ્ચારતાં હોય, સેંકડો સેવકો સેવામાં ખડે પગે તૈયાર હોય અને ચોમેર સુખસાહ્યબી ને સંપત્તિની છોળો ઉછળતી હોય ! અને અહીં એમાંનું કાંઇ છે ? અરે, પતિ કોઢિયો, બેસવાને ખચ્ચર, ને લોકોના આશિર્વચનને બદલે ગાળો ! તથા મહોત્સવને ઠેકાણે સંતાપજનક વાતાવરણ !! છતાં શ્રીમતી મદનાસુંદરી જરાય ચસકતી નથી : અડગ રહે છે : ત્યારે વિચારો કે–એ સંસારી હોવા છતાં, દીક્ષા ગ્રહણ કરવાને અત્યારે તૈયાર નહિ હોવા છતાંય અને એકલી અસહાય બની ગયેલી હોવા છતાંય, લેશ માત્ર ઢળતી નથી તે પ્રતાપ કોનો ? એની ધર્મભાવના વધારે કે સંસારભાવના ? એને કિંમત ધર્મની કે સંસારનાં

સુખોની ? તમે કહો છો ને કે–'તમે તો મુંડાવીને બેઠા એટલે શી ફીકર ?'–પણ આ તો મુંડાવીને બેઠી નહોતીને ? ઘરબાર ને સંસાર એને હતાં કે નહિ ? એક સિદ્ધાન્તની સ્પષ્ટવાદિતા ખાતર, આ ઓછું સહન કરવાનું હતું ? તમારે તમારી પાઘડીની લાલી ને આબરૂ સાચવવાની હશે અને એને કાંઈ નહિ હોય એમને ? પણ મહાનુભાવ ! એ શ્રાવિકા હતી. પ્રભુના માર્ગને જાણનારી પરમ શ્રાવિકા વિના, સિદ્ધાંતની રક્ષા ખાતર બીજું કોણ કોઢીયા પતિને વરે ? વધુમાં આપણે એ પણ જોઇ ગયા છીએ કે–આ પછી શ્રીમતી મદનાસુન્દરીનો કસોટીનો પ્રસંગ ઉભો થાય છે. ધર્મીયોનાં જીવન જ કસોટીથી ભરેલાં હોય. આબરૂદારને ઘણીવાર ગમે ત્યાંથી લાવીને રૂપીઆ ભરવા પડે, દેવાળીયાને શું ? ડાઘ પડવાની બીક ધોળા કપડાને કે કાળા મેશ જેવા કપડાને ? ચઢતો હોય તેને પડવાની ધાસ્તી, પણ ધૂળમાં આળોટતા હોય તે કયાં પડવાના ? માણસ કાદવમાં પડે તો ધોવાનું હોય, પણ કાદવના જ કીડાને શું ? ધર્મીની તો કસોટી થાય, એને વિપત્તિ આવે, અને તેમ તેમ ધર્મિ વધારે ને વધારે મક્કમ થવા પ્રયત્ન કરે. શ્રીમતી મદનાસુંદરીને એ કુષ્ટિ ઉંબરરાણાએ કહ્યું કે–' હે ભદ્રે ! તું કોઈ અન્ય નરરત્ન પાસે જા, અન્યથા આ તારી કંચન સમી કાયા આ સંસર્ગથી કોઢમયી બનશે. ' આ સાંભળી શ્રીમતી મદનાસુન્દરીને આંસુ આવે છે ને મુખ ફીકકું પડી જાય છે,–એ આપણે જોઇ ગયા. જે શ્રીમતી મદનાસુન્દરી, એક પુરૂષના શૌર્યને પણ હંફાવે એવા શૌર્યથી, આટલી આટલી ને આવી આવી વિપત્તિઓ સહેતી આવી,–અને તે પણ હસતે મુખે,–તે મદનાસુન્દરી, પતિના આટલાજ વચનથી દડદડ આંસુ સારે છે એનું કારણ ? શ્રાવકકુલનો ને પ્રભુધર્મનો ખરો મહિમા જ આ છે. પતિ કોઢીયો મળે, વાહન ખચ્ચરનું મળે અને લોકનો ફિટકાર પમાય, તે તો પૂર્વકર્મનો પ્રતાપ છે એમ માનીને સહાય : પરન્તુ સન્નારીથી શીલધર્મ તો કેમ જ ચૂકાય ? ઉંબરરાણાનું આ વચન શીલધર્મને બાધક હતું, તો

પતિવ્રતા સતીને અશ્રુ કેમ ન આવે ? એ તો પતિના ચરણોમાં માથું મૂકીને જવાબમાં કહે છે કે–'હે સ્વામિન્ ! મને બીજી ગમે તે આજ્ઞા કરો, પણ આવું વચન કૃપા કરી પુનઃ ન કહેશો : આપનું આ વચન મારા મનને દુઃખ દે છે.' વળી એ કહે છે કે–' પ્રથમ તો સ્ત્રીજન્મ જ અશુદ્ધ છે, અને તેમાં પણ શીલવિહીનતા એ તો અતીવ અશુદ્ધતા છે : સ્ત્રીઓનું તો શીલ એજ ભૂષણ–શીલ એજ સર્વસ્વ ! સ્ત્રીઓને શીલજ સર્વ સારરૂપ છે અને સ્ત્રીનું જીવન જ શીલ છે : સ્ત્રીઓ માટે શીલથી અધિક બીજું કાંઇ જ સુન્દર નથી. ' અને શીલધર્મમાં મક્કમ બની ચૂકેલી તે પરમ વિદુષિ શ્રીમતી મદનાસુન્દરી, વધારામાં એમ પણ કહે છે કેઃ—

" ता सामिअ ! आमरणं, मह सरणं तंसि चेव नो अन्नो ।
इअ निच्छियं, वियाणह, अवरं जं होउ तं होइ ॥१७०॥"

*

' હે સ્વામિન્ ! તમે જ એક માત્ર મારૂં શરણ છો, બીજું કોઇ જ નથી : આ આપ બરાબર નિશ્ચિતરૂપે જાણી લો, બાકી જે કાંઇ થતું હોય તે થવા દો !'

*

શ્રીમતી મદનાસુન્દરીના આ શબ્દો શું સૂચવે છે ? આજે શીલધર્મને સંહારનારી વિવિધ પ્રવૃત્તિઓ, આ વીસતી સદીમાં પ્રવર્તી રહી છે : સમાનતાની વાતો વધતી જાય છે : જ્યારે અહીં આવી પરમ વિદૂષી પણ કહે છે કે–' માત્ર સ્વામી એજ શરણ. '–ત્યારે આજે તો પતિની સાથે સમાનતાની વાતો કરી શીલધર્મ ચૂકવાના માર્ગો લેવાય છે. આ મહાસતીનું હૃદય કયું હશે ? કયા સંસ્કાર હશે ? શ્રીમતી મદનાસુન્દરી સ્ત્રીજન્મને જ અશુદ્ધ તરીકે વર્ણવે છે. અને વાત પણ ઠીક છે કે – એ

શરીરથી ધર્મની ઘણી ઘણી પ્રતિકૂળતાઓ રહે છે. શાસ્ત્રે પુરૂષની પ્રધાનતા અમથી નથી કહી. તે વખતે આવી ઉત્તમ ભાવનાઓનાં ઝરણાં વહેતાં. આજે તમારા સંસારની કડવાશ વધી જ પડી છે એનું કારણ? જેમ સ્ત્રીજન્મ જ અશુદ્ધ, પણ તેમાંય શીલહીન સ્ત્રીજીવન મહા અશુદ્ધ, તેજ રીતે સંસાર કડવો તો ખરો, પણ ધર્મની વાસના વગરનો સંસાર તો ઝેરી! એકલું કડવું તો માત્ર મ્હોઢું બગાડે, પણ ઝેર જીવ લે! માટે તમારા સંસારને સુધારવો હોય તો પણ, તમને ઉચ્ચ સંસ્કારો વિના નભવાનું નથી. જે સંસારમાંથી શુદ્ધ સંસ્કારો જાય, તેમાં તો ઝેર જ વ્યાપે. શ્રાવકના કુળમાંથી તો ઉત્તમ સુરોનો મધુર આલાપ જ નીકળે. એના સહવાસથી મિથ્યાદૃષ્ટિને પણ શ્રી જિનેશ્વરદેવના ધર્મની પ્રશંસા કરવાનું મન થઈ જાય. દાન, શીલ, તપ, ભાવ વિગેરે બાબતોની રોજ ચર્ચા ચાલે અને આખુંય કુટુમ્બ એ ચર્ચામાં રસભેર ભાગ લે. શ્રાવકકુળ તો આ સંસારની સપાટી ઉપરનું નન્દનવન બનવું જોઇએ. આજે તો ચોવીસે કલાક વિચારો જ જૂદા: ખરી ધમાલ જ એની છે! જો શ્રાવકકુળમાંથી જોઇતા આચાર–વિચારનો હ્રાસ થવા ન પામ્યો હોત, તો આ દશા ન આવત. ગઈ કાલે શ્રી મહાવીરપ્રભુનું જન્મકલ્યાણક ઘણે સ્થળે ઉજવાયું હશે. એના રિપૉર્ટો બહાર આવશે ત્યારે તમે જોશો કે–ઘણા અજ્ઞાનોએ ત્રણ લોકના નાથને કદરૂપા ચીતર્યા હશે. જે મહાપ્રભુએ મિથ્યામાર્ગનું ઉન્મૂલન કરી, સન્માર્ગનું સ્થાપન કર્યું અને જેઓએ આત્મકલ્યાણને માટેજ માત્ર, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની જ આરાધના કરવાનું ઉપદેશ્યું, તે મહાપ્રભુના જીવનપ્રસંગો લઇને, એને મનફાવતી રીતે ચીતરેલા તમે જોઇ શકશો. આવી સ્થિતિમાં સુસંસ્કાર પમાય શી રીતે? અને પમાય તો તે ટકે પણ શી રીતે? ચોથા આરામાં ધર્મ આરાધવો એ સ્હેલું હતું, પરન્તુ આ પાંચમા આરામાં અને વીસમી સદીમાં તો, એની આરાધના બહુ જ મુશ્કેલ છે! અત્યારે તો ધર્મ કરવો એટલે જાણે બેવકૂફમાં ખપવું!! શાસ્ત્ર પર શ્રદ્ધા

રાખવી એટલે અંધશ્રદ્ધાળુ ગણાવું !!! શાસ્ત્રાનુસાર વર્તન કરવું એટલે ભેડના ટોળામાં ઉંધું જોઈ ચાલનાર ગણાવું !!!! અને જિનપૂજનાદિમાં દ્રવ્ય-વ્યય કરવો એટલે ધનનો ધૂમાડો કર્યો એમ સાંભળવું !!!!! અને આવા આક્ષેપકારો તો તેને જ સારી પ્રવૃત્તિ કહે છે, કે જે પ્રવૃત્તિથી અર્થકામની સંભાવના હોય. પરંતુ એમના એ ધ્યેયનું ખંડન, એકે એક ધર્મવાર્તાથી થાય છે. આ શ્રી શ્રીપાલ ચરિત્ર પણ એમાંની જ એક વાર્તા છે. આમાં ડગલે ને પગલે અર્થ અને કામની ભયંકર પ્રવૃત્તિનું ખંડન છે ને ધર્મપ્રવૃત્તિનું મંડન છે. ટુંકમાં શ્રીમતી મયણાસુન્દરીનું જીવન કેવળ સ્ત્રીઓને માટે જ નહિ, પણ પ્રત્યેક ધર્મીને માટે અનુકરણીય છે અને એ જીવનનો એકે એક જીવનપ્રસંગ બોધપાઠ રૂપ છે.

## પ્રસંગ ૯મો : દૈવી ચમત્કાર અને પ્રભુસ્તુતિ.

હવે ચાલો આગળ. અતિનિશ્ચલા એવી તે શ્રીમતી મદનાસુંદરીના સત્ત્વને નિહાળવાને સૂર્યનારાયણ ઉદયાચલ પર્વતની શિખાને પ્રાપ્ત થયા. આ તરફ શ્રીમતી મદનાસુન્દરીના કથનથી, પ્રભાત કાલે ઉમ્મરરાજ તેણીની સાથે, શ્રી ઋષભદેવસ્વામિના મન્દિરે ગયા. શ્રી આદિનાથ પ્રભુના દર્શનમાત્રથી રોમાંચયુક્ત થયું છે શરીર જેમનું એવાં તે બેઉએ પ્રભુને નમસ્કાર કર્યો અને શ્રી જિનમતમાં નિપુણ એવી શ્રીમતી મદનાસુંદરીએ પ્રભુસ્તુતિ શરૂ કરી. આવા કષ્ટના સમયે પણ તે પરમ શ્રાવિકા પ્રભુદર્શન ચૂકતી નથી : કોઢીઆ પતિને પણ દર્શન કરવાને સાથે લઇ આવે છે : ધર્મીનો સહવાસ સુવાસજ ફેલાવે. 'દુઃખમાં પ્રભુને તે ભજાય ?'–એવી આજના ઘણાને શંકા છે. ઘણા અજ્ઞાનો એમ પણ કહે છે કે–'પીડા પેટની કરે કે પ્રભુનાં દર્શન કરવા જાય ?' પણ આ વિચારો જ દુર્ભાગ્યની નિશાની રૂપ છે. નહિતર દુઃખ વખતે

ધર્મી વધારે ધર્મ કરે, કે જેથી દુષ્કર્મ નિર્જરે. શ્રીમતી મદનાસુન્દરી પ્રભુમૂર્તિને જોઇ રોમાંચ અનુભવે છે. પ્રભુમૂર્તિને જોઇને કોને રોમાંચ થાય? કેટલી ભક્તિ હોય ત્યારે રોમાંચ થાય? 'હું તારી સેવિકા છતાં આ દુઃખ?'—એ વિચાર શ્રીમતી મદનાસુન્દરીને નથી આવતો. એ તો માત્ર સ્તુતિ કરે છે. સાંભળો કે—એ શી સ્તુતિ કરે છે? એ સ્તુતિ કેવી ભાવમય છે? એ કહે છે કેઃ—

" भत्तिभरनमिरसुरिंदवींद—वंदिअपय ! पढमजिणंदचंद !।
चंदुज्जलकेवलकित्तिपूरपूरियभुवणंतर ! वेरिसूर ! ॥ १ ॥

*

सुरुव्व हरिअतिमिर ! देव ! देवासुरखेयरविहिअसेव !।
सेवागयगयमयरायपायपायडियपणामह ! कयपसाय ! ॥२॥

*

सायरसमसमयामयनिवास ! वासवगुरुगोयरगुणविकास !।
कासुज्जलसंजमसीललील ! लीलाइ विहिअमोहावहील ! ॥३॥

*

हीलापरजंतुसुं अकयसाव !, सावयजणजणिअआणंदभाव !।
भावलयअलंकिअ ! रिसहनाह ! नाहत्तणु करि हरि
....दुक्खदाहं ॥ ४ ॥"

*

'ભક્તિના પ્રકર્ષથી નમનશીલ બનેલા એવા, સુરેન્દ્રવૃન્દોથી વન્દિત થયા છે પાદ જેમના એવા, પ્રથમ જિનચન્દ્ર, જેમના ચન્દ્રના જેવા ઉજ્જવલ અને સંપૂર્ણ યશસમૂહથી લોકત્રય પૂરિત થયો છે એવા,

કામ-ક્રોધાદિરૂપ વૈરીઓના જયમાં શૂર, સૂર્યની જેમ અજ્ઞાનરૂપ અન્ધકાર દૂર કર્યો છે જેમણે એવા, સુર અસુર ને ખેચરોએ કરી છે સેવા જેમની એવા, સેવાર્થે આવેલા અહંકારરહિત રાજાઓએ જેમના ચરણોમાં નમસ્કાર કર્યો છે એવા, સેવકો ઉપર કરી છે કૃપા જેમણે એવા, સમતામૃતના સાગર જેવા, બૃહસ્પતિને જ ગમ્ય એવા ગુણવિકાસવાળા, કાસ નામના તૃણની માફક ઉજ્જવલ છે સંયમ ને શીલની ક્રીડા જેમની એવા, એ લીલા માત્રથી જ જેમણે મોહની અવહીલા કરી છે એવા, હીલણા કરવામાં તત્પર એવા જીવોને વિષે પણ નથી કર્યો આક્રોશ જેમણે એવા, શ્રાવકજનોને આનંદ પેદા કરનારા, અને ભામંડળથી શોભતા એવા હે ઋષભદેવ! આપ મને યોગક્ષેમ કરનાર થાઓ અને મારા દુઃખદાહને દૂર કરો!'

*

વળી શ્રીમતી મયણાસુન્દરી સ્તુતિ કરે છે કે:—

" इअ रिसहजिणेसर ! भुवणदिणेसर !,
निजयविजयसिरिपाल ! पहो ! ।
मयणाहिअ ! सामिअ ! सिवगइगामिअ !,
मणह मणोरह पूरीमहो ॥ ५ ॥ "

*

' એવા (ઉપર કહ્યું તેવા) હે શ્રી ઋષભ જિનેશ્વર! હે ભુવન-દિનેશ્વર! હે ત્રણ જગતની વિજયશ્રીના પાલક! હે મદનારિ! હે સ્વામિન્! હે શિવગતિગામિન્! મારા મનના મનોરથો પૂર્ણ કરો!'

*

શ્રીમતી મદનાસુન્દરીની આ સ્તુતિ સમજાય છે? પ્રભુને કેવાં વિશેષણોથી સ્તવ્યા! આ સ્તુતિ બહુ જ અર્થગંભીર ને ભાવમય છે. આવી આપત્તિ વખતે મિથ્યાદષ્ટિ,-ધર્મને નહિ પામેલ આત્મા, કદાચ

ઈશ્વરસ્તુતિ કરે તો પણ તે કેવી કરે ? 'તું સમર્થ છો, કૃપાસિન્ધુ છો, ભક્તનો તારક છો, ને હું તારી ભક્ત છું, માટે મને આ દુઃખમાંથી ઉગાર !'—એમજને ? પણ શ્રીમતી મદનાસુન્દરી એમ કહેતી નથી. પ્રભુ પાસે દુઃખનો જ નાશ ઇચ્છવાનો ન હોય, પણ દુઃખની જડનો જ નાશ ઇચ્છિવાનો હોય. એટલે કે—ત્યાં તો કર્મજન્ય સુખ કિંવા દુઃખ બેઉનો નાશ ઇચ્છાય. '**जयवीयराय**'ના અર્થ યાદ છે ને ? ત્યાં કેમ બીજું ન મૂક્યું ! શ્રીમતી મદનાસુંદરી પ્રભુને કહે છે કે—આન્તર્ વૈરી રૂપ કામ-ક્રોધાદિના જયમાં આપ શૂર છો : અજ્ઞાનાધંકારનો નાશ કરવા માટે આપ સૂર્ય છો : સંયમ ને શીલની ઉજ્જવલ ક્રીડાવાળા છો :' વિગેરે. આવી સ્તુતિ કોણ કરે ? જેને આ વસ્તુનો ખપ હોય તેજ કે બીજો ? આંગણે ભીખ માગવા આવેલો ભીખારી શું બોલે ? ' આપ ઉદાર છો, ધનવાન છો, દાનવીર છો, આપને ત્યાં આવેલો ભીખારી ખાલી હાથે પાછો ન ફરે '—વિગેરેને ? કારણકે, એને એ ધન ને એ ઉદારતાનો ખપ છે. શ્રીમતી મદનાસુન્દરી પણ આન્તરૂવૈરી રૂપ કષાયચતુષ્ટય ( ક્રોધ, માન, માયા ને લોભ)નો નાશ કરવા ઇચ્છે છે, અજ્ઞાનને છોડી સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવા ચાહે છે અને સંયમ તથા શીલની ક્રીડાની પણ તેણી અનુરક્તા છે, અને તેથી જ એ મહાસતી આ વિશેષણોથી પ્રભુસ્તુતિ કરે છે. આવા આશય શિવાય બીજો કોઈ આશય આ સ્તુતિમાં છે ?

(**સભા૦** એમ તો કહે છે ને કે—મારા મનોરથો પૂર્ણ કરો !)

ભાગ્યવાન્ ! એજ સમજવા જેવું છે. આજે જો કથાનકોના કે શબ્દોના દુરૂપયોગ થતા હોય, તો આવી વિચારસરણીના જ પ્રતાપે છે ! તમે એટલોય વિચાર ન કરી શક્યા કે—'શ્રીમતી મદનાસુન્દરી જેવી દૃઢ શ્રાવિકા, પરમ વિદૂષી ને જૈનધર્મમાં નિપુણ નારી, પ્રભુ-સ્તુતિમાં કોઇ તુચ્છ ભાવનાથી એમ ન કહે કે—'મારા મનોરથો પૂર્ણ કરો.' કહો તો ખરા, એણીના મનોરથ ક્યા હોય ? તમને તો એમજ થયું

હશે કે,–શ્રીમતી મદનાસુન્દરીએ એવા મનોરથો કર્યા હશે કે–' ક્યારે આ ઉંબરરાણાનો કુષ્ટરોગ જાય, ક્યારે એ રાજા થાય ને ક્યારે હું રાણી થાઉં !' કેમ એમ જ ને ?

( સભા૦ આવા વખતે કુદરતી જ એવી ઇચ્છા થાય ! )

ના, એવું કાંઇ જ નથી. ધર્મના અજાણને કદાચ એમ થાય, પણ બધાને જ એમ ન થાય. જૈનધર્મીને છાજતા સંસ્કાર શિથિલ થયા, તેની જ આ પંચાત છે. બાકી આવું બધું તો પુણ્યવાનને વણમાગ્યું મળે. સંસારની એવી ઇચ્છાપૂર્વકની પ્રભુસ્તુતિની ગણના પણ મિથ્યાત્વમાં જ થાય એની 'ના' નહિ, પરન્તુ શ્રીમતી મદનાસુન્દરીના એ અભિલાષા જ ન હતી. એમ તો તમે પણ રોજ ને રોજ પ્રભુ પાસે,–ભવથી નિર્વેદ, માર્ગાનુસારિતા, ઇષ્ટ ફલની સિદ્ધિ, લોકવિરૂદ્ધ કાર્યોનો ત્યાગ, ગુરૂજનપૂજા, પરાર્થકરણ, શુભ ગુરૂનો યોગ, ને તારા વચનની ભવે ભવે અખંડ સેવા તેમજ દુ:ખક્ષય, કર્મક્ષય, સમાધિમરણ, ને બોધિલાભ–વિગેરે પણ માગો છો ને ? એક સાચા શ્રાવકના મનોરથ જ આ હોઈ શકે. આનાથી વિરૂદ્ધ મનોરથ, એ જૈનશાસનની બહારના મનોરથ ! પરન્તુ હજુ આ બરાબર જચતું નથી એને લીધે જ આવા પ્રશ્નો ઉઠે છે. બાકી જો એમ જ જચી જાય કે–પ્રભુ પાસે સંસારની પોષક ને વિરાગની શોષક એવી પણ વસ્તુ શ્રાવકથી મગાય જ નહિ, તો આવા પ્રશ્ન ન જ ઉદ્ભવે. શ્રીમતી મદનાસુન્દરી પરમ શ્રાવિકા છે અને સાથે પરમ વિદૂષી છે : એની માગણી બીજી હોય ? ના, એ આનાથી વિરૂદ્ધ બીજું કાંઇ ઇચ્છે જ નહિ અને જો એવી ઇચ્છા ન હોય તો, ગર્ભિતપણે લોકોત્તર મિથ્યાત્વને સૂચવતો તમારો આ પ્રશ્ન જ ટકી શકતો નથી.

× × × ×

આવો. પાછા મૂળ વાત ઉપર. શ્રીમતી મદનાસુન્દરી અતિભક્તિભાવથી પુલકિત થયેલી હોતી છતી સ્તુતિ કરે છે. સ્તુતિ કરવામાં

એ ચિત્તની એકાગ્રતાપૂર્વક લીન થઇ ગઇ છે, એટલામાં તો ભગવન્તના કણ્ઠમાંથી કુસુમમાલા, પ્રભુના હાથમાં રહેલ ફલ સાથે ઉછળી અને શ્રીમતી મદનાસુન્દરીના કહેવાથી ઉમ્બરરાજે તે જ વખતે ફલ ગ્રહણ કર્યું અને આનન્દિત થયું છે મન જેનું એવી શ્રીમતી મદનાસુન્દરીએ પોતે માલા ગ્રહણ કરી. આ પછી વસ્તુસ્વરૂપને જાણનારી શ્રીમતી મદનાસુન્દરી કહે છે કે–'હે સ્વામિન્ ! હવે આપનો દેહવ્યાધિ નાશ પામશે, કારણ કે–પ્રભુકૃપાવાળો આ સંયોગ બન્યો છે.'

( સભા૦ આમ શાથી બન્યું ? પ્રભુમૂર્તિનો એ પ્રભાવ ?)

કાંતો આ કૃત્ય બીજા શાસનદેવનું હોય અને કાંતો અધિષ્ટાયક દેવનું હોય ! આવી એકાગ્રચિત્તે થતી સ્તુતિથી સંતુષ્ટ થઇને, કોઈ દેવે આ કર્યું એમ જ માનવાનું. સમ્યગ્દૃષ્ટિ દેવતાઓ પ્રસન્ન થાય ત્યારે આમ કરે છે. બે કે તેની ઇચ્છા કોઇ દેવતાને પ્રસન્ન કરવાની–તુષ્ટ કરવાની હતી જ નહિ, પરન્તુ પ્રભુભકિતનો અનુરાગી દેવ, પ્રભુભક્તિ કરનારને જોઇને તુષ્ટ થાય તે તદ્દન સ્વાભાવિક વસ્તુ છે. બાકી તો પ્રભુ પાસે શિવાય વિરાગતા, બીજું મગાય જ નહિ : તેમ ત્યાંથી કાંઇ મળે પણ નહિ ! ફલ તો સ્તુતિ કરનારની ભાવનાથી મળે છે : કાંઈ પ્રભુ દેતા નથી. જ્યાં જ્યાં આવા પ્રસંગો આવે, ત્યાં ત્યાં તે અધિષ્ઠાયકદેવકૃત કે શાસનદેવકૃત જ હોય, પણ તે પ્રભુભક્તિના યોગે જ થયેલ હોવાથી, ભાષામાં પ્રભુનો જ પ્રસાદ કહેવાય.

( પ્રશ્ન૦ મૂર્તિનાં દર્શન કર્યાં, હજી તો બેચાર શ્લોક બોલે છે, ત્યાં એટલામાં જ દેવ સંતુષ્ટ થયો ?)

હા ! એમાં આશ્ચર્ય પણ શું ? જો મૂર્તિના દર્શનથી અંતર્મુહૂર્ત્તમાં કેવલજ્ઞાન અને સિદ્ધપદની પ્રાપ્તિ પણ થાય, તો પછી આમાં શું ? આમાં કંઈ જ નવાઇ નથી. અંતર્મુહૂર્ત્તમાં પણ કેવળજ્ઞાન ન થાય એવી કોઇપણ ક્રિયા આ શાસનમાં નથી : દરેક ક્રિયાથી એમ થઇ શકે, પણ એનો આધાર આરાધનાર ઉપર છે. દિવસમાં કેટલીએ

વાર 'ઇર્યાવહી' પડિકમીયે છીએ તોયે પત્તો નથી લાગતો અને એજ 'ઇર્યાવહી' એકવાર પડિકમતાં 'શ્રી અતિમુક્તક' નામના બાલમુનિને કેવળજ્ઞાન થયું. આથી સ્પષ્ટ જ છે કે–જે દર્શન મુક્તિનું અનંત સુખ પણ આપી શકે, ત્યાં દેવની પ્રસન્નતા, એ કાંઇ બહુજ મહત્ત્વની વાત નથી. મુદ્દો એ છે કે–વસ્તુનો અમલ જે રીતે થવો જોઇયે તે રીતે થતો નથી, તો તેનું પરિણામ પણ તેવુંજ આવે ને?

(પ્રશ્ન૦ ભક્તિ તો મયણાસુન્દરી કરે છે અને શ્રી શ્રીપાલને ફલ કેમ?)

શ્રીમતી મયણાસુન્દરીની ભક્તિમાં શ્રી શ્રીપાલ પણ પ્રેમથી ઉભા છે માટે એ પણ પામે. ભલે શ્રીમતી મયણાસુન્દરી ભક્તિની સ્તુતિ બોલે છે, પરન્તુ શ્રી શ્રીપાલ પણ એ ભક્તિમાં લીન થએલ છે. એટલે કે–એ પણ ભક્તિજ કરી રહેલ છે.

°°°

## પ્રસંગ ૧૦મો: પૂ. ગુરૂદેવ સાથે મયણાસુન્દરીની વાતચીત.

°°°

હવે શ્રીમતી મયણાસુન્દરી ઉંબરરાણા સાથે 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ પાસે જાય છે. દેવવંદન પછી ગુરૂવંદન. ત્યાં આવીને ગુરૂના દર્શનથી પ્રમુદિત થઇ અને તે મહાસતી ગુરૂને નમસ્કાર કરીને બેઠી. ગુરૂ પણ મેઘ જેવા ગંભીર સ્વરે ધર્મનું ફળ વર્ણવે છે. યાદ રાખજો કે–જ્યારે ધર્મનું ફળ વર્ણવાય ત્યારે કહેવાય બધું પણ એ બધુંજ મગાય એમ નહિ: મગાય તો માત્ર મોક્ષ અને મોક્ષપ્રાપક સાધનોજ! 'ગૌતમ નામે નવે નિધાન'—એમ સ્તુતિરૂપે બોલાય છે અને ભગવાન્ શ્રી ગૌતમસ્વામિના નામથી નવે નિધાન મળે એમાં જરાયે શંકા નથી, પણ એ નમસ્કારના ફલ તરીકે એ મગાય નહિ: માગે

તો મિથ્યાત્વ લાગે અને સમ્યક્ત્વ ભાગે! જેનાથી મોક્ષ પણ મળે, તેનાથી નવ નિધાન મળે એની કિંમત શી? માટેજ કહેવાય છે કે-ધર્મના ફળ તરીકે પૌદ્‌ગલિક સુખ માગવાથી સમ્યક્ત્વ કલંકિત થાય અને પરિણામે ચાલ્યું પણ જાય. પૂ. શ્રી મુનિચંદ્ર મહારાજ દેશના આપતાં ફરમાવે છે કેઃ—

" सुमाणुसत्तं सुकुलं सुरूवं, सोहग्गमारुग्गमतुच्छमाउ ।
रिद्धिं च विद्धिं च पहुत्तकित्ति, पुन्नपसाएण लहंति सत्ता ॥१॥"

*

'શોભતું મનુષ્યત્વ, ઉત્તમ ગોત્ર, પંચેન્દ્રિયપટુતા, સર્વજનવાત્સલ્યત્વ, આરોગ્યતા, દીર્ઘાયુષ્ય, સંપદ્ તથા કુટુમ્બપરિવારરૂપ પ્રભુતા અને યશ,–આ બધી વસ્તુઓ પ્રાણિઓ પુણ્યપ્રતાપથી મેળવે છે.'

*

પુણ્યના પ્રતાપે શું શું મળે છે તે દેશનામાં જણાવે છે. પુણ્યના પ્રતાપથી શું નથી મળતું? મોક્ષ વિના બધુંજ મળે. આથીજ મોક્ષાર્થિ ધર્મના ફળ તરીકે પુણ્ય નહિ, પરન્તુ કર્મનિર્જરા ચાહે છે. અને જે ધર્મ અધુરો હોય ને તેનાથી પુણ્ય બંધાયું હોય, તેને પુણ્યથીજ આવું આવું મળે છે એમ વર્ણવે છે. એટલે કે–ધર્મ વિના તો કોઇ સ્થળે કાંઈ પણ સારૂં તો છેજ નહિ! બાકી ધર્મના ફળ તરીકે માત્ર મોક્ષજ ઇચ્છી શકાય, એ હૃદયમાં બરાબર ઠસાવવાની જરૂર છે.

× × × ×

શ્રીમતી મયણાસુંદરી રાજકુમારી છે તથા શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંતના પારને પામેલી છે, એવી તો એની ખ્યાતિ છેઃ શ્રીમતી મયણાસુન્દરી 'શ્રી મુનિચન્દ્ર' નામના ગુરૂદેવથી પણ પરિચિત છે, એટલે

કે—ગુરૂ એને પીછાને છે. ઉપર જણાવી તે વિગેરે દેશના સમાપ્ત થયા પછી, પૂ. ગુરૂદેવ શ્રીમતી મયણાસુન્દરીને પૂછે છે કે—

"वच्छे ! कोऽयं धन्नो, वरलक्खणलक्खिअ सुपन्नो ? ॥"

*

" હે વત્સે ! તારી સાથે ધન્ય અને શ્રેષ્ઠ લક્ષણોથી લાક્ષત એવો આ સુંદર પુણ્યશાળી પુરૂષ કોણ છે ? "

*

કોઢીયા માટે ગુરૂદેવે આ રીતે પૂછ્યું. ગુરૂના એ પ્રશ્નથી શ્રીમતી મયણાસુન્દરીને આંસુ આવ્યાં. હૃદયના વિશ્રાંતિસ્થાન પાસે આંસુ આવે એ સ્વાભાવિક છે. એની વાત બીજું તો કોઇ સાંભળનાર હતું જ નહિ ! આપણે જોઇ ગયા કે—એની માતા અને એના પાઠક સિવાયનાં બધાંજ એની, એનાં માતાપિતાની, એને ભણાવનાર અધ્યાપકની, એના શાસ્ત્રની અને કેટલાંક ગાંડાં તો શ્રી જિનેશ્વરદેવના ધર્મની પણ નિંદા કરતાં હતાં. એટલે આજ માત્ર વિશ્રાંતિસ્થાન હતું. આથી પૂ. ગુરૂદેવ પાસે અશ્રુ સારતાં સારતાં શ્રીમતી મયણાસુન્દરીએ પોતાનો યથેતિ વૃત્તાંત કહ્યો અને વિનવ્યું કે—

"मयणाइ रुअंतीए, कहिओ सव्वोवि निअवुत्तंतो ।
विन्नत्तं च न अन्नं, भयवं ! मह किंपि अत्थि दुहं ॥१॥

*

एयं चिअं मह दुक्खं, जं मिच्छादिट्ठिणो इमे लोआ ।
निंदंति जिणहधम्मं, सिवधम्मं चेव संसंति ॥२॥"

*

'હે ભગવન્! આટલું છતાં પણ બીજું કંઇ પણ મને દુઃખ નથી, પરંતુ-'આ મિથ્યાદષ્ટિ લોકો શ્રી જિનેશ્વરદેવના ધર્મનેજ નિંદે છે અને શિવધર્મનેજ પ્રશંસે છે.'-આજ મને મોટું દુઃખ છે.'

*

—તે કારણથી—

"ता पहु कुणह पसायं, किंपि उवायं कहेह मह पइणो ।
जेणेसं दुट्ठवाही, जाइ खयं लोअवायं च ॥ ३ ॥"

*

'હે પ્રભો! આપ કૃપા કરો અને કોઇપણ ઉપાય કહો, કે જેથી મારા પતિના આ દુષ્ટ વ્યાધિનો અને લોકવાદનો ક્ષય થાય.'

*

વિચારો કે-શ્રીમતી મદનાસુંદરી શું શું અને કેવું કેવું કહે છે? શ્રીમતી મયણાસુન્દરી કહે છે કે-'પિતા નારાજ થયા, રાજ્ય મૂકવું પડયું, સુખસંપત્તિને છોડવી પડી અને કોઢીયો પતિ મળ્યો, એ બધાનું મને જરાપણ દુઃખ નથી, પણ આ કાર્યવાહીના પરિણામે મિથ્યાદષ્ટિ લોકો શ્રી જિનેશ્વરદેવના ધર્મને નિંદે છે અને મિથ્યાધર્મને વખાણે છે, એ દુઃખ મને મોટું થાય છે. હે સ્વામિન્! આપ કૃપા કરો અને એવો ઉપાય મને કહો કે જેથી, મારા પતિનો આ કુષ્ટ વ્યાધિ નાશ પામે અને ધર્મની નિંદા સમેટાય: એટલે કે-આવી જાતિના લોકાપવાદનો ક્ષય થાય!' કોઢીયાનો કોઢ જાય તોજ નિંદા સમેટાય એ વાત કહેવામાં વાંધો નથી, કેમકે-અજ્ઞાન લોક એ વિના સમજે શી રીતે? શ્રીમતી મયણાસુંદરીને પોતાને, શ્રી જિનેશ્વરદેવના શાસનમાં અખંડ

શ્રદ્ધા છે, એટલે માતા, પિતા કે રાજ્યનો ત્યાગ કરવો પડયો એથી કે કોઢીયો પતિ મળવાથી, એ વિદૂષીને જરાય દુઃખ લાગતું નથી : દુઃખ માત્ર ધર્મની નિંદાનું જ થાય છે અને એથી જ એણે ગુરૂદેવ પાસે માગણી કરી અને એ માગણીમાં પણ હેતુ શુદ્ધ જ છે. તે છતાં ગુરૂદેવ શું કહે છે એ જ જોવાનું છે ! ગમે તેવો ધર્મી શ્રાવક પણ આખર તો સંસારી જ ને ? સારૂં બોલી જાણે પણ અંતે કોણ ? સ્થળ અને સંયોગની અસર આત્મા ઉપર થયા વિના ભાગ્યે જ રહે. હેતુ શુદ્ધ છે, જરા પણ લોકોત્તર મિથ્યાત્વ ન લાગે એવી કાળજી-પૂર્વક જ શ્રીમતી મયણાસુંદરી બોલી છે, છતાં પણ ગુરૂદેવ સાધુધર્મનું સ્વરૂપ કેવી રીતે વર્ણવે છે અને કહેવા યોગ્ય કહેવા છતાં કયા સ્વરૂપે કહે છે, તે ખાસ ખ્યાનમાં રાખવા જેવું છે. આજે એવી વાત ચાલે છે કે–'ગુરૂ પાસે મયણાસુંદરીએ રોગ મટાડવાની માગણી કરી, ગુરૂએ સાંભળી અને ઔષધિ આપી. વિગેરે.' પણ ગુરૂદેવ તો એ વાતનો પ્રથમ જ ઇન્કાર કરે છે. આજના એવી જાતિના લોકો, મુદ્દાની વાતને કાં તો ભૂલે છે અને કાં તો છૂપાવે છે. શ્રીમતી મયણાસુંદરીની માગણી અશુદ્ધ નથી, પણ જે રીતે થવી જોઈયે તે રીતે થઇ છે : તે છતાં પણ ગુરૂનો ધર્મ છે કે–બરાબર ખૂલાસાપૂર્વક જ વસ્તુને આપે. સુયોગ્ય સાંભળનાર કાંઇ ઉંધું લઇ બેસે નહિ, તે માટે દેશના-દાતા ગુરૂ ધ્યાન આપે જ. ગુરૂ અહીંયાં કાંઇ પણ બતાવતાં પહેલાં ખુલાસો કરે છે કે—

"पमणेइ गुरु भद्दे ! साहूणं न कप्पए हु सावज्जं ।
कहिउं किंपि तिगिच्छं, विज्जं मंतं च ततं च ॥१॥"

*

'હે ભદ્રે ! સાધુઓને કોઇ પણ સાવદ્ય એટલે કે–સદોષ વસ્તુ કહેવી કલ્પે જ નહિ : જેમકે–ચિકિત્સા, વિદ્યા, મન્ત્ર અને તન્ત્ર !'

*

આ કથનદ્વારા પરમ ઉપકારી શ્રી જિનેશ્વરદેવના શાસનના પરમ જ્ઞાતા 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ સાફ સાફ ફરમાવે છે કે— 'સાધુઓ માટે કંઇ પણ સાવદ્ય કહેવું, એ કોઈ પણ રીતિએ કલ્પે નહિ અને 'ચિકિત્સા એટલે વૈદ્યક, વિદ્યા, મંત્ર અને તંત્ર'—આ બધી વસ્તુઓ પાપરૂપ જ છે, માટે એનો ઉપદેશ કરવો, એ પાપનો જ ઉપદેશ કરવા બરાબર છે.' આથી સ્પષ્ટ જ છે કે-જે આત્માઓને શ્રી જિનેશ્વરદેવે પ્રણીત કરેલી સાધુતાનો ખપ હોય, તે આત્માએ ચિકિત્સા, વિદ્યા, મંત્ર અને તંત્ર આદિ સાવદ્ય એટલે પાપવાળી વસ્તુઓનો ઉપદેશ કરી લોકપ્રિય બનવાના લોભનો પરિત્યાગ કરી, પ્રભુપ્રણીત સાધુતાના સેવનમાં જ રકત બનવું જોઇએ. ખરેખર, ચિકિત્સા પણ પાપજ છે. ચિકિત્સા પામીને પણ ગૃહસ્થ શું કરે વારૂ? ગમે તેવા ગૃહસ્થને પણ શાસ્ત્રે, તપાવેલા લોઢાના ગોળાનીજ ઉપમા આપી છે. શ્રી જિનેશ્વરદેવનું પૂજન કરનાર, એ તારકની આજ્ઞાને કલ્યાણકર માનનાર અને બાર વ્રતને ધારણ કરનાર એવા પણ તપાવેલા લોઢાના ગોળાની ગણનામાં આવી જાય, કારણ કે—તે જ્યાં જાય ત્યાં જીવોની વિરાધના તો એના કપાળે લખાયેલીજ છેને? છકાયની વિરાધના વિના તો એ જીવતોજ નથી. અને એજ કારણે બારવ્રતધારીનો ધર્મ પણ, મુનિધર્મરૂપ મેરૂ પાસે સરસવ જેટલો જ કહ્યો છે. ગૃહસ્થને ઉપમામાં પણ ગોળા કહ્યા, કેમકે—ચપટા તો સ્થિર રહે અને તેથી એકજ જગ્યાએ રહી શકે અને રહે એટલી જ જમીન બાળે, પણ ગોળા તો બધેજ ગબડે: બાળે નહિ તોયે ડાઘ તો લગાડે જ: છેવટે કાળું તો કરે જ. આથી સર્વ પાપવ્યાપારના ત્યાગી માટે ચિકિત્સા પણ વર્જ્ય છે. પોતાથી સાવદ્ય ન થાય અને બીજાને—'ચિકિત્સા, વિદ્યા, મંત્ર, તંત્ર'—વિગેરે જે સાવદ્ય છે તે કહેવું પણ ન કલ્પે. વિદ્યામાં અર્થકામને પુષ્ટ કરનારી તમામ વિદ્યા આવી જાય.

*

શ્રીમતી મયણાસુંદરી જેવી પરમ શ્રાવિકા પાસે આટલો ખુલાસો કરવાનું કારણ ? જો કોઈ અજ્ઞાન હોત તો તો ઠીક, પણ આવી વિદુષી અને તત્ત્વજ્ઞાતા શ્રાવિકા પાસે આવો ખુલાસો ગુરુએ કરવો પડે એનું કારણ શું ? એજ કે—તેણી ગૃહસ્થ છે. ગુરુદેવ સમજે છે કે—ગમે તેવા જ્ઞાની ગૃહસ્થને પણ દુનિયાનો વાયરો ઝડપતાં વાર નથી કરતો. શ્રીમતી મયણાસુન્દરી ભલે તેવી પણ કોણ ? ષટ્કાયની વિરાધનામાં બેઠેલી અને હજી મારા–તારામાં રાચતી તો ખરીજને ! 'આ મારા પતિ અને હું એની પત્નિ'–એ તો છેજને ! ઉપકારીઓમાં વસ્તુસ્વરૂપ સમજાવવાના જ્ઞાનની કમીના નજ હોય. આ ઉપકારી જે વસ્તુ બતાવવા માગે છે, તે એવી છે કે જેથી મુક્તિ મળે : તો પછી તેનાથી રોગ અને શોક વગેરે જાય એમાં તો નવાઈ પણ શી ? મુક્તિ મળે, રોગ જાય, શોક જાય,–એ બધું સાંભળીને કોઈ સમજે કે–' ચાલો ! રોગશોક કાઢવા તથા સુખસંપત્તિ મેળવવા પણ ધર્મ થઈ શકે છે'–તો પરિણામે ધર્મ ઉડી પણ જાય અને અધર્મ આવી પણ જાય. એમે એવી ભાવના સમ્યગ્દૃષ્ટિ આત્મા માટે તો ઘાતકજ નીવડે. બાકી જ્યાં મુક્તિ મળે એવું બતાવવામાં આવે, ત્યાં બીજું બધું તો આવીજ જાય : સોમાં નવાણું રૂપીઆ, પન્નર આના અને પોણી બાર પાઈ સુધીનું બધુંજ સમાય છે. સોમાં એક–બે–અઢી વિગેરે નથી સમાતા એમ નહિ. અનંતસુખ આપનાર વસ્તુ માટે, તેનાથી–'રોગ જાય કે નહિ, સંપત્તિ મળે કે નહિ'—એ બધું નજ પૂછાય, કારણ કે–ક્રોડ મળ્યા એટલે મોટર તથા બંગલા તો આવે જ ને ? મુદ્દો એ છે કે–મગાય શું ? વ્યવહારમાં પણ મોટા આદમીની હમેશાં મહેરબાનીજ મગાય છે : એ શિવાય બીજું માગે તો કરી આપે, પણ તે પછી માગનારને સ્વાર્થી કલ્પી, એની સાથે મોટો આદમી કામ નજ પાડે : અને જો માત્ર મહેરબાની જ માગે તો માગનારની બધી ચિંતા એ પોતે જ કરે. માગણી કરી

તો સો દિવસની સલામ એ હીસાબમાં ગણી લેશે અને એક વખત શરમે કામ કરશે, પણ પછી સલામથી છેટો જ ભાગશે. એ જ રીતિએ ધર્મના વિષયમાં પણ સમજવાનું છે, કારણ કે-ધર્મ પણ મુક્તિ અને મુક્તિમાર્ગની આરાધનામાં જરૂરી જે સાધનો, તેના અર્થિને અંત સમય સુધી, એટલે કે-મુક્તિની પ્રાપ્તિ થાય ત્યાં સુધી, સાથે રહી સુંદરમાં સુંદર રીતે પૂરાં પાડે છે અને અર્થકામના અર્થિને અર્થકામ સમર્પિને જ ચાલ્યો જાય છે. આથી જ ધર્મના આરાધક આત્માએ, અર્થકામની વાસનાથી અલિપ્ત રહી, મોક્ષમાર્ગની આરાધનામાં જ આસક્ત રહેવું જોઇએ અને તેમાંય સાધુ તો એકાંતે ધર્મના જ આરાધક છે, એટલે તે પુણ્યાત્માઓથી તો મોક્ષમાર્ગની આરાધના શિવાયની કોઇ પણ પ્રવૃત્તિમાં,-મનથી, વચનથી કે કાયાથી,-કરવાદ્વારા, કરાવવાદ્વારા કે અનુમોદવાદ્વારા હિસ્સો અપાય જ નહિ. આ જ કારણે પરમ ઉપકારી 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ, શ્રીમતી મદના-સુંદરી જેવી પરમ વિદૂષી શ્રાવિકા સમક્ષ પણ, સ્પષ્ટ સ્પષ્ટ રીતિએ ફરમાવી દે છે કે-'સાધુઓને ચિકિત્સા, વિદ્યા, મંત્ર અને તંત્ર વિગેરે જે જે સાવદ્ય એટલે પાપવાળી વસ્તુઓ છે, તે નિશ્ચયપૂર્વક કહેવી એ કલ્પે નહિ.' આ કથનથી દીવા જેવું સ્પષ્ટ જ થાય છે કે-'સાધુ નાડી પણ ન પકડી શકે, વૈદ્ય કે ડૉક્ટર પણ સાધુ ન બતાવી શકે, 'ફલાણી ચીજથી રોગ જાય'-એમ પણ સાધુ ન કહી શકે, અર્થકામની કોઇપણ વિદ્યાનો સાધુ ઉપદેશ ન દે, મંત્ર-તંત્ર વિગેરે કાંઇ પણ સાધુ ન કહી શકે, સાધુથી આંકફરક પણ ન કઢાય, એનાથી પડીકાં પણ ન અપાય, અને એનાથી દોરાધાગા વિગેરે કશું જ ન થાય! અર્થાત્-દુનિયાદારીની, એટલે કે સંસારવ્યવહારની પ્રવૃત્તિ, તેજ થાય એવો લેશ પણ ઉપદેશ સાધુથી ન અપાય.'

( પ્રશ્ન૦ જ્યારે સાધુથી એવો ઉપદેશ ન થાય, ત્યારે શું શ્રાવકથી તેવો ઉપદેશ થાય ?)

જે ક્રિયા સાધુથી ન થાય તે શ્રાવકથી થાય એમ નથી. સાધુને કાચાપાણીને અડવાની ના પાડી અને તમને સરોવરમાં ડૂબકી મારવાની છૂટ છે એમ? એમ ન માનતા. કાચા પાણીને ન અડવાની તમને આજ્ઞા કરે તો એ આજ્ઞા તમે પાળી ન શકો, તે માટે જ તમને તેવી આજ્ઞા કરી નહિ. જે ચીજનો નિષેધ ન કર્યો, તે તમારામાં લાયકાત ઓછી જોઇ માટે, પણ એટલા માટે તમને એ કરવાની છૂટ આપી છે એવું ન માનતા. સાધુને પાંચ મહાવ્રત કહ્યાં અને ગૃહસ્થો માટે અણુવ્રતો કહ્યાં, એથી એવું ફલિત નથી જ થતું કે–સ્થાવર જીવોની હિંસા વિગેરે કરવાની ગૃહસ્થને છૂટ આપી છે : પણ એનો અર્થ એટલો જ થઇ શકે છે કે–તમારાથી અમલ કરી શકાય તેમ નથી, માટે નિષેધ ન કર્યો. સાધુને જે ન કલ્પે તે શ્રાવકને છડેચોક કલ્પે, એવું ન માનતા અને ન બોલતા. આજ્ઞા કરનારા ઉપર બહુ જોખમદારી છે અને તે જોખમદારીને તારકો બરાબર સમજતા. આજ્ઞા કરનારા જો અનંતજ્ઞાનીઓ અને અનંતજ્ઞાનીઓને જ અનુસરનારા ન હોત, તો તો બધા જ વિરાધક થાત : કારણકે–વિધેય કોટિમાં એક મુક્તિમાર્ગ જ છે અને નિષેધ કોટિમાં તો આખોએ સંસાર પડયો છે : પણ આખા સંસારનો એકદમ ત્યાગ કરનારા બધા જ આત્માઓ ન જ હોઇ શકે અને કરવા ઇચ્છનારા પણ એકદમ ન જ કરી શકે, એજ કારણે અનંતજ્ઞાની પરમર્ષિઓએ આજ્ઞાના વિભાગ પાડ્યા અને લાયકાત મુજબ જૂદી જૂદી આજ્ઞા કરી. શ્રી જિનેશ્વરદેવનું અને એ તારકની આજ્ઞાનું ધ્યેય તો સંપૂર્ણ અહિંસાનું છે : અને એ સંપૂર્ણ અહિંસા, કાયાના યોગની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ક્રિયા પણ ન હોય ત્યારે થાય અને એ સ્થિતિ તો શૈલેશીકરણે આવે. આથી લાયકાત પ્રમાણે જ જ્ઞાનીએ આજ્ઞાના ભેદ પાડ્યા. સાતમે ગુણસ્થાનકે પ્રમાદનો સર્વથા નિષેધ કર્યો, પણ છટ્ઠે ન કર્યો. છટ્ઠે જો નિષેધ જ કરત, તો કોઇ છટ્ઠે આવી જ ન શકત. સુવાય નહિ, ખવાય નહિ, પીવાય નહિ, એવો કાયદો હોત તો કોણ આવત? કોઈ જ ન

આવત. છટ્ઠે ગુણસ્થાનકે પ્રમાદનો સર્વથા નિષેધ હોત, તો જરૂર કોઇ તે ગુણસ્થાનકે ન આવત. દેશવિરતિ લેવા આવનારને–'કાચા પાણીને ન અડાય, અગ્નિને ન અડાય, સ્ત્રીસંસર્ગ ન થાય'–એમ જ કહેવાત, તો તેઓ પણ ભાગી જ જાત: સમ્યક્ત્વ લેવા આવનારને કહેવામાં આવે કે—'સંસારની ક્રિયા નહિ જ થાય'–તો એય ભાગી જ જાય. આથી જ જ્ઞાનીઓએ પણ આજ્ઞાનાં કાંધાં કર્યાં. જેમ લેણદાર હજાર માગતો હોય અને દેવાદાર ન આપી શકે, તો વરસે સો સોનાં કાંધા કરે, તે રીતે અહીંયાં પણ કાંધાં છે. બધા મિથ્યાત્વમાં તો પડેલા છે, માટે ચોથે, પાંચમે, છટ્ઠે આવવાના માર્ગો બતાવ્યા. હવે જે માર્ગ બતાવ્યા તે તો ઠીક, પણ બાકીનું શું? જ્ઞાની તો કહે છે કે–'કશું જ નહિ કરવાનું.' સંસારી કહે કે–'પણ ન રહેવાય.' તો જ્ઞાની તો કહી દે કે–'તે તું જાણ.' શ્રાવક માટે નિદ્રા ન કરવાનું ન લખ્યું, પણ અલ્પ નિદ્રા લખી. ત્યાં નિદ્રા એ વિધાન નથી, પણ નિદ્રાની ઓછાશ એ વિધાન છે. એને બદલે તો નિદ્રાનો જન્મસિદ્ધ હક્ક બથાવી પડે તેનું શું થાય? જો એક દિ ઉંઘ ન આવે તો, ઉંઘ આવે એવી દવા લેવા ડૉકટરને ત્યાં દોડે. 'નિદ્રા ઓછી કરે'–એમ લખ્યું, ત્યાં આજના લોકો 'ઓછી' શબ્દ ખાઈ જાય છે અને 'નિદ્રા કરે' શબ્દ પકડે છે. જ્ઞાનીઓ કહે છે કે–દુનિયા નિદ્રા તો કરે છે જ, એટલે એના વિધાનની જરુર નથી, પણ એ નિદ્રાને ઓછી કરવાનું જ વિધાન કરવાની જરૂર છે: પણ એ બધું સમજવાની પડી છે કોને? વસ્તુ માત્રમાં શાસ્ત્રાનુસારી દૃષ્ટિથી ગંભીરપણે વિચાર કરવાની જરૂર છે.

*

એકડો ઘુંટાવવો કે કક્કો ભણાવવો તે સાવદ્ય નથી, પણ જેને માટે ઘુંટવો અને ઘુંટાવવો તે સાવદ્ય છે: બાકી એકડો તો જ્ઞાન છે: એને ભૂંસવામાં પણ પાપ છે: કક્કા ઉપર પગ આવે તો પણ

આશાતના થાય, એમ આ શાસ્ત્ર કહે છે: પણ એ જેને માટે ઘુંટાય કે ભણાય, તેના ઉપર જ સાવદ્ય અને નિરવદ્યનો આધાર છે. સાધુ શા માટે કક્કો અને એકડો ભણાવે અને તમે શા માટે ભણાવો? હૃદયને પૂછો. બરાબર પૂછશો તો ઉત્તર મળશે. વાંચન જે દૃષ્ટિએ વાંચે તેવું ફળ મળે. મુક્તિની ભાવનાથી જો આ વંચાય કે સંભળાય તો આ સુશાસ્ત્ર: અને એ ઇરાદો પલટાય તો વાંચનાર તથા સાંભળનાર બેય માટે 'કુશાસ્ત્ર': એટલે કે–એ કુશાસ્ત્રનું ફલદાયક બની જાય! એજ રીતિએ વ્યાખ્યાન નિરવદ્ય છે, પણ તે તે ઇરાદે વંચાય અને સંભળાય તો, પરન્તુ જો ભાવના ફરી જાય, તો એ વ્યાખ્યાન નથી, ધર્મકથા નથી, પણ પાપકથા છે.

*

આ બધું આપણે એટલા જ માટે વિચારીએ છીએ કે—વસ્તુનું સાચું સ્વરૂપ આપણા હૃદયમાં ઉતરે. 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવે એ જ કારણે, શ્રીમતી મદનાસુંદરી જેવી પરમ શ્રાવિકા સમક્ષ પણ, નિરવદ્ય ઉપાય અને તે પણ અપૂર્વ સુખના જ સાધન તરીકે દર્શાવવા પૂર્વે, એ વાત સ્પષ્ટ કરી કે–'ચિકિત્સા, વિદ્યા, મંત્ર અને તંત્ર રૂપ સાવદ્ય વસ્તુ કહેવી એ સાધુઓને કલ્પે નહિ.' આ સાંભળીને શ્રીમતી મદનાસુંદરી પણ પ્રસન્ન જ થાય છે, પણ ખિન્ન નથી થતી: કારણ કે–તે સુસાધુઓના આચારથી સુજ્ઞાત છે અને તેણીનો ઇરાદો પણ, ગુરૂદેવ પાસે સાવદ્ય બોલાવવાનો નથી. તે મહાસતીનો તો માત્ર એક જ ઇરાદો છે કે–'પ્રભુશાસનની થતી નિંદા અટકે અને એ નિંદા અટકાવવામાં આ કોઢ એ અંતરાયરૂપ છે માટે તે દૂર થાય.' આ શિવાય બીજો કોઇ જ ઈરાદો નથી. એટલે તેણીને ગુરૂદેવની શાસ્ત્રાનુસારી વાણી કેમ જ ખટકે? ગુરૂદેવની શાસ્ત્રાનુસારી વાણી તે જ પાપાત્માઓને ખટકે છે, કે જેઓ ધર્મ કરતાં સંસારને સારો માને છે! અને એવા આત્માઓને ખટકે તે છતાં પણ, સુગુરૂ-

ઓએ તો તે જ વાણી બોલવી જોઇએ, કે જે શ્રી જિનેશ્વરદેવના આગમને અનુસરતી હોય. પાપાત્માઓને કે અજ્ઞાન આત્માઓને રાજી કરવા માટે પણ પ્રભુ–આગમથી વિરૂદ્ધ જતી વાણીને બોલવાનો સુસાધુને અધિકાર નથી અને એવો અધિકાર ચલાવવાની જે વેષધારીઓ ધૃષ્ટતા કરે છે, તેઓની જાત ઉત્સૂત્રભાષી તરીકે યા હૃદયના છૂપા નાસ્તિક તરીકે જાહેર થાય, તેમાં કશું જ આશ્ચર્ય નથી. આથી સ્પષ્ટ જ છે કે–'જે આત્માઓ પ્રભુના માર્ગમાં સાચું આસ્તિક્ય ધરાવતા હોય, તેઓ ગુરૂદેવ શ્રી મુનિચંદ્રની માફક શાસ્ત્રાનુસારિ વાણીને જ બોલનારા હોય.' રાજપુત્રી સમક્ષ પણ ગુરૂદેવે શાસ્ત્રને અનુસરતું જે હતું તે જેમ સ્પષ્ટ સંભળાવી દીધું, તેમ દરેકે દરેક પ્રભુમાર્ગના અનુસારી સાધુએ સંભળાવી દેવું જોઇએ, કારણ કે–એમાં જ સ્વપરનું શ્રેય સમાએલું છે.

*

અસ્તુ. હવે ચાલો આગળ: આપણે જોઇએ કે–'ચિકિત્સા, વિદ્યા, મંત્ર અને તંત્ર વિગેરે, જે જે પાપયુક્ત વસ્તુઓ હોય તેને કહેવી, એ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામાં વિચરતા સાધુઓને કલ્પે નહિ' –આ પ્રમાણે સ્પષ્ટ રીતિએ સંભળાવી દીધા પછી, હવે 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ શું ફરમાવે છે? 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ ફરમાવે છે કે–યદ્યપિ ચિકિત્સા વિગેરે પાપવસ્તુઓ સાધુઓને કહેવી કલ્પતી નથી—

—તો પણ—

"तहवि अणवज्जमेगं, समत्थि आराहणं नवपयाणं।
इह लोइअ पारलोइअ–सुहाण मूलं जिणुद्दिट्ठं ॥२॥"

*

'આ લોક અને પરલોક સંબંધી જે સુખ તેનું મૂલ અને શ્રી જિનેશ્વરદેવોએ કહેલું એવું જે નવપદોનું આરાધન, તે એક અનવદ્ય એટલે પાપરહિત ઉપાય છે.'

કારણ કે—

"अरिहं सिद्धायरिया, उज्झाया साहूणो य सम्मत्तं ।
नाणं चरणं च तवो, इअ पयनवगं परमतत्तं ॥२॥

*

एएहिं नवपएहिं, रहिअं अन्नं न अत्थि परमत्थं ॥३॥
एएसुच्चिअ जिणसासणस्स सव्वस्स अवयारो ॥४॥"

*

'૧. શ્રી અરિહંતદેવો, ૨. શ્રી સિદ્ધપરમાત્મા, ૩. શ્રી આચાર્ય ભગવાનો, ૪. શ્રી ઉપાધ્યાય ભગવાનો, ૫. શ્રી સાધુ ભગવાનો, ૬. સમ્યક્ત્વ, ૭. જ્ઞાન, ૮. ચારિત્ર અને ૯. તપ'—આ નવ પદો એ પરમતત્ત્વ છે.'

અને—

'આ વિશ્વમાં આ નવ પદો શિવાય બીજો કોઇ પરમાર્થ એટલે તાત્ત્વિક પદાર્થ નથી: કારણકે—આજ નવ પદોમાં આખા શ્રી જિનેશ્વરદેવના મતનો સમાવેશ થાય છે, અર્થાત્–શ્રી જિનેશ્વરદેવનો મત કહો કે આ નવપદો કહો, એ બે એક જ છે.'

એજ હેતુથી—

"जे किर सिद्धा सिज्झंति, जेअ जेआवि सिज्झइस्संति ।
ते सव्वे वि हु नवपय–झाणेणं चेव निब्भंतं ॥५॥"

*

"एएसिं च पयाणं, पयमेगयरं च परमभत्तीए।
आराहिऊण णेगे, संपत्ता तिजयसामित्तं ॥६॥"

*

'આ વાત નિર્ભ્રાન્તપણે નિશ્ચિત છે, એટલે સંદેહરહિતપણે સિદ્ધ છે કે–ભૂતકાલમાં જે જીવો સિદ્ધપદને પામ્યા છે અને જે જીવો વર્ત્તમાન કાલમાં સિદ્ધપદને પામે છે તથા જે જીવો ભવિષ્યકાલમાં સિદ્ધપદને પામશે, તે સર્વે પણ આ નવપદના ધ્યાનથી જ, પણ બીજાથી નહિ જ.'

અને—

'આ નવપદોમાંના કોઇ એક પદને પરમ ભક્તિપૂર્વક આરાધીને અનેક આત્માઓ ત્રણે જગતના સ્વામિપણાને પામેલા છે, અર્થાત્– આ નવપદ પૈકીના એક પણ પદની ભક્તિપૂર્વક આરાધના, આત્માને ત્રણ જગતનો સ્વામી બનાવી શકે છે.'

*

'આ રીતિએ પરમ ઉપકારી ગુરૂદેવે, શ્રીમતી મદનાસુંદરીને અનંત જ્ઞાની અને અખિલ વિશ્વનું એકાંતે કલ્યાણ જ કરનારા શ્રી જિનેશ્વરદેવે ઉપદેશેલા મોક્ષમાર્ગનો જ ઉપદેશ કરીને, આ લોક અને પરલોકના સુખનો તથા પરિણામે મુક્તિના સુખનો ઉપાય, કે જેના સેવનમાં પાપના એક પણ અંશનો સંભવ નથી, તેવો સુંદરમાં સુંદર અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉપાય દર્શાવ્યો. અને તે પછી નવ પદોથી બનેલ શ્રી સિદ્ધચક્ર અને પૂર્વાચાર્યોએ દર્શાવેલો તે શ્રી સિદ્ધચક્રનો ઉદ્ધાર અને મહિમા વિગેરે દર્શાવીને ફરમાવ્યું કે–

"एयं च परमतत्तं, परमरहस्सं च परममंतं च।
परमत्थं परमपयं पन्नत्तं परम पुरिसेहिं ॥७॥"

*

'પરમ પુરૂષોએ આજ વસ્તુને ઉત્કૃષ્ટ તત્ત્વ તરીકે, પરમ રહસ્ય તરીકે, પરમમંત્ર તરીકે, પરમાર્થ તરીકે અને પરમપદ તરીકે પ્રરૂપેલ છે.'

*

વિચારો કે-ઉપાયદર્શનમાં આજના અજ્ઞાનીઓ તરફથી જે કહેવામાં આવે છે, તેની ગંધ પણ આમાં છે? કહેવુંજ પડશે કે-નથીજ. જો આવું ઔષધ પણ બતાવ્યાનું કહેશો તો એમાં વાંધો નથી, કેમકે-સાધુ ભાવવૈદ્ય તો છેજ: સંસારના રોગથી ઘેરાયલાની રોજ ચિકિત્સા કરનારા તો છે જ. જેમ સાચા વૈદ્યની ચરી કઠીન, તેમ ભાવવૈદ્યરૂપ સાધુની પણ ચરી ભયંકર. ચરી ન બતાવે અને વસ્તુનો દુરૂપયોગ કરે, તો એ વૈદ્ય વૈદ્યપણામાંથી પણ રદબાતલ જ થાય છે. આજ કારણે શ્રીમતી મયણાસુંદરીના 'રોગ જાય' એટલા શબ્દો માટે, એની માગણી શુદ્ધ છતાંયે, ગુરૂદેવને પ્રથમ ખુલાસો કરવો પડયો. અને એથી સ્પષ્ટ સમજાવી દીધું કે-રોગ મટાડવા માટે શ્રી અરિહંતાદિક પદની આરાધના નથી, કેમકે-એ તો શરીરસેવા થઈ. શરીર આદિ માટેજ શ્રી અરિહંતાદિકને સેવનારો તો, સમયે શ્રી અરિહંત આદિને ભૂલી જાય: એ ન ભૂલે એની ખાત્રી શી? દુનિયાના સુખ માટે સાધુ પાસે આવનારને કેટલા દિવસ બને? થોડોજ સમય: છેવટે પણ એને તો ભાગવુંજ પડે! હા, જો સાધુ અસાધુ બને તો તો વધારે બને: નહિ તો કદીજ વધારે ન બને. પાટના પાયા આગળ બને? પાટના પાયા આગળ બેસીને વ્યાખ્યાન સાંભળનારા કેઇ ભાગી ગયા, કારણ કે-સાધુ તો અવસરે ઉપાદેય વસ્તુને સંભળાવેજ, પણ ખોટી શાબાશીની પીઠ થાબડેજ નહિ. એ પેલાને કેમ પાલવે? આવનાર પૈસાટકા-માનપાન વિગેરેને છોડવાના ઇરાદે આવે, તો તો એને રૂચે: અન્યથા નહિજ.

*

શ્રીમતી મયણાસુન્દરી ગમે તેવી તત્ત્વપારંગતા હતી, છતાં પણ ગુરૂદેવ જાણે છે કે–'આ પતિ અને હું પત્ની'–એ તો તેણીના અંતરમાં બેઠેલુંજ છે, એટલેજ ગુરૂદેવે જરૂરી ખુલાસો પ્રથમ કર્યો. શ્રાવક ગમે તેવો ધર્મ કરે, પણ એને ઘર યાદ આવેજ: સામાયિક કરવા બેઠેલા શ્રાવકની દૂર પડેલી પાઘડી ઉપર કોઇ હાથ મારે, તો પેલો ખોંખારો ખાઈને એને ચેતવેજ ને ? કદી એ શ્રાવક બહુ સારો હોય તો પાઘડી જાય એની એને ફીકર ન હોય, પણ ઉઘાડે માથે ઘેર જાય શી રીતે ? પંચાત થોડી છે ? માથે પાઘડીમાં તો પંચાતનો ભારે બોજો છે. જમણા હાથનો સ્વભાવજ છે કે—મ્હોં તરફજ વળે. ત્યાં ઝટ વળે, કેમકે–અભ્યાસ. અહીંઆં શ્રીમતી મયણાસુંદરીનો ઇરાદો તો માત્ર લોકાપવાદ ટાળવાનોજ છે. આવા ઇરાદે, કર્મક્ષયના ઇરાદે જે નવપદની આરાધના કરે, એની વર્ત્તમાન આપત્તિ કદી અશુભોદય-ની તીવ્રતાથી ન પણ ટળે, તો પણ એ આત્મા ધર્મની આરાધનામાં મંદ નજ પડે, કેમકે–એ ટાળવાજ માટે એણે આરાધના આરંભી નથી, એટલે એને ત્યાં અશ્રદ્ધા નજ થાય. પણ ક્ષુદ્ર ઈરાદે આરાધના શરૂ કરી હોય તો તેમ કરનારને ઝટ અશ્રદ્ધા થવાનો પૂરો સંભવ છે !

*

આવા શ્રી શ્રીપાલ જેવાના રાસમાંથી પણ, માત્ર રોગ ગયાની અને સ્ત્રીઓ તથા રાજ્ય મળ્યાની જ વાતો યાદ રાખવામાં આવે છે ? ખરેખર, દુનિયાના રસિક પ્રાણીને અર્થકામની પ્રવૃત્તિમાંથી ખસેડી, ધર્મમાં લાવવા એ ઘણું જ મુશ્કેલ છે: ઘણા તો આવે તો પણ ટકે નહિ. આ લાલસાને કાઢીને તે પછી ધર્મમાં જોડાય તે પ્રાયઃ જીંદગીભર ટકે. લાલસાવાળા તો ઘેટાંનું ટોળું: એ ક્યારે દગો દે તે ન કહેવાય. મહાપુરૂષે મરણાંત કષ્ટો સહ્યાં, કારણ કે–લાલસાનો ત્યાગ કર્યો હતો. અને એજ કારણે આપણે જોઇએ છીએ કે–ગમે તેવી કંગાલીયત આવે તોયે સાચો ધર્મિ તો ધર્મને વળગી જ રહે. નીતિના સાચા પૂજારીઓને ઉદ્દેશીને નીતિશાસ્ત્રે પણ એ જ કહ્યું કે—

"निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु,
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ १ ॥"

*

'નીતિનિપુણો નિંદા કરો અથવા પ્રશંસા કરો, લક્ષ્મી આવો અથવા જાઓ, મરણ આજે જ આવો અથવા યુગાન્તરે આવો, આ કશાની જ દરકાર નહિ કરતાં, ધીર પુરૂષો ન્યાયમાર્ગથી વિપરીત એક પણ પગલું ચાલતા નથી.'

*

આને બદલે અર્થકામના પૂજારીઓ તો, જો કોઇ કાનમાં કહી જાય કે—'જરા આટલું જુઠું બોલે તો લાખનો ચેક લખી આપું.' —તો તરત બોલે: લાખનો ચેક લઇ લે અને કહે કે–' પછી ધર્મ કરી લઇશું.' ખરેખર, લક્ષ્મી એ નાશક જ છે. આથી જ શાસ્ત્રે એને અસાર તરીકે વગોવી છે. એમાંથી બચે તે જ વીરનર, અર્થાત્–જેને શ્રી જિનેશ્વરદેવના શાસનનો રંગ લાગે તે જ વીરનર. શ્રી હરિભદ્રસૂરિજી કહે છે કે–'અર્થ અને કામ એકાંત અનર્થકર છે, પણ જો સમ્યગ્-દૃષ્ટિ પાસે હોય તો કદાચ હિતકર પણ થઈ શકે.' લાકડાનો ટુકડો રસોઇયાના હાથમાં આપો તો તે ચૂલામાં ઘાલે અને કારીગરના હાથમાં આપો તો તે કીંમતી બનાવે. તેમ સમ્યગ્દૃષ્ટિ આત્મા લક્ષ્મીના સદ્‌વ્યયનો લાભ લઇ શકે.

( પ્રશ્ન૦ સમ્યગ્દૃષ્ટિને પાપ લાગે ? )

પાપ એના પીરનેય લાગે. પાપ કોઇને છોડતું નથી. પરિણામ નિર્ધ્વંસ નહિ માટે બંધ અલ્પ : કારણ કે–તે લક્ષ્મીને અસાર માને

છે અને ક્યારે છૂટાય એવી ભાવના છે માટે એને બંધ અલ્પ. શાસ્ત્ર કહે છે કે–કંચનનાં મંદિર બંધાવો, નીલમની પ્રતિમા બનાવો, તો પણ ક્ષણવારના સંયમ સાથે એને ન સરખાવાય. સાધક થોડું અને બાધક ઘણું છે. આત્મા ગમે તેવો પણ હૃદય ક્યાં? અર્થકામ સમ્યગ્-દૃષ્ટિ માટે હિતકર પણ થઇ જાય, પણ એ અર્થ અને કામ કેવા? એ તો અનર્થકરજ. કસાઇખાનામાં હિંસાના પરિણામ આવે અને મંદિર તથા ઉપાશ્રયમાં દયાના પરિણામ આવે. કસાઇખાનામાં હિંસાના પરિણામ જેને ન આવે અને દયાના પરિણામ જેને આવે તે કોઇ પુણ્યવાન, પણ કસાઇખાનું તો હિંસાના પરિણામવાળું જ કહેવાય. એ જ રીતે મંદિર તથા ઉપાશ્રયમાં મારામારીની જેને ભાવના થાય તે કોઇ પાપી, પણ મંદિર તથા ઉપાશ્રય તો દયાની જ ભાવનાથી ભરેલાં કહેવાય! શ્રાવકકુળમાં જન્મીને પણ જે ધર્મવિરૂદ્ધ યદ્વાતદ્વા બોલવા નીકળે, તે જ કમનશીબ કહેવાય: નીચ કુળમાં જન્મેલો પણ જો પ્રભુશાસનનાં વખાણ કરે, તો તે પુણ્યવાન કહેવાય અને એ બેય આશ્ચર્ય જ કહેવાય. તેમ અર્થકામનો સદુપયોગ થાય એ નવાઇ, બાકી દુરૂપયોગ તો નિર્મિત જ છે. અર્થકામના સંયોગથી તર્યા કોઈ, અને ડૂબ્યા બધા જ: માટે અર્થકામ કહેવાય તો ડૂબાડનાર જ. દુર્જનના યોગે કોઈને બોધ થાય તો દુર્જનને એનો ગુરૂ કહેવાય? હરગીજ નહિ. એ જ રીતે સજ્જનનો યોગ છતાં કોઇ બગડે તો તે સજ્જન કાંઇ એનો કુગુરૂ નથી. દુર્જનની આચરણા જોઇ કોઇને જ્ઞાનીનાં વચન યાદ આવે અને બોધ થાય, પછી એ એનો સંગ ન કરે. કેટલાક આત્મા દુર્જનોની સભામાં જઇ, તેવાઓનાં ભાષણો સાંભળીને પણ ફરી ગયા: કહે છે કે–'અમે તો સારા માનતા હતા, પણ આ તો ધર્મને ભાંડનારા છે: માટે હવે એમનો ત્યાગ.' આ રીતે ઉંધું બોલનારાઓથી એ લોકોને લાભ થયો, માટે કાંઇ એ ગુરૂ ન કહેવાય. સજ્જન તે સજ્જન જ અને દુર્જન તે દુર્જનજ. મંદિરમાં અને ઉપાશ્રયમાં કોઇને ખરાબ વિચાર આવે, એથી એ કાંઇ તે

ખરાબ વિચારનું સ્થાન ન કહેવાય. સ્ટીમરથી ઘણા ડૂબ્યા, પણ એ તો તારનારી જ કહેવાય. પણ લોઢાની નાવા તો ડુબાડનારી ગણાય. આ બધું બરાબર નિશ્ચિત થવું જોઇએ. શ્રી શ્રીપાલ રાજાના રાસને વર્ષમાં બે વાર વાંચનાર તથા સાંભળનારાથી એમ ન જ કહેવાય કે-ગુરૂ ચિકિત્સા વિગેરે કરી શકે. જે આ ચરિત્રમાં છે તે જ રાસમાં છે. વસ્તુને બરાબર વિચારપૂર્વક વાંચવી જોઇએ અને સાંભળવી જોઇએ. જો મહાપુરૂષોએ રચેલા રાસો પણ વિવેકપૂર્વક અને અર્થકામની લાલસાના ત્યાગપૂર્વક વંચાય કે સંભળાય, તો આત્માને અપૂર્વ લાભ થયા વિના રહે જ નહિ. તમે જોઈ શકયા હશો કે-શ્રી શ્રીપાલ રાજાના રાસને વાંચનારથી, ખોટી હિલનાની વાતો અને લોકવિરોધની વાતો પણ નહિ જ કરાય. ઉપકારી મહાપુરૂષોએ તો, એકની એક વાત બધે જ કરી. ભાષામાં પણ એ જ વાત ગોઠવી, કે જે બોલતાં અને ગાતાં પણ આનંદ આવે અને તત્ત્વ પમાય. શ્રી શ્રીપાલ રાજાનો રાસ બાર મહીને બબ્બે વાર વંચાય છે, પણ એમાંથી-' શ્રી શ્રીપાલનો રોગ ગયો, એમને રાજ્ય મળ્યું અને સ્ત્રીઓ મળી. '-આટલું જ યાદ રખાય, પણ બીજું જરૂરી યાદ રખાય જ નહિ ત્યાં થાય શું ?

*

## પૂર્વાચાર્યો અંગારારૂપ હતા !

શ્રી શ્રીપાલ મહારાજાના ચરિત્રમાં કેવી કેવી વાતો આવે છે, એ જોવા માટે આપણે તો આઠ દિવસથી વાંચીયે છીયે, તોય અહીં ને અહીં છીયે. મેં કહ્યું છે કે-આપણે આ આખુંય ચરિત્ર વાંચવાના નથી. ખરેખર, આ નવ પદના આરાધનનું સ્વરૂપ વાંચવામાં તો, જેટલો સમય લેવાય તેટલો ઓછો જ છે. નવપદના વર્ણનમાં મહર્ષિઓએ આખી દ્વાદશાંગી ઉતારી છે : કારણ કે-દ્વાદશાંગી તન્મય જ છે. '**नमो अरिहंताणं**' પદમાં આખી દ્વાદશાંગી ઉતરે.

ચારે અનુયોગો એમાં છે. એક 'કરેમિભંતે'ની વ્યાખ્યા કરવામાં, ભાષ્યકાર શ્રી જિનભદ્રગણિજી તથા ટીકાકાર મલધારગચ્છીય શ્રી હેમચંદ્રસૂરિજી બેઠા, તે એની પીઠિકામાં હજારો શ્લોક લખ્યા. એ કરેમિભંતે કેમ બની, કોણે બનાવી, વિગેરે વર્ણન એ પીઠિકા. જૈનશાસનની ખૂબી જ અપૂર્વ છે. અનાદિકાળથી જીવ અને અજીવ ભેગા મળેલા છે અને અજીવના સંગે જીવની અનંતી શક્તિ દબાઈ ગયેલી છે. એને વિકસિત કરવા માટે જ શ્રી જિનશાસન છે. જીવ અને અજીવ, એટલે કે–ચેતન અને જડ આ બે તત્ત્વ ઉપર તો આખી દ્વાદશાંગીની રચના છે. અજીવના સંસર્ગથી છૂટવા માટે જ, શ્રી જૈનશાસનની સેવા કરવાની છે. જીવ અને અજીવ એ બે તત્ત્વનો વિવેક કરાવવા માટે જ આખી દ્વાદશાંગી રચી છે. ભાવ, સ્વરૂપ, રૂપક જૂદાં, પણ વાત તો એ એક જ. જડ–ચેતનની જ એમાં જીણવટ છે. પુદ્ગલના રંગરાગમાં પડેલા પામરો, પોતાના આત્માની અનંત શક્તિને ભૂલી ગયા છે: તેને કેમ પામે એ જ તેનો એક ઉદ્દેશ છે. અને તેમાં 'હું અને મારા'માં પડીને ભાન ભૂલેલી દુનિયાને ઠેકાણે લાવવા માટે જ, અનંતજ્ઞાની મહર્ષિઓએ બધા પ્રયત્નો કર્યા છે. શ્રી દ્વાદશાંગીને કહેનાર શ્રી અરિહંતદેવો અને ગુંથનાર શ્રી ગણધરદેવો: જેવા કહેનારા એવા જ જો ગુંથનાર ન હોત તો? ભગવાનના કથનને ઝીલે કોણ? શ્રી અરિહંતદેવો થાય ત્યારે ગણધરદેવો પણ થાય જ. ભગવાનની કહેલી ત્રિપદી ઉપરથી, એ તારકો શ્રી દ્વાદશાંગી રચે. માટે તો શાસન અખંડિત રહેલ છે. કેઇ ઉદ્ધત સંઘો ડુલ થાય, કેઇ ઉચ્છૃંખલ યુવકસંઘો પાકે અને કેઈ પત્રિકાઓ બહાર કાઢે, તોયે આ શાસ્ત્રને ભૂંસી શકાય તેમ નથી. એ યુવકસંઘો ગમે તેવું પ્રચારકાર્ય કરી એમની જીંદગી બરબાદ કરે, તોયે શ્રી જિનેશ્વરદેવના શાસનના આ શાસ્ત્રના એક અક્ષરને–શબ્દના ભાવને, જરા પણ ઝાંખો પાડી શકે તેમ નથી. શ્રી મેરૂ પહાડ તોડવા માટે મદઘેલા હાથીઓ જેમ તોફાન કરે, તેવું આ આગમ સામે આ પામરોનું તોફાન છે. દારૂ પીને દીવાના બનેલા હાથીઓ

પોતાના ગંડસ્થળના જોરે પહાડ સાથે પછડાય, માથાં ફોડે, ટીચાય, અને દાંતમાંથી અગ્નિના કણીયા ઝરે તેમ તેમ હવે પહાડ ભેદાશે, એમ માની ફરી ફરી ટીચાય અને આખરે પોતાનો જ નાશ થાય : તેમ શ્રી જિનેશ્વરદેવના શાસનની સામે પણ આ પામરોનું એવું તોફાન છે : એટલે એ મરે તે બને, પણ એમાં લેશ પણ પરિવર્તન ન થાય. આ કાંઇ કડીયાના ચણેલા કોટ નથી કે ઉખેડાય. આ ચણતર એવુ છે કે—એમાંથી એક કાંકરી પણ ન ખરે. એ ગુંથનાર શ્રી ગણધરદેવના ઉપકારની હદ નથી અને એને ખીલવનાર સૂરિપુરંદરોના ઉપકારની પણ સીમા નથી. એ પૂર્વાચાર્યો આજના એ પાપાત્માઓને અંગારા જેવા લાગે છે. પણ જો આપણે સીધા અર્થમાં લઇએ તો ખરેખર, એમની લાલસાઓને બાળવા માટે એ અંગારા જેવા જ છે. દુષ્ટ વિચારોને ભસ્તીભૂત કરનાર એ અંગારા જ છે. કચરો બાળીને સાફ કરનાર એ અંગારા જ છે. ઇતિહાસનો કચરો માત્ર બાળીને સાફ કરનાર એ ઇતિહાસના અંગારા જ છે.

× × × ×

આપણે તો એવાઓનીય બધી વાતોને સીધા અર્થમાં લઈ શકીએ તેમ છીયે, પણ એ નામચીનોની ભાવના જૂદી છે : છતાં એ જરાયે ફળીભૂત થાય તેમ નથી. આપણે શ્રી શ્રીપાલ મહારાજા ક્યાં ક્યાં ગયા, એ વિગેરે વાતો લેવાના નથી. એમને ધવલ શેઠ મળ્યો છે. એક સજ્જનની પુંઠે એકાદ આવો દુર્જન તો ખરોજ. નામ ધવલ અને કામ કાળાં. શ્રી શ્રીપાલ મહારાજાને ધર્મના યોગે સામગ્રી સાંપડતી જ ગઇ અને ખાડો ખોદે તે પડે.—એજ પરિણામ ધવલનું થતું ગયું. પુણ્યવાનને દરીયામાં ડૂબાડો તોયે એને પાટીયું મળે અને બચે. ખરેખર, પાપ અને પુણ્ય કોઇને જ છોડતાં નથી. શ્રી ત્રિપૃષ્ટ વાસુદેવે (ભગવાન્ શ્રી મહાવીરદેવના જીવે) આવેશમાં આવી દ્વારપાળના કાનમાં ગરમ સીસાનો રસ રેડાવ્યો, તો એ પાપના

યોગે છેલ્લા ભવે કાનમાં ખીલા ઠોકાયા! એવા તારકને પણ કર્મે ન છોડ્યા તો બીજાને કેમ જ છોડે? ખરેખર, ગમે તેમ વર્તવાની વાતો કરવી, એ આ શાસનમાં ચાલે તેમ નથી. જેનાથી બ્રહ્મચર્ય ન પળે તે પોતાની અશક્તિ માટે પશ્ચાત્તાપ કરે, પણ કોઇ પાળે માટે બળે એ કેમ ચાલે? પોતાને વૈરાગ્ય ન થાય એ કમનશીબી માટે રૂઓ, કોઇ વિરાગી થાય તે દેખી આંસુ લાવો, પણ–'એને વૈરાગ્ય કેમ જ થયો?'–એમ કેમ જ કહેવાય? મગશેળીયો પાષાણ કહે કે–'પુષ્કરાવર્ત મેઘની ધારા મારા પર ઘણી પડી તોય હું ભીંજાતો નથી, અને લોકો કહે છે કે–કાળી જમીન તો છંટકાવથી પોચી થાય છે, પણ એ વાત હું નથી માનતો.'–પણ એના કથનને માને કોણ? વીતરાગની મૂર્તિ જોવાથી તથા ત્યાગના ફૂવારા ઉડે એ દેશનાથી પણ જો અયોગ્ય આત્માને વૈરાગ્ય ન થાય, તો એમાં કાંઇ જ્ઞાનીનો દોષ નથી. એક હજાર વર્ષના ડોસાને વૈરાગ્ય ન આવે અને આઠ વર્ષના બચ્ચાને આવે. ઘણા કાળ સુધી પાલન કરનારા મોક્ષે ન જાય અને એક જ દિવસ પાળનારો પામે–તેજ દિવસે મોક્ષે જાય, એ આ શાસન છે. સ્થવીરો રહી ગયા અને શ્રી અતિમુક્તક મુનિવર મુક્તિએ ગયા. ગુરૂ જ પહેલાં મુક્તિપદે જાય, એવો અહીં કાયદો નથી. જે આરાધે તે મુક્તિએ જાય, એ કાયદો અહીં છે. માટે અહીં પોલ ન ચાલે. ઓઘા હાથમાં રાખીને, બીજી વાતો કરનાર હોય તેઓની અહીં કિંમત જ નથી. આખી દુનિયાના દુ:ખનું નિદાન કરનારૂં આ શાસન છે. આ શાસન કહે છે કે–દુ:ખ રોવાથી કદી જ ન જાય. પાંચ ડીગ્રી તાવ આવે અને માથું ફાટી જાય તો નવકાર ગણવા, પણ બૂમો પાડીને માથું ન પછાડવું, કારણ કે–માથું ફોડવાથી તો લોહી જ નીકળે, સણકા વધારે આવે, પાટા બાંધવા પડે અને જો મહીં કાચની કણી-બણી પેસી જાય, તો ઑપરેશન પણ કરાવવું પડે! આવેલી દીનતા–દરિદ્રતાને હસતાં હસતાં ભોગવવાથી છૂટકારો થશે કે વાંદરાની જેમ નાચવા–કૂદવાથી સુખી થવાશે? એ વાતને ખૂબ વિચારો. દીનતા,

દારિદ્ર અને દુઃખથી બચવાનો રસ્તો કયો? ગમે તેવાં પાપ કરવાં અને સુખ મેળવવાની ભાવના રાખવી, એ કદી ફળે જ નહિ. બાવળ વાવીને આંબાનો સ્વાદ ન જ લેવાય. આજ તો પાપને ઘોળી પીયે છે. કહે છે કે–આ જમાનામાં ત્યાગનાં ગાણાં શાં? ભગવાન્ શ્રી મહાવીરદેવના જમાનામાં ત્યાગના ઘોષની જરૂર હતી, તો આ વખતે એની જરૂર કેમ ન હોય? અરે! આજે તો ખાસ જરૂર છે, કેમકે–દિનપ્રતિદિન ભયંકર અજ્ઞાન વધતું જ જાય છે.

## સંસારની મજા કિંપાકના ફલ જેવી છે!

જિનાજ્ઞા મુજબ સુખ–દુઃખનું સાચું નિદાન કર્યા વિના, આજના સ્વેચ્છાચારિઓની જેમ સાધુઓ પણ એવી જ બૂમો પાડે, તો પેલાઓમાં અને સાધુઓમાં ભેદ શો? પૂર્વે આટલા કરોડપતિ અને અબજોપતિ હતા, એમ હું તમને કહું એનો અર્થ શો? બસ, તમે કરોડપતિ બનો એમ કહું એમને? હું તો એમ ન જ કહું, પણ ઉલ્ટો એમ કહું કે–જો એમ બનવા ગયા તો વગર મોતે મરશો. જેની પાછળ દીવાના બનશો એમાં જ ભળશો એ યાદ રાખજો. આજનાઓને જો રત્નના કુવામાં ઉતાર્યા હોય, તો બહાર પણ ન આવે એવા પ્રાયઃ બધા છે: જરૂર મહીં ને મહીં જ મરી જાય: એને એમ જ થાય કે–'આટલાં બધાં રત્નો છે અને થોડાં લઇને હું જાઉં જ કેમ?' સામાન્ય રીતિએ કોઇ સ્થળે જમવા જાય, ત્યાંયે થાકે ત્યાં સુધી ખાવાની જ ધૂન: દુકાને પણ જેટલા આવે એટલા તમામ ગ્રાહકોને છેતરવાની જ તાલાવેલી: ચાર મિત્રો મળે ત્યાંય એના ખીસ્સાની ચાહ પીવાની જ કાળજી. આ સ્થિતિમાં આત્મનાશ શિવાય બીજું થાય પણ શું? ઉંચા પ્રકારની યોગ્યતા, ગાંભીર્ય, ઉદારતા હોય અને ધર્મપુણ્યનો વાસ હોય ત્યાં જ સુખદાયક લક્ષ્મી વસે છે, પણ આજ તો વગર મળ્યે પણ છાતી કાઢીને ચલાય છે: જરા મળે ત્યાં ક્યાંઈ માતા નથી: તો સારી રીતે મળે તો પૂછવું પણ શું? પણ એ દશામાં

મળે જ શાનું ? આજનાઓને તો પ્રાયઃ લક્ષ્મીને ભોગવતાંયે નથી આવડતી. શ્રી ધનાજીને ચિંતામણિ મળ્યું હતું તે છેડે બાંધ્યું : એ બાંધ્યું પછી જીંદગી સુધી છોડીને જોયું પણ નથી. ચિંતામણિ એટલે તે ચીજ કે–એની પાસે જે માગો તે મળે. તમને મળે તો એની પત્તર ખાંડી નાંખો અને એ માટે જ નથી મળતુંને ? ચિંતામણિ અને કલ્પતરૂ, લાલસાના પાપે જ નાસી ગયાં છે ને ? પૂર્વના પુણ્યપુરૂષો મળેલાનો પણ છૂટથી સદુપયોગ કરતા અને લાલસાથી દૂર રહેતા તથા છ ખંડના સામ્રાજ્યને પણ તજી તજીને ચાલી નીકળતા, તેને બદલે આજે ધર્મિ હોવાનો આડંબર કરનારાઓમાંના પણ કેટલાક, રૂપીયો અને પેન્સીલ મળી હોય તો ઉપાડી લે, રૂપીયો ખીસામાં નાખે અને પેન્સીલની બૂમ કદાચ કોઈ ન સાંભળે એ રીતે મારે : આખરે એ પણ ખીસામાં નાખે. સારે ઠેકાણે નાખીશ એમ કહેનારા, પોતાના ખીસાને જ સારૂં ઠેકાણું પોતાની મેળે જ ગણી લે. રેલ્વેમાં પણ ભાડા વિના જવાની જ ચિંતાવાળાઓ અધિકારીની નજર ચૂકાવી પેસી જાય, ડબામાં જોવા આવે તો પાટીયા નીચે ઘુસી જાય અને જ્યાં ઉતરે ત્યાં ચાર આંટા આમતેમ મારી, તક જોઇ નીકળી જાય. આવા લુચ્ચાઓને અર્થ–કામના દારૂ પાનારા સાધુ હોય કે શ્રાવક હોય,–જે હોય તે ખરેખર, ધર્મથી વંઠેલા જ છે. રેલ્વેવાળા આટલો બંદોબસ્ત રાખે છતાં આ હાલત, તો જો એમ ન રાખે, માત્ર ટીકીટનાં ભાડાં લખેલાં બાર્ડ રાખે, ભાડું પ્રમાણિકપણે ભરી જવાનું લખે અને માસ્તર વિગેરે ન રાખે, તો એ રેલ્વે કંપનીને આ જાતિની દશાના લોકો, ત્રીજે જ દિવસે ભીખ મગાવે એવા છે ને ? ઈન્કમટેક્ષવાળા ઘણા આંટા ખવરાવે છે, કેમકે–એ લોકો એવા લોકોને ઓળખી ગયેલ છે–લુચ્ચાઇને પારખી ગયેલ છે એથી ને ? જો નીતિ અને ધર્મ હશે, તો શહેનશાહત પણ ચરણે આવશે : બાકી માથાં ફોડયે કાંઈ જ નહિ વળે. પાપ ન ઠેલાય અને પુણ્યોદય ન જાગે, પાપવાસનાઓ ન જાય અને દુષ્ટ ભાવનાઓને દેશવટો ન દેવાય, ત્યાં સુધી કાંઇ જ

વળે તેમ નથી. શ્રી જંબૂસ્વામીજીના નવાણું ક્રોડ સોનૈયાની વાતો સાંભળીને જો એ મેળવવા મચ્યા, તો એ નવાણુંમાં જ ભળી જવું પડશે. નવાણું ક્રોડ રોકડ સોનૈયાની વ્યવસ્થા કરતાં તે પુણ્યપુરૂષને વાર ન લાગી: વૈરાગ્ય થયો: સવારે એ, આઠ સ્ત્રી અને માતાપિતા તરત નીકળ્યાં. કહો, એ નવાણું ક્રોડ સોનૈયાની વ્યવસ્થા ક્યારે કરી? અહીંથી લઇને તહીં મૂકવામાં વાર શી? આ જ તો વ્યવસ્થાની પંચાતમાં જીવન હારી જાય. આજની અનીતિની સીમા નથી. એક આના માટે પણ ટ્રામ કંપનીને છેતરવાના પ્રયત્ન કરે: આ શું માણસાઇ છે? એ નીતિ છે? જો ટ્રામમાં બેસવું જ છે, તો આનો આપી દેવો જોઇએ. હિન્દના આ જમાનામાં જે અનીતિખોર જીવે છે, તેનાથી નીતિવાનની ધારણા પણ ફળતી નથી. એક પાપી પણ જો દુનિયાનો નાશ કરી શકે, તો ઘણા પાપીઓ શું ન કરે? આજના ઉચ્છ્રૃંખલ લોકોની એક પણ દલીલ ક્યાં સીધી છે? એવાઓની પાસે એક પણ યુક્તિ બરાબર ન મળે. પોતાની લુચ્ચાઇ કોઇ જાણે નહિ એ જ એમની ધૂન: પણ પાપનો ઉદય કયી રીતે ફસાવે છે, એનું તો એમને ભાન જ નથી ને? મધ્ય દરીયે સ્ટીમર માટે બહુ સાવચેતી લેવાય અને કિનારે બેદરકાર રહેવાય? નવાજૂની ત્યાં ખાસ આવે: પાપનો ઉદય આવે તો કીનારે આવેલી સ્ટીમર પણ ડૂબી જાય છે. મોહનો એ મહીમા છે કે–મૂર્ખો પોતાની મૂર્ખાઇ ઉપર હાથ જ ફેરવે. કિંપાકનું ફલ રૂપમાં મનોહર: દૂરથી જોઇને દોડીને લેવાનું મન થાય એવું: સુગંધમાં પણ સરસ–આકર્ષે એવું: અને સ્વાદમાં પણ મધુરૂં: પણ મહીં ગયું કે–નસો તોડે એવું. એ રીતે અર્થકામમાં પણ મજા આવે છે, પણ પરિણામ ભયંકર છે.

## પાપમાં જોડનારા કરતાં માથાં કાપનારા સારા!

શ્રી જિનેશ્વરદેવના શાસનમાં આ નવ પદ શિવાય બીજી કોઇ જ સુંદર વસ્તુ નથી. શ્રી અરિહંત, શ્રી સિદ્ધ, શ્રી આચાર્ય,

શ્રી ઉપાધ્યાય, શ્રી સાધુ, અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ,–આ નવ પદને જ સુંદર વસ્તુ તરીકે ઓળખાવેલ છે. અબ્જોપતિને પણ આમાં સ્થાન નથી આપ્યું! આથી જ જ્ઞાનીઓ તરફથી કહેવાય છે કે–કોઈ પુણ્યાત્મા સાધુ થાય ત્યારે તમારી કમનશીબી માટે આંસુ સારજો, લેનારને વંદન કરજો અને મન થાય તો તમે પણ લેવા તૈયાર થજો. 'રહી ગયો'–એમ થાય તો આવી જવા જેવું જ છે. હમણાં લગનગાળો ચાલે છે. કાકાનો દીકરો પરણી ગયો અને પોતે રહી ગયો, એવું ઘણાને થશે : એ રીતે દીક્ષામાં થવું જોઇયે કે–' આણે લીધી અને હું રહી ગયો.' કારણ કે–પરણવું એ પાપક્રિયા છે, ત્યારે દીક્ષા એ આત્માને તારનારી અને અનેકનું કલ્યાણ કરનારી ક્રિયા છે. અને એમ થાય તો દીક્ષા લેવાને તમે તૈયાર થજો : ન તૈયાર થવાય તો ખૂબ અનુમોદન કરજો : એ કાર્યમાં શક્તિ પ્રમાણે વ્યય કરવો, એમાં પણ કલ્યાણ છે: સારી રીતે એ મહોત્સવમાં જોડાવું અને સારી રીતે તે મહોત્સવને દીપાવવો, એ ધર્મીમાત્રની ફરજ છે : રસ્તામાં એવો ઠાઠ થવો જોઇએ કે–જોનારને પણ દીક્ષાધર્મની વિશિષ્ટતાનું ભાન થાય. આવા કાર્યમાં વ્યય કરવો એને ધૂમાડો કહેનારા, એ સ્વપરનું અહિત કરનાર છે. દીક્ષા આદિના મહોત્સવો માટે જૈનને કહેવું પડે જ નહિ. ધનકાકંદી સંયમ લેવા તૈયાર થયા ત્યારે, એમની માતા મહોત્સવ કરવા માટે છત્ર, ચામર અને પટ્ટહસ્તિ વિગેરેની માગણી કરવા રાજા પાસે જાય છે : ત્યારે રાજા કહે છે–'એ મહોત્સવ તો મારે કરવાનો.' પોતાની પ્રજામાંના એક સાર્થવાહનો દીકરો સંયમ લે, તેમાં રાજા એ પુણ્યાત્માને પોતાના પટ્ટહસ્તિ ઉપર બેસાડે છે, પોતાનાં છત્ર–ચામર એ પુણ્યાત્માને વીંજાવે છે અને પોતે છડીદાર થઇને આગળ ચાલે છે. રાજાને પોતાનેજ ચોપદાર બનેલો પ્રજા જૂએ, ત્યારે કેટલા લોક ધર્મ પામે એ સમજાય છે? સંયમધર્મની છડી લેવાય કે નહિ? આવા કાર્યમાં સદ્વ્યય તો નિર્જરા માટે છે. આમાં એક પાઇનો પણ ફાળો શુભ દીલથી આપનાર કૃતાર્થ થાય

છે. આમાં શક્તિ ન જ ગોપવાય! લાભનો અવસર સાચો વેપારી કદી ન ચૂકે. દીક્ષા જોઇને તમને મન થાય તો તમારે પણ આવવાનું: એવું મન ન થાય તો ભાવના મજબૂત બનાવવાની. આવતે વર્ષે અગર ભવાંતરે પણ ઉદય આવશે! કાંઇ ન બને તો અનુમોદના તો નિયમા કરવી જોઇયે, કે જેથી જીવન સફલ થાય અને ભવાંતરમાં પણ દીક્ષા ઉદયમાં આવે.

*

સંસારના રસીયાથી તો આનંદ-પૂર્વક નાનામાં નાના સાધુની વાત પણ ન સાંભળી શકાય: કારણ કે-એની વાતમાં પણ દીક્ષા હોય જ. મોટાની વાતમાં મોટી જ વાતો હોય. જેમ વાણીઆની વાતમાં પૈસો તો હોય જ, તેમ શ્રી જિનેશ્વરદેવના શાસનનો નાનામાં નાનો સાધુ પણ સંસારને ખોટો જ કહે. જો કોઇ પાટ ઉપર બેસીને સંસારને સારો કહે, તો એ આ શાસનનો સાધુ નહિ! વેષ હોય તોયે કહી દેવાનું કે-' એ બીજા, એ અમારા સાધુ નહિ!' જેમ મંદિરમાં ભગવાનની મૂર્તિ પાસે સ્ત્રી બેસાડેલી હોય તો કહેવું પડે કે-એ અમારા દેવ નહિ પણ બીજાના, તેમ જ અહીં પણ કહેવાય. જો કોઇ સાધુ પાટે બેસીને પાપમય કારખાનાં ખોલાવવાની, આરંભ સમારંભની કે વકીલ બનાવવા વિગેરેની વાતો કરે, તો પૂછવું કે-'આપ કોણ છો?' અને એમને કહી દેવું કે-'અમને પૈસા કમાતાં, ભોગ ભોગવતાં, પરણતાં, વરઘોડે ચીટકીને ચઢતાં બહુ આવડે છે: સંસાર તો અમને ખૂબ ગમ્યો છે: એમાં જો તમારે અમને જોડવા હોય તો તમે ગુરૂ થવાને લાયક નથી અને જો ગુરૂ જ થવું હોય તો તો અમારો એ શોખ ઉડાડો!' વળી વધુમાં કહો કે-' અમે સાગરમાં તો પડેલા છીયે, અમને બચાવો, જો અપાય તો સ્ટીમર આપો, તે ન અપાય તો લાકડાની હોડી આપો, તેય ન અપાય તો લાકડાનો કકડો આપો, પણ અમારી ઉપર પત્થરની શિલા ન નાખો!' પત્થરની શિલા નાખનારને તો ખૂની જ કહેવો પડે ને? ખરેખર, સંસાર એ

સાગર છે, એમાં સર્વવિરતિ એ સ્ટીમર છે, દેશવિરતિ એ લાકડાની હોડી છે અને સમ્યક્‌ત્વ એ લાકડાનો ટુકડો છે તથા અર્થકામ એ પત્થરની શિલા છે. ડૂબતાઓ માંડમાંડ હાથ હલાવી ઉંચા આવવા મથતા હોય, ત્યાં ઉપરથી પત્થરની શીલા નાખે ત્યાં શું થાય?

(સભા૦ અને એવા પાછા ઉપકારી ગણાવા મથે છે!)

એજ દુઃખ છે: માટે તો બોલવું પડે છે. તમે એમને કહો કે–' અમારી પાસે ભાડું નહિ હોય તો ઉછાળા મારીને આવશું, પણ મહેરબાની કરીને તમે ઉપરથી પત્થરની શિલા ન નાખો. પાપમાં જોડનારા તમારાથી તો બજાર વચ્ચે ઉભા રાખી માથાં કાપનારા દુશ્મન સારા, પણ તમે તો ચરણમાં ઝુકાવી ઝુકાવી અને માથે હાથ ફેરવી ફેરવીને અનંતાભવની કતલ કરનારા, માટે મહા ભૂંડા!' અસ્તુ.

સાતમું વ્યાખ્યાન સમાપ્ત.

**ચૈત્ર–શુક્લા પૂર્ણિમા : વીર સં.–૨૪૫૬.**
**તારીખ–૧૩ : ઍપ્રીલ : ૧૯૩૦ : રવિવાર.**

## શ્રી નવપદના આરાધન ને વિરાધનનું ફલ.

આપણે જોઇ ગયા કે–ગુરૂરાજે શ્રીમતી મયણાસુંદરીને શ્રી નવપદની આરાધનાનો અનવદ્ય ઉપાય બતાવ્યો. એ નવપદોની આરાધનામાં આ લોક તથા પરલોકનું સુખ છે. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં નવે પદો, એ પરમતત્ત્વ છે. એના શિવાય પરમાર્થ નથી. આખા જિનશાસનનો સારાવતાર ત્યાં છે. જિનશાસન તથા નવે પદો, એ કાંઇ અલગ નથી. જેટલા આત્મા સિદ્ધપદ પામ્યા, વર્ત્તમાનમાં પામે છે અને ભવિષ્યમાં પામશે, તે બધા નવપદનાજ ધ્યાનથી : એનાજ આરાધનથી ! દેવ, ગુરૂ અને ધર્મ,–એ ત્રણે તત્ત્વો એમાં સમાય છે. શ્રી અરિહંત ભગવાનો અને શ્રી સિદ્ધ પરમાત્માઓ,–એ દેવતત્ત્વ : શ્રી આચાર્યભગવાનો, શ્રી ઉપાધ્યાયભગવાનો અને શ્રી સાધુ ભગવાનો,–એ ગુરૂતત્ત્વ : અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ,–એ ધર્મતત્ત્વ છે : શુદ્ધદેવ, શુદ્ધગુરૂ અને શુદ્ધધર્મને આરાધ્યા વિના, કોઈ પણ મુક્તિએ ગયા નથી. એની સેવાથી, મોક્ષની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી, આ લોક તથા સ્વર્ગલોકની સઘળી સંપત્તિ પણ સ્વયં મળે છે. જે ઉપાય મુક્તિનો સાધક હોય અને મુક્તિ ન સધાય ત્યાં સુધી આ લોક અને સ્વર્ગલોકની સુખસંપત્તિ જે ઉપાયના યોગે સ્વતઃ મળે, તે ઉપાયને પ્રભુશાસનમાં નિરવદ્ય ઉપાય તરીકે ગણવામાં આવ્યો છે. એજ કારણે તેવો ઉપાય દર્શાવીને 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ ફરમાવે છે કે—

"तत्तो तिजयपसिद्धं, अट्ठमहासिद्धिदायगं सुद्धं ।
सिरिसिद्धचक्कमेयं, आराहह परमभत्तीए ॥ १ ॥"

*

'હે ભવ્ય જીવો ! ત્રણે જગત્‌માં પ્રસિદ્ધ, અણિમા આદિ આઠે સિદ્ધિઓને આપનાર અને નિર્મલ એવા આ શ્રી સિદ્ધચક્રને તમે પરમ ભક્તિપૂર્વક આરાધો.'

*

આ રીતિએ ભારપૂર્વક આરાધનાનો ઉપદેશ આપીને ગુરૂદેવ શ્રી સિદ્ધચક્રના આરાધન અને વિરાધનનું સ્વરૂપ દર્શાવતાં ફરમાવે છે કે—

"खंतो दंतो संतो, एयस्साराहगो नरो होइ ।
जो पुण विवरीयगुणो, एयस्स विराहगो सोउ ॥२॥"

*

'જે આત્મા ક્ષમાયુક્ત, જિતેંદ્રિય અને શાંત હોય, તે આત્મા આ શ્રી સિદ્ધચક્રનો આરાધક થાય છે અને જે આત્મા એથી વિપરીત ગુણવાળો, એટલે અપ્રશસ્ત ક્રોધથી ભરેલો હોય, ઇંદ્રિયોને આધીન હોય અને કુવિકલ્પાદિકથી ચિત્તની શાંતિ વિનાનો હોય, તે આત્મા, આ શ્રી સિદ્ધચક્રનો આરાધક થવાને બદલે ઉલ્ટો વિરાધક થાય છે.'

—તે કારણથી—

"तम्हा एयस्सारा–हगेण एगंत संतचित्तेणं ।
निम्मलसीलगुणेणं, मुणिणा गिहिणा वि होयव्वं ॥३॥"

*

'આ શ્રી સિદ્ધચક્રજીના આરાધક મુનિએ અને ગૃહસ્થે પણ એકાંતે વિકારરહિત ચિત્તવાળા અને નિર્મલ શીલગુણવાળા થવું જોઇએ.'

કારણકે—

"जो होइ दुट्ठचित्तो, एयस्साराहगो वि होऊण ।
तस्स न सिज्झइ एयं, किंतु अवायं कुणइ नूणं ॥४॥"

*

'આ શ્રી સિદ્ધચક્રનો આરાધક થઇને પણ જે આત્મા દુષ્ટ ચિત્તવાળો, એટલે કે–વિષયકષાયમાં રક્ત ચિત્તવાળો થાય છે, તે આત્માને આ શ્રી સિદ્ધચક્ર સિદ્ધ નથી થતું, પણ ઉલ્ટું નિશ્ચયપૂર્વક કષ્ટને જ કરે છે.'

—વધુમાં—

"जो पुण एयस्सारा–हगस्स उवरिंमि सुद्धचित्तस्स ।
चिंतइ किंपि विरूवं, तं नूणं होइ तस्सेव ॥५॥"

*

'શુદ્ધ ચિત્તથી આ શ્રી સિદ્ધચક્રના આરાધક આત્મા ઉપર, જે કોઇ દુષ્ટ આત્મા કંઇ પણ અશુભ ચિંતવે, તે તે અશુભ ચિંતવનારનું જ અશુભ નિશ્ચયપૂર્વક થાય છે.'

આ કારણે—

"एएणं कारणेणं, पसन्नचित्तेण सुद्धसीलेण ।
आराहणिज्जमेअं, सम्मं तवकम्मविहिपुव्वं ॥६॥"

*

'પ્રસન્નચિત્ત અને શુદ્ધશીલ આત્માએ આ સિદ્ધચક્રને આયંબીલરૂપ તપ અને પૂજન તથા ધ્યાન આદિ વિધિપૂર્વક સમ્યક્ પ્રકારે આરાધવું એ યોગ્ય છે.'

*

## નવ પદારાધનની વિધિ

આ પ્રમાણે કહ્યા બાદ 'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ ફરમાવે છે કે–'આ શ્રી સિદ્ધચક્રનું આરાધન આસો માસમાં અને ચૈત્ર માસમાં થાય છે, અને તેમાં પ્રથમના આઠ દિવસોમાં અષ્ટપ્રકારી પૂજા અને

આયંબીલ કરવાનાં અને નવમે દિવસે ' દહીં, દુધ, ઘી, પાણી અને સાકર 'રૂપ પંચામૃતથી શ્રી સિદ્ધચક્રને અભિષિક્ત કરીને અને મોટી પૂજા ભણાવીને આયંબીલ કરવાનું છે. આ રીતિએ નવ અષ્ટાહ્નિક મહોત્સવ અને એકાસી આયંબિલોથી આ તપ પૂર્ણ થાય છે. જ્યારે આ તપ કરતા હોઈએ, ત્યારે મનમાં નવે પદોનું ધ્યાન કરવું જોઇએ અને તે તપ પૂર્ણ થયા પછી તો તપનું ઉદ્યાપન પણ કરવું જોઇએ.'

*

## શ્રી નવપદનો મહિમા

આરાધનાની વિધિનું ભાન કરાવ્યા પછી, આ ઉપકારી ગુરૂદેવ તેનો મહિમાનું વર્ણન કરતાં ફરમાવે છે કે—

"एअं च तवोकम्मं, संमं जो कुणइ सुद्धभावेण ।
सयलसुरासुरनरवर,-रिद्धिउ न दुल्लहा तस्स ॥१॥

*

एयंमि कए न हु दुट्ठ, कुट्ठखयजरभगंदराईआ ।
पहवंति महारोगा, पुव्वुप्पन्ना वि नासंति ॥२॥

*

दासत्तं पेसत्तं, विकलत्तं दोहगत्तमधंत्तं ।
देहकुलजुगियत्तं, न होइ एयस्स करणेणं ॥३॥

*

नारीणवि दोहग्गं, विसकन्नत्तं कुरंडरंडत्तं ।
वंज्झत्तं वयवच्छ-त्तणं च न हवेइ कइया वि ॥४॥

*

किं बहुणा जीवाणं, एयस्स पसायओ सयाकालं ।
मणवंछियत्थसिद्धी, हवेइ नत्थित्थ संदेहो ॥७॥ ”

*

‘ જે આત્મા આ નવપદની આરાધનારૂપ તપકર્મને શુદ્ધભાવે સમ્યક્ પ્રકારે કરે છે, તે આત્માને સુરેંદ્રો, અસુરેંદ્રો અને નરેંદ્રોની ઋદ્ધિઓ દુર્લભ નથી.’

*

‘ આ શ્રી સિદ્ધચક્રની આરાધના કરનાર તપ કર્યે છતે, દુષ્ટ કોઢ, ક્ષય, જ્વર અને ભગંદર આદિ મહારોગો ઉત્પન્ન થતા નથી અને પૂર્વે ઉત્પન્ન થયા હોય તે પણ નાશ પામે છે.’

*

‘આ તપના કરવાથી કરનારને દાસપણું, કર્મકરપણું, કલાહીનપણું, દુર્ભગપણું, અંધપણું, શરીરનું દૂષિતપણું અને કુલનું દૂષિતપણું, આ બધી વસ્તુઓ થતી નથી.’

અને—

‘ આ તપની આરાધના કરનાર સ્ત્રીઓને પણ-દૌર્ભાગ્ય એટલે પતિ આદિને અનિષ્ટ લાગવું તે, વિષકન્યાપણું, કુલક્ષણોવાળું નાકપણું, વંધ્યાપણું અને મરેલા બાળક પેદા કરવાપણું,—આ દોષો કદિ પણ ઉત્પન્ન થતા નથી.’

*

—બહુ કહેવાથી શું ? પણ—

‘ એ વાતમાં બીલકુલ શક નથી કે–’ આ શ્રી સિદ્ધચક્રની આરાધનાના પ્રતાપે સદાને માટે મનોવાંછિત અર્થની સિદ્ધિ થાય છે.’

*

આ રીતિએ ગુરૂદેવે શ્રીમતી મદનાસુંદરીને પ્રભુમાર્ગની આરાધનામાં જ રક્ત થવાનું ઉપદેશ્યું અને સૂચવ્યું કે–'નવપદની આરાધના જ એવી છે કે–' જેનાથી સઘળા મનોરથોની સિદ્ધિ થાય છે.' આ ઉપરથી સમજી શકાશે કે–ગુરૂદેવે ' ઔષધ આદિ બતાવવાનો સાધુઓનો આચાર નથી. '–એમ કહી–' સુખની કાંક્ષાવાળા આત્માઓએ શ્રી જિનેશ્વરદેવે ઉપદેશેલું અને એથી જ સ્વર્ગ અને અપવર્ગનું જે અદ્વિતીય કારણ છે, તે શ્રી નવપદનું આરાધન તેને અવશ્ય આરાધવું જોઇએ, કે જેથી આ લોક અને પરલોક એમ ઉભયલોક શુદ્ધ થઇ પરિણામે સિદ્ધપદની પ્રાપ્તિ થાય. '–આ પ્રમાણે ઉપદેશ્યું અને તે પછી નવપદને શ્રી જૈનશાસનના પરમતત્ત્વ તરીકે ઓળખાવી, તેના અપૂર્વ મહિમાને ઘણીજ સ્પષ્ટતાથી વર્ણવ્યો. એથી સ્પષ્ટ થાય છે કે– શ્રી નવપદની આરાધનાથી આ લોક અને પરલોકની સંપત્તિ પણ સહેલાઇથી મળે છે અને આધિ તથા વ્યાધિ અને ઉપાધિ પણ ટળી જાય છે. તે છતાં પણ કલ્યાણાર્થિ આત્માઓએ તે શ્રી નવપદની આરાધના, પૌદ્‌ગલિક ઋદ્ધિસિદ્ધિ માટે કરવાની નથી, પણ કેવળ મોક્ષના ધ્યેયથી કરવાની છે. અને સમ્યગ્‌દૃષ્ટિ આત્માઓ કરે પણ તેમજ : તથા 'એ ધ્યેયથી આરાધના કરનારા અનેક આત્માઓએ સામાન્ય ઋદ્ધિસિદ્ધિ તો શું, રાજા–મહારાજાપણું તો શું, પણ ત્રણે લોકનું સ્વામિપણું એટલે તીર્થંકરપણું મેળવ્યું છે'–આ વાત શ્રી જિનેશ્વરદેવના શાસનમાં તો સુપ્રસિદ્ધ છે. જેની આરાધનાથી શ્રી તીર્થંકરપણાની પણ પ્રાપ્તિ થાય, તેની આરાધનાથી ચક્રવર્તિપણાની કે ઇંદ્રપણાની પ્રાપ્તિ થવી, એમાં મોટી વાત પણ શી છે ?–પણ આરાધનાના પરિણામે ચક્રવર્તિપણાદિની કે ઇંદ્રપણાદિકની ઇચ્છા કરવી, એને પણ આ સર્વોત્તમ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં મિથ્યાત્વ તરીકે ગણવામાં આવ્યું છે, માટે કલ્યાણના અર્થિ આત્માઓએ સઘળી પૌદ્‌ગલિક વસ્તુઓની લાલસાઓને કાપવાના અને એક સિદ્ધપદનેજ સાધવાના ઇરાદાથી, આ શ્રી નવપદનું આરાધન કરવું જોઈએ. એ ઇરાદાએ આરાધના કરવાથી જરૂર

પડશે તો પૌદ્‌ગલિક ઋદ્ધિઓ અને સિદ્ધિઓ તો આરાધકની સેવામાં અનુકૂળ રીતિએ હાજરજ રહેશે અને સાધક થશે, પણ બાધક નહિ થાય. અસ્તુ.

*

## અહીં તો વાકયે વાકયે ને શબ્દે શબ્દે વૈરાગ્ય!

આ ઉપરથી એ પણ સમજી શકાશે કે–આ શાસનમાં આઠે પદનું ફલ સિદ્ધપદ છે અને સિદ્ધપદને પામેલો કોઇ પણ આત્મા સંસારમાં ફરીને અવતાર લેતો નથી, અને જ્યાં સુધી શ્રી જિનેશ્વરદેવ પણ સિદ્ધપદને ન પામે, ત્યાં સુધી તેઓ પણ મુક્તપ્રાયઃ છતાં કર્મને આધીન ગણાય છે. આથી સ્પષ્ટજ છે કે–શ્રી જિનેશ્વરદેવો પણ જન્મ લેતા નથી પણ પામે છે. એટલે આપણામાં અવતાર થાય છે એમ નથી, તે છતાં પણ પંડિતનું ઉપનામ ધરાવવા છતાં પણ, આ મોટી ઉમ્મરના માણુસ કલ્પના કરે છે કે–'ઋષભદેવ ભગવાન્ પછી અજિતનાથ ભગવાન્ પચાસ કોટાકોટી સાગરોપમ પછી થયા અને પાર્શ્વનાથસ્વામિ પછી મહાવીરદેવ માત્ર અઢીસેં વર્ષે થયા છે, એ કેમ બને? જ્યારે જ્યારે આપત્તિકાળ આવે ત્યારે ત્યારેજ ક્રાંતિકર પુરૂષો અવતાર લે છે.'–આવી કલ્પના આ ધરડા માણુસ કરે છે, એ કેવું અને કેટલું અજ્ઞાન છે? આમને 'પંડિત' નામ ધરાવવા છતાં, આટલી પણ ખબર નથી કે–'શ્રી જિનેશ્વરદેવો જન્મ લેતા નથી પણ પામે છે.'–આ શું ઓછું અજ્ઞાન છે? શ્રી જિનેશ્વરદેવના શાસનમાં છ આરાવાળાં ક્ષેત્રોમાં અવસર્પિણી અને ઉત્સર્પિણી કાલમાં, અમૂક અમૂક અંતરે, અમૂક સંખ્યામાં, અમૂક આત્માઓ જિનેશ્વરપણાને પામે છે અને શ્રી મહાવિદેહ ક્ષેત્રો કે જે ક્ષેત્રોમાં સદા માટે ચોથો જ આરો વર્તે છે, ત્યાં પણ નિયમિતપણે અમૂક અમૂક આત્માઓ શ્રી જિનેશ્વરપણાને પામ્યા જ કરે છે, અને ધર્મતીર્થની સ્થાપના કર્યા કરે છે. આથી આ પંડિતનામધારી મોટા માણુસની કલ્પના તદ્દનજ અર્થવિનાની છે:

અસ્તુ. આ સંસાર પણ અનાદિ છે અને મુક્તિ પણ અનાદિ છે: જડ પણ અનાદિ, ચેતન પણ અનાદિ, અને એનો સંયોગ પણ અનાદિ છે. એ જ રીતે આ બધો ક્રમ અનાદિ છે. અને એથી શ્રી જિનેશ્વર-દેવોએ તો જે હતું, છે અને હશે તેજ પ્રકાશ્યું છે. વૈરાગ્ય, એ આત્માનો સ્વભાવ છે અને રાગ, એ વિભાવ છે. વીતરાગતા, એ આત્માનો મૂળ ગુણ છે અને એ વીતરાગતા પ્રગટ કરવા માટેજ વૈરાગ્ય છે. વીતરાગતાની ઝાંખી વૈરાગ્યમાં છે અને એજ કારણે આ શાસનમાં એક સૂત્ર, એક ગાથા, એક પદ કે એક પણ વાક્ય એવું નથી, કે જેમાં વૈરાગ્ય ન હોય: એક પણ ક્રિયા તથા એક પણ પ્રવૃત્તિ એવી નથી, કે જેને કરવાથી વૈરાગ્ય તરફ આ શાસનમાં રહેલો આત્મા ઢળવા ધારે તો ન ઢળી શકે !

## હેયના નાશથીજ નહિ પણ તેના ત્યાગથી મુક્તિ છે !

(પ્રશ્ન૦ અનાદિકાલના રાગનો નાશ કરવો છે એમ જ ને ?)

રાગ તો અનાદિકાલથી છે અને અનંતકાળ રહેવાનો છે: પણ આપણને વળગ્યો છે તે કાઢવાનો છે. દુનિયાનો નાશ થાય ત્યારે મુક્તિ થાય, એવું કાંઈ આ શાસનમાં નથી: એટલે કે—ત્યાજ્ય વસ્તુના નાશથી મુક્તિનું વિધાન આ શાસનમાં નથી: પણ એને ખસેડવાનું અથવા એનાથી ખસવાનું વિધાન છે. જો ત્યાજ્ય વસ્તુ સળગાવવાની જ હોય, એનો નાશ જ કરવાનો હોય, તો તો શાસ્ત્ર માબાપને પણ ત્યાજ્ય કહે છે, તો શું માબાપનો પણ નાશ કરવા તૈયાર થવું ? નહિ જ, એમ કદી પણ થાય જ નહિ. માત્ર એમને એમ સમજાવાય કે–'આપનો અને મારો સંબંધ ઔપચારિક, બનાવટી અને સંયોગજન્ય છે: એ સંબંધ છૂટવાનો એ નિશ્ચિત વાત છે: કોણ પહેલું જાય છે એ તો જ્ઞાની જાણે ! જ્યારે આ રીતે બગડવાનું છેજ, તો બગડતાં પહેલાં હું છૂટું એમાં આપ આડે ન આવો, પણ સહમત થાઓ.'–આ રીતિએ વિનવવાથી તે ઉપકારીઓ જો

સહમત થાય, તો તો સોનું અને સુગંધિ બેય મળ્યાં એમ કહેવાય અને એ તો ઉત્તમ જ ગણાય! પણ જો એમ ન જ થાય અને જે ત્યાજ્ય છે, તે બહુ જ વળગવા આવે અને ન છૂટે, તો મૂકીને ચાલ્યા જવાનું પરમ ઉપકારી જ્ઞાનીપુરૂષો ફરમાવે છે. કીનારેથી કોઇ અંદર ડૂબતો હોય, એને બચાવનાર બલથી બચાવે, ખીંચે, પેલો એનો બળવાન હોય કે એને પણ ઘસડે, એ પ્રસંગે જો કોઇની મદદ મળવી સંભવિત હોય તો તો જરા ખીંચાય પણ ખરો, પણ તે ક્યાં સુધી? નાશ ન થાય ત્યાં સુધી જ! પણ જો બચાવ ન લાગે તો એને સલામ કરી દેવી, પણ એની ભેગા બીજાએ ન જ ભળવું જોઇએ. ત્યાજ્ય વસ્તુ ઉપર ગુસ્સો કરવાનું કાંઇ કામ નથી. મોહનું બંધન મજેથી છૂટે તો તો અનુપમ, નહિ તો તે બંધન ઉપર કાતર મૂકવાની જ્ઞાનીની આજ્ઞા છે. સૂતરનું કોકડું ગુંચાયું હોય અને એને ઉકેલીને અણિશુદ્ધ કાઢવું હોય, તો દુનિયાના અનુભવીઓ પણ કહે છે કે-'**न भूतो न भविष्यति**।' એ તો જ્યાં જ્યાં ગુંચ આવે ત્યાં ત્યાં કાતર મૂકવી પડે: જો ત્યાં ત્યાં કાતર ન મૂકો તો એ કોકડું, તમે અને તમારી મહેનત એ ત્રણે નકામાં. એજ રીતે સંસાર એ પણ ગુંચવાએલું કોકડું છે. એટલે ગુંચ ઉપર તો કાતર મૂકવીજ પડશે: સાથે રહેવાથી આરો નહિ જ આવે. સ્ફટીકનું સ્વરૂપ શ્વેત છે, પણ જે રંગનો દોરો તેવું એ લાલ, લીલું, પીળું દેખાય: એજ રીતે આત્માનું સ્વરૂપ તો વીતરાગતામય છે: અનંત દર્શનમય, અનંત જ્ઞાનમય, અનંત વીર્યમય અને અનંત સુખમય છે. આત્માનું એ સ્વરૂપ દબાયું પડયું છે, કારણ કે- એ જડના સંસર્ગથી વીંટાયું છે અને એને ખસેડવા માટેજ આ જૈનશાસનની સ્થાપના છે. દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં શ્રી જિનેશ્વરદેવો ચોવીસજ હોય એ નિયત છે. દરેક અવસર્પિણીના ચોવીસમા તીર્થંકરદેવનું આયુષ્ય બહોતેર વર્ષનું અને કાયા સાતજ હાથની, તેમજ પહેલા તીર્થંકરદેવનું આયુષ્ય ચોરાશી લાખ પૂર્વનુંજ અને કાયા પાંચસે ધનુષ્યનીજ તથા તેજ રીતિએ

મધ્યના શ્રી તીર્થંકરદેવોનું પણ આ બધું નિયતજ છે. પહેલા અને બીજા તીર્થંકરદેવોનો અમૂક કલ્પ જૂદોજ હોય. આ પરિસ્થિતિમાં 'પહેલા તથા બીજા તીર્થંકર વચ્ચે આટલો બધો કાળ અને શ્રી પાર્શ્વનાથ સ્વામી તથા શ્રી મહાવીર ભગવાન્ વચ્ચે અઢીસોજ વર્ષ કેમ?'–એ પ્રશ્નજ પ્રભુશાસનના જ્ઞાતાને ન ઉદ્‌ભવે. ભગવાન્ ઇચ્છાયોગે નથી જન્મતા, પણ કર્મયોગે જન્મે છે! ઉત્પન્ન થવાની ભાવના તો નથીજ! '**युगे युगे भवाम्यहम्**'–એ આ શાસનમાં નથી. આજનાઓ લોકહેરીમાં તણાઇ ગમે તેવી સારી વાતને એવી કદરૂપી ચિતરે છે કે–આખી થીયરીજ ફરી જાય. આથી કહું છું કે–શ્રી જિનેશ્વરદેવે જન્મ લીધો એમ નજ કહેવાય: કારણ કે–અનંતા શ્રી જિનેશ્વરદેવો સિદ્ધપદે પધાર્યા તે પાછા આવવાનાજ નથી!

( **પ્રશ્ન**—ત્યારે તો બધા એ જ રીતે કર્મ છોડી છોડીને જવાના તે જવાના જ! )

હા, પણ તે કયારે? જ્યારે શ્રી જિનેશ્વરદેવના શાસનનો યોગ મળે, એમની દેશના સાંભળે, એ હૃદયમાં પરિણામ પામે અને તદનુસાર વર્તાવ થાય ત્યારે જ.

( **પ્રશ્ન૦**—જૈનશાસનમાં જ મુક્તિ છે એમ માનવું, એ દૃષ્ટિરાગ નહિ? )

નહિ જ, કારણ કે–અહીં એ નથી કહેવામાં આવતું કે–જે શ્રી ઋષભદેવને માને તેજ મુક્તિ જાય છે કે શ્રી મહાવીરદેવને માને તેજ જાય, પણ એમ કહેવામાં આવે છે કે–જે શ્રી જિનેશ્વરદેવને માને તેજ મુક્તિએ જાય: તેમાંય માત્ર માનવાથી જ મુક્તિએ જાય એમ ન કહ્યું, પણ જે એ તારકને માને, આજ્ઞા મુજબના જૈનત્વને પામે, તે પછી તેને વધુ ને વધુ ખીલવવાના અટક્યા વગર અણિશુદ્ધ પ્રયત્ન કરે અને તે પણ પરિણામે ક્ષપકશ્રેણિએ ચઢે, મોહનીયાદિ કર્મો

ખપાવી કેવળજ્ઞાન પામે અને ચૌદમે શૈલેશીકરણ કરે, તેની મુક્તિ થાય. ક્ષપકશ્રેણિના બદલે ઉપશમશ્રેણિ માંડે તો વળી ગબડે અગર અટકે. આમાં દૃષ્ટિરાગ ક્યાં આવ્યો ?

માધ્યસ્થ્ય અને મૂર્ખાઈનું સ્પષ્ટિકરણ–

( પ્રશ્નકાર૦ સર્વમાન્ય સિદ્ધાંતો જોઇયેને ! )

દુનિયા ન માને એથી સિદ્ધાંતની સર્વમાન્યતા ઉડી જતી નથી. 'શ્રી વીતરાગના શાસનને પામી, પાળી જે વીતરાગ થશે તેજ મુક્તિપદને પામશે'–આ સિદ્ધાંત સર્વમાન્ય જ છે. જેને જેને મુક્તિ-પદની ઈચ્છા હશે, તેને તેને આ સિદ્ધાંત માનવો પડશે અને જીવનમાં ઉતારવોજ પડશે, એ નિર્વિવાદ વાત છે : માટે મુક્તિ માર્ગના પ્રરૂપકે પોતાનું બોલવાનું છોડી દઇ, શ્રી જિનેશ્વરદેવે ફરમા-વેલુંજ બોલતાં શીખવું જોઇએ. આજના મતિમુજબ બોલનારાઓ, જગતનો નાશ કરનારા છે, પણ ઉદ્ધાર કરનારા નથીજ. જનતા તમારૂં કે મારૂં માને એ નકામું છે : કલ્યાણની અર્થિ જનતાએ તો શ્રી જિનેશ્વરદેવના કથનનેજ માનવું જોઇએ, કારણ કે–એમાંજ જન-તાનું શ્રેય છે : બાકી તો જૂઠ્ઠો વેપારી પણ સાચુંજ બોલવાનું જ કહે છે. અને ઉપરથી 'ભગવાનના સોગન જો જૂઠું બોલતો હોઉં તો'–આવા સોગન ખાઇને પોતાના અસત્ય ઉપર, સત્યની મ્હોર છાપ મારવાની સફાઇ કરે છે. તેવી સફાઈ કલ્યાણના અર્થિએ ન કરવી જોઇએ. તેણે તો તારક શ્રી વીતરાગદેવની આજ્ઞારૂપ ખીલે બંધાવું જ જોઇએ. તમે જાણો છો કે–જંગલમાં રખડતો હસ્તી પણ ખીલે બંધાય છે તો રાજહસ્તી કહેવાય છે અને એના જ ઉપર સોનાની અંબાડી મૂકાય છે, અલંકાર પણ એને મળે છે અને ફૂલે પણ એજ પૂજાય છે. બાકી અટવીમાં ભટકનારા તો ટાઢ તથા તડકે રખડી મરી જાય. તેમજ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના ખીલે

બંધાઓ તોજ મુક્તિમાર્ગની આરાધના થાય, નહિ તો તો સંસારના સરિયામ રસ્તાના મુસાફર તો છો જ. આથીજ ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ કહ્યું કે–'મને શ્રી મહાવીરને વિષે પક્ષપાત નથી અને કપિલ આદિ ઉપર દ્વેષ નથી, પણ જેનું વચન યુક્તિવાળું હોય તેનોજ પરિગ્રહ કરવો.'–પણ જ્યાં જ્યાં '**प्रणम्य**' અને '**नमामि**' વિગેરે લખ્યું, ત્યાં ત્યાં '**वीरं**' અને '**श्रीम ध्वांर**' વિગેરે શ્રી જિનેશ્વરદેવોનાં નામજ લખ્યાં, પણ 'કપિલ' આદિ કોઇનુંજ નામ ન લખ્યું. મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવરે તો ભાષાના સ્તવનમાં પણ ફરમાવ્યું છે કે–

તુજ વચનરાગ સુખ આગળે,
નવિ ગણું સુરનર શર્મરે :
કોડી જો કપટ કોઇ દાખવે.
નવિ તજું તોએ તુજ ધર્મરે."

*

અને એજ શ્રી ઉપાધ્યાયજી મહારાજાએ, જ્ઞાનસારમાં સાફ સાફ ફરમાવી દીધું છે કે—

" स्वागमं रागमात्रेण, द्वेषमात्रात्परागमम् ।
न श्रयामस्त्यजामो वा, किंतु मध्यस्थया दृशा ॥ १ ॥ "

*

અમે 'સ્વાગમ' એટલે શ્રી જિનેશ્વરદેવના આગમનો જે સ્વીકાર કરીએ છીએ, તે રાગમાત્રથી નહિ અને 'પરાગમ' એટલે કપિલ આદિના આગમનો ત્યાગ કરીએ છીએ, તે દ્વેષ માત્રથી નહિ, પણ શ્રી જિનેશ્વરદેવના આગમનો જે આશ્રય અને કપિલાદિના આગમનો જે ત્યાગ કર્યો છે, તે મધ્યસ્થપણાથીજ કર્યો છે.'

*

આજ રીતિએ દરેક મહાપુરૂષોએ મધ્યસ્થપણા પૂર્વક અસત્યનો ત્યાગ અને સત્યનો જ સ્વીકાર કર્યો છે. ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ જ્યાં શ્રી પતંજલિનું ગૌરવ કર્યું છે, ત્યાં સાફ સાફ કહી દીધું છે કે-માર્ગાનુસારી છે પણ પ્રથમ ગુણસ્થાનકેજ છે ! માર્ગાનુસારી તે કે જે ' ભવ ' એટલે ' સંસાર 'ને બહુ ન માને અને 'શાસ્ત્ર ગહન અને મતિ અલ્પ માટે શિષ્ટો કહે તે પ્રમાણ'-એ માન્યતા માર્ગાનુસારીની હોય ! આ દશા શ્રી પતંજલિમાં હતી. આથી સ્પષ્ટ છે કે-શ્રી જિનેશ્વરદેવનું શાસન પામેલામાં મધ્યસ્થતા હોય, પણ મૂર્ખતા જરાયે ન હોય. પરન્તુ આજની મધ્યસ્થતા એટલે તો પ્રાયઃ સુધરેલી મૂર્ખતા જ જણાય છે. એને એકદમ મૂર્ખાઇ ન કહેવાય, કેમકે-મૂર્ખાઇ પણ સુધરેલી છે ! એને જો મૂર્ખાઈ કહેવી હોય તો પણ આમતેમ ફરીને તે પછી કહેવાય, એવી આજની ભયંકર દુર્દશા છે. આજની સભ્યતા ભયંકર છે. હાથે શેકહૅન્ડ કરે અને હૈયામાં ભાવના સામાને મારવાનીય હોય ! આ શાસનમાં એમ ન જ ચાલે. આ શાસનને પામેલાથી નમસ્કાર જ્યાં-ત્યાં ન જ કરાય. માથું તો નમતું હોય ત્યાં જ નમે. ' નોકર ગમે તેવો ડાહ્યો હોય પણ શેઠ એને સામે જ બેસાડે. શેઠ પોતે ઉભો થઈ નોકરને માન આપીને પોતાની ગાદીએ બેસાડે, તો પરિણામે બેયનો નાશ જ સમજાવો. ' -એમ લોકવ્યવહાર પણ કહે છે, તો પછી ધર્મવ્યવહારના ઔચિત્યનું તો પૂછવુંજ શું !

*

આજે કેટલાકો તરફથી કહેવાય છે કે-'ગમે તેવા પણ વિચારો સ્વતંત્ર રીતે કહેવામાં હરકત શી ?'-એમ કહેનારાઓએ એક સાદી વાત સમજવી જોઇએ કે-એક માણસને બીજાના કુટુંબ માટે અમૂક સ્વતંત્ર વિચારો બંધાયા છે : હવે જો એ મનમાં રાખે ત્યાં સુધી તો ઠીક, પણ જાહેરમાં બોલે તો પેલા જરૂર એના પર ડેફરમેશન કેસ કરેને ? પેલો કહેતો હોય એનાથી એ કદાચ સો ગુણો ખરાબ હોય,

તો પણ જો એ વિચાર પેલો બહાર મૂકે, તો તો પેલો ચાર સાક્ષી લાવીને એના પર ડેફરમેશન માંડે અને એમાં પેલો હારે તો ઉપરથી પાંચ લાખનો દાવો માંડીને એનાં ઘરબાર પણ વેચાવે ખરોને? આથી-' ગમે તેને માટે જાણ્યાવિના, પરિચયવિના, દેખ્યાવિના મરજી-મુજબ બોલવું એ તો અજ્ઞાન છે. '-એમ કહેવાય છે, છતાં આજના કેઇ સુધારક ગણાતાને, પોતાની મરજી મુજબ જૈનદર્શન ઉપર ભાષણ કરવા તૈયાર થનારને, શ્રી મહાવીરદેવનું જીવન વર્ણવવા તૈયાર થનારને અને સિદ્ધાંતોનું વર્ણન કરનારને જરા પૂછો કે-'શા આધારે અને શું બોલશો ?' તો એ ઝટ કહેશે કે-'શું અમારી પાસે ભેજું નથી ?' એવાને કહેવું જ પડે કે-'એ ભેજું ઘર તથા પેઢી ઉપર ચલાવાય, પણ તે અહીં સ્વતંત્ર રીતે ન ચલાવાય !' ઝવેરીની બુદ્ધિ ગમે તેવી, પણ તે કાપડીયાને ત્યાં કામ ન આવે. 'ભગવાન્ શ્રી મહા-વીરદેવના જીવનનો અભ્યાસ, શ્રી જૈનદર્શનનો અભ્યાસ અને તેના સિદ્ધાંતોનું જ્ઞાન, માત્ર એક ચરિત્ર વાંચી જવાથી કે ઉપર ટપકે કંઈ કંઈ જોવાથી કે કલ્પિત વિચારણાઓ કરવાથી થઇ શકે તેમ નથી અને એ વિષય ઉપર સ્વતંત્ર રીતિએ યદ્વા-તદ્વા બોલવું, એ ભયંકર મૂર્ખાઈ છે. '-આ રીતે રીતસર પણ ન કહેવાય, એ ધર્મપ્રેમનો અભાવ સૂચવે છેને ? દુનિયાદારીમાં પોતાની મુડી માટે તો ખોટી શાંતિ કોઇજ રાખતું નથી : ત્યાં તો સાફ સાફ કહી દેવાય છે કે-'હજારો આપું તે હા, પણ આંખમાં આંજીને પાઇ ન લેવા દઉં.' અને જ્યાં તારક ઉપર આક્રમણ આવે, ત્યાં શાંતિની વાતો થાય એ શું ? સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની પ્રાપ્તિ જેના યોગે થાય, તે તારકના શાસન ઉપર આક્રમણ આવે તે સમયે, મધ્યસ્થ બનનારને શાસ્ત્ર મૂર્ખ કહે છે, કારણકે-એને વસ્તુની કિંમત જ નથી. સાચા ખોટાનો વિવેક થયા પછી, સાચા અને ખોટાની વચ્ચે માધ્યસ્થ ન હોય. મુનિને ચિંતામણિ તથા કાચ એ બે ઉપર રાગદ્વેષ ન હોય,

પણ બેયને સરખા કહે ખરા? નહિજ. જે જેવું હોય તે તેવુંજ કહેવાય. ઘરમાં ત્રણ સ્ત્રી હોય : મા, બેન અને પત્ની : ત્રણેમાં સ્ત્રીત્વ તો સમાન છે : હવે કોઈ સમાનદૃષ્ટિવાળો અધ્યાત્મી કહે કે–'મારે તો ત્રણે સમાન છે'–અને એમ કહીને માતાને વહુ અને વહુને માતા કહે તો ચાલે? ન ચાલે, એટલુંજ નહિ પણ એમ કહેનાર બેવકૂફ કહેવાય. વિરાગભાવના લાવવા માટે ત્રણેમાં સમાનભાવ ચિંતવે એ વાત જૂદી, પણ સહવાસમાંજ રહેવું હોય–ઉપયોગજ કરવો હોય, ત્યાં એવા સમાનભાવે વર્તે તો એ બદમાશ કહેવાય અને બહાર નીકળે તો મ્હોં કાળું દેખાય અને સરકારને ખબર દેવાય તો પકડીને જેલમાં પૂરેને? માટેજ કહેવાય છે કે–શ્રી જિનેશ્વરદેવે કહેલા શાંતિ, ક્ષમા, વિનય અને ઔદાર્યાદિ ગુણોમાં સુવિચાર અને સુવિવેક જોઇએ. માબાપની આજ્ઞા માનવાનું શ્રી જિનેશ્વરદેવે વિધાન કર્યું, પણ શું કામ માનવી, કયી આજ્ઞા માનવી, કયાં સુધી માનવી, એનો તો નિર્ધાર કરવોજ પડેને? આ તો એકજ વાત પકડી કે–'બસ માનવીજ, ન માને તો ડૂબે : જે માબાપની આજ્ઞા ન માને તે શ્રી જિનેશ્વરદેવની શું માને?'–આ રીતે ભાંગડો વાટે એવાઓ, સત્ય સમજે પણ શી રીતે અને સમજાવે પણ શી રીતે?

*

## સાચું સ્પષ્ટપણે પ્રરૂપાયજ!

ગુરૂની આજ્ઞા માનવાનું ત્યાં સુધી વિધાન કર્યું છે કે–ગુરૂ રાતને દિવસ કહે અને કાગડાને ધોળો કહે તોય શિષ્ય પ્રમાણ કરે : પણ જમાલીના શિષ્યોને જ્યારે જમાલી અયોગ્ય જણાયા, ત્યારે એમની સાથે શાસ્ત્રાર્થ કર્યો અને તેઓ ન સમજ્યા તો છોડીને એ ભગવાનને શરણે આવ્યા અને ભગવાને પણ એમને સંઘર્યા. આ રીતિએ ગુરૂને તજી જનારા જમાલીના શિષ્યો આજ્ઞાભંજક ખરા? નહિજ, કારણ કે–સત્યના સ્વીકારમાં આજ્ઞાનો ભંગ છેજ નહિ. એજ રીતિએ ક્ષમા અને સમતા બધેજ ન હોય : બે મુનિ હોય તેમાં એક મુનિ ઉપર

આપત્તિ આવે, ત્યારે જેના ઉપર આપત્તિ આવે એને માટે તો સમભાવે સહવાનું જ વિધાન, એ તો ક્ષમા જ રાખે અને ઉપસર્ગ કરનારને પણ એ તો ઉપકારી જ માને : પણ બીજા મુનિ અથવા પાસે જે શ્રાવક કે ધર્માત્મા હોય એની ફરજ કઈ ? 'ઉપસર્ગથી કર્મક્ષય થાય માટે ભલે સહે'—એમ માની શું એ મૂંગા ઉભા રહે ? શાસ્ત્ર કહે છે કે—જો એમ મૂંગાજ ઉભા રહે અને છતી શક્તિએ પણ ઉચિત પ્રતિકાર ન કરે તો એ વિરાધક છે. બે મુનિ ધ્યાનમાં હતા : ત્યાં ઉપસર્ગ થયો હતો : ત્યારે શ્રી રામચંદ્રે ઉપસર્ગનું નિવારણ કર્યું, એ વાત આવી ગઇ છે. એવે સ્થળે પણ ખોટી ક્ષમા, એ તો મોહની મૂર્ચ્છા છે. શ્રી ઉપાધ્યાયજી મહારાજે 'ઉપદેશરહસ્ય'માં સ્પષ્ટ કર્યું છે કે—'મિથ્યાદૃષ્ટિના શુભ પરિણામ પણ અશુભ છે અને એની સુંદર ક્રિયા પણ અસુંદર છે : એની ક્ષમા, શાંતિ, સમતા એ તમામ મોહની મૂર્ચ્છા છે !' પોતાના બાપે જ્યારે ન માન્યું, ત્યારે શ્રીમતી મયણાસુંદરી તાબે થઇ હોત તો પરિણામ શું આવત ? લોક વિનીત તો કહેત, આ ઝઘડો તો ન થાત, પણ એક પણ આત્મા એમ સમજે કે—શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંતમાં પોલ છે, એની તે હાનિ છે, કે જે હાનિ આગળ હજારો અજ્ઞાન આદમીઓએ કરેલી ધર્મનિંદાની હાનિ કશી વીસાતમાં નથી ! ભગવાન્ શ્રી મહાવીરદેવ તો વીતરાગ હતાને ? શ્રી ગૌતમસ્વામિજીએ જ્યારે પૂછ્યું કે—'ભગવન્ ! શું શ્રાવસ્તિમાં બે જિન છે ?' ત્યારે ભગવાન્ જાણતા હતા કે—'મારા કહેવાથી લોકો પણ આ વાત બહાર કરશે, ગોશાળાને પણ આ વાતની ખબર પડશે, ગુસ્સો ચઢાવીને એ અહીં આવશે, ઉપદ્રવ મચાવશે, બે મુનિને તો તેજોલેશ્યાથી બાળીને ભસ્મીભૂત કરી મૂકશે અને મારા ઉપર પણ તેજોલેશ્યા મૂકશે, છ મહીના સુધી મને એના યોગે લોહીનો દસ્ત થશે અને એજ તેજોલેશ્યા એના શરીરમાં સંક્રમશે, જેથી એ સાત સાત દિવસ સુધી ભયંકર વેદના પામશે !' આ બધું ભગવાન્ જાણતા

હતા, છતાં પણ ભગવાન્ શ્રી ગૌતમમહારાજાને મૌન ભજવાનું ન કહ્યું, પણ જેવું હતું તેવું ભગવાને સ્પષ્ટપણે કહ્યું. જો ભગવાન્ મૌન રહેત તો આખી પરિષદ્ શંકાકુલ થાત કે-'ગોશાળો પણ જિન હશે, નહિ તો ભગવાન્ મૌન કેમ રહે? શ્રી ગૌતમમહારાજે પૂછ્યું અને ભગવાને મૌન ભજવાનું કહ્યું માટે જરૂર કાંઇ હશે.'-આવું મોટો ભાગ માની લેત અને પરિણામે મિથ્યા મતની વૃદ્ધિ ભયંકર રીતિએ થાત : પણ તેમ થાય જ શાનું? ભગવાન્ જેવા સાક્ષાત્ સત્યપ્રકાશક તેવે સમયે મૌન ધરે જ નહિ. આ ભાઇ આની પાસે પાઇ ન માગતો હોય, પણ કહે કે-'મારૂં લેણું આ આપતો નથી!' અને એના જવાબમાં જો સામો આ ભાઇ કાંઈ પણ નજ બોલે, તો જરૂર બધા માને કે-કાંક હશે. આવું ચાલે છે. એક ભાઈ બીજા પાસે હજારના લેણાની વાત કરે અને પેલો ના પાડે તોય, અમૂક ભાગ એમજ કહેનાર નીકળે કે-'હજાર નહિ તો નવસેં હશે, આઠસેં હશે, સો હશે, પણ હોયા વિના માગે?' આવો ભાગ પણ મોટો છે.

*

## પંચાતીયાની દીકરીની વાત-

એક પ્રચલિત વાત છે કે-એક શેઠની દીકરી નાનપણમાં વિધવા થઇ હતી. બાપને ત્યાં રહેતી હતી. એનો બાપ (એ શેઠ) ગામનો પંચાતીયો હતો. બસ, જ્યાં ને ત્યાં પંચાત કરવા જાય. ગામ હોય એટલે પંચાત તો રોજ નીકળે. દીકરીએ કહ્યું કે-'આપ કાંઇ સર્વજ્ઞ નથી કે બધે ન્યાય જ કરી શકો, માટે પંચાત જવા દો : પંચાતમાં અન્યાય તો થાયજ માટે મૂકી દો!' પણ શેઠ માને? એણે તો કહ્યું કે-'હું તો બહુજ વિચારીને પછી પંચાતનો ફડચો આપું છું.' દીકરીએ બાપને એ લતથી છૂટા કરવા વિચાર કર્યો. એક દિવસ સવારના પહોરમાં બાપની દુકાને લાંગવા બેઠી : બાપે કારણ પૂછતાં એણે જણાવ્યું કે-'મને મારાં ભાઇ-ભાભી કનડે છે, મને અહીં ફાવતું

નથી, માટે મારે મારા ઘેર જવું છે : તો મારા ચાલીસ હજાર રૂપીયા જે મેં તમને આપ્યા છે તે આપી દો.' શેઠ તો હેબતાઈ ગયો કે- દીકરી આ બોલે છે શું? દીકરી તો રોવા માંડી, આડોશી-પાડોશી અને લોક ભેળા થઈ ગયા અને બધાએ દીકરીને પૂછવા લાગ્યા, ત્યારે એણે કહ્યું કે-' ભાઇ ! કાંઇ કહેવાય તેમ નથી. મને શી ખબર કે-બાપ જ મારા રૂપીયા ઘાલશે. ખાતાપત્રા વિના જ મેં તો ચાલીસ હજાર રૂપીયા બાપને આપ્યા, ભાઇભાભી સાથે નથી બનતું માટે મારે મારા ઘેર જવું છે અને બાપાજી પાઇ આપતા નથી. મારે જવું ક્યાં?' બધા શેઠને વઢવા લાગ્યા. આના ઉત્તરમાં શેઠ કહેવા લાગ્યા કે-' પણ પાઈયે નથી લીધી.' બધા કહે કે-' એમ તે હોય? દીકરી કાંઈ જૂઠું બોલે? ચાલીસ હજાર નહિ હોય તો વીસ હજાર હશે, પણ કાંઇ સાવ જૂઠું હોય?' શેઠ મનમાં ઘણુંય સમજે પણ કરે શું? પોતે જ્યાં જ્યાં પંચાત કરેલી અને જેના જેના ગેરલાભમાં ફેંસલો આપ્યો હતો, તે પણ દાવ મળ્યો જાણી ભેળા થયા. આખરે શેઠને પંચાત કબૂલ કરવી પડી અને પંચાતીયાઓએ દશ હજાર બાઇને આપવાનો ફેંસલો આપ્યો. જમવા વખતે એજ દીકરી પોતાના બાપને પીરસે છે, પણ આજે શેઠને ખાવું ભાવે? બાઇને કાંઇ પૈસા લેવા નહોતા : તરત જણાવ્યું કે-' બાપાજી ! જોયું ? પંચાત બધે આવી જ થાય.' શેઠ તરત સમજી ગયો અને હવેથી કયાંઇ પંચાત કરવા નહિ જવાનો નિશ્ચય કર્યો.

*

(પ્રશ્નકાર૦ આજના તો કહે છે કે-'શ્રાવસ્તિમાં એ જિન નથી એમ કહેવામાં ભગવાને સમભાવ ગુમાવ્યો.)

એમ કહેનારા અજ્ઞાન છે અને ભગવાનને ઓળખી શક્યા જ નથી, એમજ કહેવું પડશે. સત્યનું પ્રકાશન કરવામાં સમભાવ જતો જ નથી, પ્રશસ્ત પ્રસંગોમાં આંખ લાલ કરવી પડે. કેવળજ્ઞાની

કેવલજ્ઞાન થતાંની સાથે જ પોતાના પરિવારને છદ્મસ્થને સોંપી દે છે, કેમકે–પરિવારમાં કોઇ બાળ હોય, કોઈ ડાહ્યો હોય, વાંકા–ટેઢા બધા હોય, કોઈ પ્રત્યે આંખ પણ લાલ કરવી પડે અને કોઇને ધોલ પણ મારવી પડે: હવે વીતરાગની તો આંખજ લાલ ન થાય ત્યાં થાય શું? શાસનની રક્ષા છદ્મસ્થથી જ થાય! પ્રસંગે પ્રશસ્ત કષાય સેવે તોજ રક્ષા થાય. વીતરાગ તો વીતરાગતાના યોગે વીતરાગ છે, પણ આજના આડંબરીઓ તો પોતાને છેડે આભડછેટ ન આવે માટે વીતરાગ બનાવાનો ડોળ કરે છે! આજના એ પોતાના માનપાનની રક્ષા માટે બધુંજ કરે અને ગૃહસ્થો પણ ઘર અને બજારમાં તો બધું કરે: જરા આપત્તિ આવે તો પોલીસ લાવે, બંદોબસ્ત કરે, પણ મંદિર ઉપર ધાડના ખબર મળે તો–'હું એકલો શું કરૂં? કરશે તે ભરશે. **'क्षमा वीरस्य भूषणं'**–'ક્રોધે ક્રોડ પૂરવ તણું'......આ રીતે કહેવા મંડી પડે. કોઇ મૂર્તિ લઇ જાય ત્યારે કહેવા તૈયાર કે–'હશે ત્યારે એ પૂજશે.' પણ પોતાની મૂડી કોઇ લઈ જાય, ત્યારે એ ભાવના ક્યાં જાય છે? 'હશે ત્યારે બીચારો એ વાપરશે, દાન દેવાતું નહોતું તે એની મેળે લઇ ગયો: ભલે લઇ ગયો.'–આ વિચાર ત્યાં કેમ નથી આવતો? અલંકાર લેવા આવનારો મૂર્તિને પૂજશે એમ? સ્વાર્થીઓ વિચાર પણ કેવા કરે છે? ગુણો પણ સમ્યક્ત્વ પૂર્વકના ન હોય, તો તે વસ્તુતઃ ગુણાભાસો છે. શ્રીમતી મયણાસુંદરીના ગુણો તે સમ્યગ્દર્શન પૂર્વકના હતા. ગુરૂ પણ સમ્યગ્દર્શનવાળા જ હતા.

## વકીલને તથા શ્રીમંતને શું કહેવું?

આ શાસન કોઈ ઓર જ છે. અટવીમાં એક મુનિ ધ્યાનમાં ઉભા હતા. એક રાજાને તેની વિપરીતચારિતા માટે રાજ પરથી ઉઠાડી મૂકવામાં આવ્યો હતો. એ દુઃખી દુઃખી થઇ ગયો હતો. ત્રણ દિવસનો ભૂખ્યો હતો. તે રાજા એક રાત્રે આ અટવીમાં પેલા મુનિ પાસે જઇ ચઢયો અને પોતાને ભૂખ્યો જણાવી ખાવાનું માગ્યું.

મુનિએ ઠંડે કલેજે ધર્મલાભ આપ્યો અને એને ઉપદેશ દેવા માંડયો. ઉપદેશમાં મુનિવરે કહ્યું કે-'અમારી પાસે તો દિવસે પણ આહાર રહેતો નથી, જોઇયે ત્યારે જોઇયે તેટલો ભિક્ષા માગી લાવીયે છીયે, તો રાત્રે તો આહાર હોય જ શાનો ? વળી તારા જેવા રાજાએ પણ રાત્રે ખાવું ઉચિત નથી.' ત્રણ દિવસોના ભૂખ્યા રાજાને ઠંડે કલેજે મુનિ આ રીતે ઉપદેશે છે હોં ! રાજ્યપરથી કેમ ઉઠવું પડયું, રાજા છતાં આ દશા કેમ થઇ, એ બધી કર્મસ્થિતિનો પ્રભાવ સમજાવી, એ મુનિએ એ રાજાને સંસારની અસારતા એવી સમજાવી, કે જેથી એ રાજાએ શ્રાવકપણું અંગીકાર કર્યું : પ્રતિજ્ઞાઓ લીધી : જે રાજા માંસાહારી અને દુરાચારી હતો તે શ્રાવક બન્યો. આજનાઓ કહે છે કે-'ભૂખે પેટે ધર્મ હોય ?' વ્યસન તજાવવાં હોય તો મંદવાડમાં સહેલાઇથી તજાવાય. સાજા આદમીને જો તે પક્કો વ્યસની હોય અને તેને બીડી છોડવાનું કહો, તો તે એકદમ પ્રાયઃ ન છોડે. કહે કે-'બીડી તો ફાયદાકારક છે, એનાથી તો ઝાડો ઉતરે છે, એ પાધા પછી તો ઉંઘ ઉડે છે, વિગેરે વિગેરે.' પણ તેજ જો માંદો પડે, પથારીમાં પડે, ત્યારે જો વૈદ કે ડૉક્ટર ના પાડે તો તરત બંધ કરે. ડૉક્ટર કહે કે-'નહિ હલાય, ચાહદૂધ નહિ પીવાય, તાજા દહીંની તદ્દન મોળી છાશ, જરા પણ સ્વાદ વગરની પીવી પડશે.'-તો દરદી એ તરત કબુલી લે. એજ રીતે દુઃખ વખતે ધર્મ પણ પ્રાયઃ અમૃત-રૂપે પરિણમે. સુખીને પણ સુખ એ દુઃખ રૂપ સમજાય તોજ તે પ્રભુપ્રણીત ધર્મ પામી શકે. ચક્રવર્તી જેવાઓને વૈરાગ્ય તો ત્યાગની અખંડ મૂર્તિઓ જ પમાડે. ત્યાગના ધોધ એવા છોડે કે-એવા સુખમાં પણ ઝેર બતાવે ! આ તાકાત તો તેવા મહર્ષિઓમાં જ હોય : અમા-રામાં એ તાકાત નથી : જે દિ એ તાકાત આવશે તે દિ અમે અમને ભાગ્યશાલી માનીશું. સભા વચ્ચે ચક્રવર્તીના મુગટ સમર્થ ત્યાગીઓ જ ઉતરાવે. મનુષ્યલોકને ગંધાતો માનનાર ઇંદ્રોને પણ, ત્યાં અવતાર લેવાની ભાવના એ તારકોના ગેગે જ થાય. શ્રી જિનેશ્વરદેવો સંસા-

રની અસારતા કેવી રીતે જાહેર કરતા હશે એ વિચારો. શ્રી જિનેશ્વરદેવ જેવા સંસારની અસારતા દર્શાવનાર કોઇ પણ નથી, કારણ કે–તે તારક સંસારની જેવી દશા છે તેવી દશા તદ્દન સ્પષ્ટ કરીને બતાવે છે. ખરેખર, સંસારની પિપાસા એટલી બધી ભયંકર છે કે–એને યોગે આજે એક ઝુંપડી જેવી મોટર હોય, તેમાં તો આંખે ચાર ચસ્મા આવી જાય છે. બસ, ભોંભોં કરતી દોડાવ્યે જ રાખે અને પાછળ બદબો ફેલાતી જ જાય : રસ્તામાં કોઇને તકલીફ થાય એનું ભાન જ ન મળે : આરતેથી હાંકવાનો ડ્રાઇવરને હુકમ કરવાનું શીખેલા જ નહિ : પોતે પોતાને નવરો ન માને, બહુ કામવાળો માને અને ચાર ચાર ઠેકાણે તો ટાઇમ આપ્યા હોય, એટલે તે દોડાવીને જ જાય : આઠને પાંચ મીનીટે ટાઇમ આપ્યો હોય તો હિસાબ ગણે કે–ચાલીસ માઇલની ઝડપે ચાલનારી મોટર છે, તો તે મુજબ જ પોતે ઘેરથી નીકળે : પણ રસ્તામાં કેઇ હેરાન થાય એનું તો એ હૈયાવિનાનાઓને ભાન જ નહિ. આવા મદમાં છકેલાને ઠીક કહીયે, સારા કહીયે, તો તેઓ ધર્મ શી રીતે પામે ? આજના સ્વાર્થાંધ ધારાશાસ્ત્રીઓ એટલે કાયદાબાજોની પ્રશંસા કરવી, એ ખરે જ એમનું ખૂન કરવા બરોબર છે. તેઓને તો એમ જ કહેવાવું જોઇએ કે–'કાયદાનો દુરૂપયોગ કરી પાપથી પેટ ભરનારા તમારા માટે તો સદ્‌ગતિ પણ બંધ જ છે ! આમ કહેવાય અને જો તેઓ ભાગ્યશાળીઓ હોય તો કાંઈક ચાનક લાગે : એના યોગે ભલે અહીં ન બોલે પણ જો યોગ્ય હશે તો ઘેર ગયા પછી પણ સાચું કહેનાર મળ્યાનું એને ભાન જરૂર થશે ! બાકી એવાઓને 'તમારા આધારે પ્રભુનું શાસન જયવંતુ વર્તે છે'–એમ કહેવામાં તો પ્રાયઃ હાનિ જ છે.

*

શ્રી આર્યરક્ષિતની માતાએ, ચૌદ વિદ્યા ભણીને આવેલા તથા રાજાના અને આખા નગરના માનને પામેલા પોતાના દીકરાને, માત્ર

એક રાત રાખી સવારે વહેલા દૃષ્ટિવાદ ભણવા રવાના કરી દીધો. પુત્રે જ્યારે પૂછયું હતું કે–'બધાને આનંદ થયો અને તને કેમ ન થયો ?' ત્યારે માતાએ કહ્યું હતું કે–' એ કાંઇ મા છે ? હું તો મા છું.' આ રીતે માતાએ પોતાના પુત્રને દ્રષ્ટિવાદ ભણવા મોકલી, સાડા નવ પૂર્વનો ધણી અને જૈનશાસનનો સૂરિપુરંદર બનાવ્યો છે. આ માતા !

*

લક્ષ્મીવાન વડે જ શાસન હોત, તો તો શાસ્ત્રે એના જ ગુણ ગાયા હોત. શાસ્ત્ર કહે છે કે–લક્ષ્મીવાન કલ્પતરૂ ખરા, પણ ખોબે ખોબે દે તો ! લક્ષ્મીને અસાર માને તો જ એ રીતે દેવાય. કીર્તિ માટે, વાહ–વાહ માટે, પોઝીશન માટે દે એ દાન ન ગણાય : એ તો ફેંકયા ગણાય. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ લક્ષ્મીની મૂર્ચ્છા છૂટે અને સાતે ક્ષેત્રમાં વાપરે તથા અનુકંપાથી દીન અને અનાથને હસતા રાખે તો એ કલ્પતરૂ! લક્ષ્મીની લીલામાં રક્ત બનીને બંગલા બંધાવનારા કે બૉર્ડ મરાવનારા દાતાર નથી, પણ લક્ષ્મીના ગુલામ છે. માટે જ કહું છું કે–આજ્ઞારૂપ ખીલે બંધાવું પડશે : જંગલી મટી શહેરી બનવું પડશે. જંગલમાં ઘોડા છૂટા ફરે, પણ શહેરમાં આવે તો તો લગામ જોઈ યેજ. એક જ્ઞાનીની પુંઠે સંખ્યાબંધ અજ્ઞાનીઓ તરી જાય. કાં તો જ્ઞાની બનો અગર જ્ઞાનીની પૂંઠે ચાલો ! રાજાના મંગળ ઘોડાને લગામ ન હોય. જૂનાં ઢોર કેટલાંક એવાં હોય છે કે–એને માર્ગ બતાવવો ન પડે : છૂટે એટલે સીધાં ચરવાં જાય અને સાંજે ચાલ્યાંજ આવે. છતાં ઘેર તો ખીલો ખરોજ. જ્ઞાનીની નિશ્રા વિના શ્રેયઃ નથી. અહંતાથી આ શાસનમાં મુક્તિ નથી. શ્રી જિનેશ્વરદેવનાજ શાસનમાં મુક્તિ છે, એમ કહેવું એ દષ્ટિરાગ નથી. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માનવામાં જ ધર્મ છે, એમ કહેવું એ હઠ કે કદાગ્રહ નથી ! આજ્ઞા ન પાળે તે ધર્મી નથી, એમ કહેવામાં દ્વેષ પણ નથી અને આજ્ઞાની સામે લાલ આંખ કરે તે વિરોધી છે

અને વિરાધક છે, એમ કહેવામાં કશી હરકત નથી. મોક્ષ મેળવવાના પ્રયાસમાં હોઇએ ત્યારે, અમૂક રીતના પ્રશસ્ત કષાયો, એવા શાસનના ભયંકર વિરોધીના પ્રસંગોએ આવી જવા, એ તદ્દનજ સ્વાભાવિક છે: કારણ કે–આત્માને જ્યારે આ પ્રભુશાસન ઉપર અતિતમ રાગ ઉત્પન્ન થાય છે, ત્યારે એનાથી શાસનની સામે ઉડાડવામાં આવતી ધૂળ કોઇ રીતે સહી શકાય નહિ: એનું કારણ એ છે કે–એને લાગે કે, જો શાસન સ્હામેનાં કાવતરાં સફળ થાય તો જેમ એમના ભક્ત કહેવડાવનારની નાલેશિ છે: તેમજ એમ થતાં ઘણા આત્માઓના ઉદ્ધારનો માર્ગ અટકી જાય છે, એવી કરૂણા એના અંતરે પ્રગટે છે. માટે ખ્યાલમાં રાખવું કે–સુયોગ્ય પ્રસંગે પ્રશસ્ત કષાયો વિના કોઇ મોક્ષ પામ્યું નથી, પામતું નથી અને એવા ને એવા રહે તો પામશે પણ નહિ.

## : : : દશમા પ્રસંગનો ઉપસંહાર : : :

આપણે બહુ દૂર નીકળી ગયા. આ પ્રસંગમાં આપણે વચ્ચે વચ્ચે ઘણું જરૂરી વિચારી ગયા. છતાં એ બીજી રીતે કાંઈ વધારે ન ગણાય. પ્રભુશાસનના કોઇ પણ ચરિત્રના એક પણ પ્રસંગમાં, જો ધારીએ તો આપણે સકલ જૈનશાસનનાં તત્ત્વો ઠાલવી શકીએ અને એ એક જ પ્રસંગ જાણે સકલ તત્ત્વના સંભાર રૂપ હોય એમ બની જાય. હવે આપણે જરા આ પૂજ્ય ગુરૂદેવ શ્રી મુનિચંદ્ર મહારાજ સાથે શ્રીમતી મદનાસુન્દરીને થએલી વાતચીત ઉપર પશ્ચાદદૃષ્ટિ ફેંકી લઇએ અને ત્યારબાદ આગળ વધીએ. આ પ્રસંગમાં આપણે જોયું કે–શ્રી ઋષભજિનેશ્વરના ચૈત્યમાં સ્તવના કરી શ્રીમતી મદનાસુંદરી, શ્રી મુનિચંદ્ર ગુરૂદેવ પાસે શ્રી શ્રીપાલ સાથે આવે છે અને પૂ. ગુરૂ-

દેવને વિધિપૂર્વક વન્દના કરીને, એઓશ્રીની અમૃતવાણી સાંભળે છે. પૂ. ગુરૂદેવની દેશના સમાપ્ત થયા બાદ, તેઓશ્રી શ્રીપાલ સંબંધી હકીકત પૂછે છે અને શ્રીમતી મદનાસુંદરી ગુરૂદેવ પાસે સર્વ વૃત્તાન્ત કહે છે : કહેતાં એની આંખમાંથી અશ્રુધારા વહી રહી હતી. પરંતુ ખ્યાલ રાખજો કે–એ અશ્રુધારા કાંઇ માતાપિતાના વિરહની, ઋદ્ધિસિદ્ધિના ત્યાગની, કોઢીયા પતિની પ્રાપ્તિની કે આવી પડેલી ભયંકર વિપત્તિની ગમરામણની નહોતી ! એને એ બધું દુઃખરૂપ ન્હોતું લાગ્યું : એમાં તો એને હર્ષ હતો. અત્યાર સુધીમાં એ બે વાર રડી હતી. એક વાર જ્યારે શ્રીપાલે અન્ય પુરૂષવરને વરવાનું કહ્યું ત્યારે : એ વખતે માતાપિતાએ જે વર સોંપ્યો તે જ સન્નારીનો પતિ હોય, બીજાનો વિચાર પણ ન હોય અને ગમે તેવા કફોડા સંયોગોમાં પણ એને તો છોડાય જ નહિ, એવા શુદ્ધ શીલની શ્રદ્ધાવાળી શ્રીમતી મદનાસુન્દરી, એ કડવાં વેણ શે સહી શકે ? એને આપત્તિઓની ઝડીઓ વર્ષી ત્યારે જે દુઃખ નહોતું થયું, તે અત્યારે થયું હતું : અને બીજી વાર પૂ. ગુરૂદેવ જેવું દુઃખીઓને દિલાસારૂપ ને મુંઝાએલા ધર્મિયોનું વિશ્રામસ્થાન મળતાં, એણે દડ દડ આંસુ વહાવાપૂર્વક વૃત્તાન્ત કહ્યો : એ દડદડ આંસુ શાથી આવ્યાં હતાં એ યાદ છે ને ? આપણે એ વિચારી ગયા છીએ. શ્રીમતી મદનાસુન્દરીએ પોતે જ સ્વવૃત્તાન્ત કહેવાને અન્તે, એ અશ્રુઓનું કારણ જણાવ્યું છે : તેણીએ કહ્યું હતું કેઃ—

**“હે ભગવન્ ! આટલું છતાં પણ બીજું કંઇ પણ મને દુઃખ નથી, પરંતુ આ મિથ્યાદૃષ્ટિ લોકો શ્રી જિનેશ્વરદેવના ધર્મને નિંદે છે અને શિવધર્મને પ્રશંસે છે, એજ મને મોટું દુઃખ છે.”**

*

સમજાય છે–શ્રીમતી મદનાસુંદરી આ શું કહે છે ! પિતાએ

તરછોડી તો ભલે તરછોડી, લોકોએ મને ગાળો દીધી તો ભલે દીધી, રાજઋદ્ધિ–સુખસાહ્યબી–સંપત્તિ વિગેરે પૌદ્‌ગલિક સુખો ચાલ્યાં ગયાં તો ભલે ગયાં અને આવો કોઢના રોગવાળો પતિ મળ્યો તો તે પણ ભલે–એની કાંઇ ચિન્તા નહિ : પણ શ્રીમતી મદનાસુન્દરી કહે છે કે–આ કારણે અજ્ઞાન લોકો જિનધર્મને નિન્દે ને શિવધર્મની પ્રશંસા કરે, એ મને મ્હોટા દુઃખનું કારણ છે. વિચારો કે–એના અંતરમાં જિનધર્મ પ્રત્યે સદ્‌ભાવ કેટલો? અને શું આ વિચારણામાં તમે કહી શકશો કે–શિવધર્મ તરફ દ્વેષ છે? નહિ જ, પરંતુ સમ્યગ્‌દર્શન પરિણમ્યા બાદ, સુધર્મ ઉપર રાગ ને કુધર્મ ઉપર વિરાગ થાય જ. એના જ યોગે જિનધર્મની અવગણના કિંવા મિથ્યાધર્મની પ્રશંસા ન સહાય! આજના કહેવાતા સુધારકો અને જ્ઞાનોદ્યોતની વાતો કરનારા બડેખાંઓ, કદાચ આમાંથીય એમ કહે કે–શ્રીમતી મદનાસુન્દરીમાં સમભાવ ન હતો તો વાત જૂદી છે : બાકી ધર્મીને તો આવી પરમ જ્ઞાનવાન, પરમ પુણ્યવાન, પરમ શ્રદ્ધાસંયુતા શ્રીમતી મદનાસુન્દરીની અનુમોદના જ કરવાનું મન થાય.

* * *

હવે બીજી વાત વિચારીએ. આપણે જોયું કે–ગુરૂદેવ એ તો વિશ્રામનું ધામ છે, માટે ત્યાં આવી સૌ વિશ્રામ લે. આ વાતને પણ આડી રીતે વિચરનારા કહેશે કે–માટે તો અમે સાધુઓને કહીએ છીએ કે–'તમારી પાસે આવતા શ્રાવકનાં દારિદ્ર ફેડવા પ્રયત્ન કરો! આ આશ્રવ, સંવર ને નિર્જરાની વાતો મૂકી જરા શ્રાવકોના વિશ્રામના ધામરૂપ બનો, બાકી તમારી સાધુતા શી!' આમ કહેનારા અમૃતને ઝેર બનાવી, એને ઘોળીને પીઇ મરનારા જેવા દુર્ભાગી છે, એમ કહી શકાય,–એ વાત પૂ. ગુરૂદેવની અમૃતવાણીથી સમજાશે. પરંતુ તે પહેલાં શ્રાવકો કેવી જાતિની વિનંતિ સાધુ પાસે કરી શકે, એ આપણે વિચારીએ. પછી શ્રીમતી મદનાસુંદરી કહે છે કે–

**"ઉપર દર્શાવ્યું તે કારણથી હે પ્રભો! આપ કૃપા કરો અને કોઇ પણ ઉપાય કહો કે જેથી મારા પતિના આ દુષ્ટ વ્યાધિનો અને લોકવાદનો ક્ષય થાય."**

*

કાંઈ સમજાય છે? એણે એમ કહ્યું ખરૂં કે–"મારા ઉપર આવેલું આ વાદળ વિખેરી કાઢો?" એણે એમ પણ કહ્યું ખરૂં કે–"તમારે જો તમારૂં દયાનિધાન પદ જાળવવું હોય ને વિશ્રામના ધામ કહેવડાવવું હોય તો મારી આફત હરો?" અથવા એમ પણ કહ્યું ખરૂં કે–"અત્યારે અમને ધર્મનો ઉપદેશ આપો તે નકામો છે: આવા દુઃખમાં તે ધર્મનો ઉપદેશ હોતો હશે? કાંઈ મંત્રતંત્ર હોય તો કાઢો ને બચાવો તો માનીએ કે, તમે સાચા સાધુ છો!" અરે, એ શ્રીમતી મદનાસુન્દરીએ એમ પણ કહ્યું ખરૂં કે–'ગુરૂદેવ! આ ધર્મને વળગી રહ્યા એનું આ જ ફલ કે? હવે જો ધર્મ કહેવો હોય તો પહેલાં આ બધું હરી લ્યો, નહિતર એ ધર્મ શું કામનો કે જેથી અમારી આ કંગાલ હાલત થઇ?" પરંતુ નહિ, શ્રીમતી મદનાસુન્દરી જેવી પદમ વિદૂષિ શ્રાવિકા એવું કહે જ નહિ. એમ બોલવું, અરે એમ વિચારવું એય કંગાલિયત છે. 'ગુરૂઓ કાંઈ પૌદ્ગલિક સુખો દેવા માટે નથી: એ તો ભયંકર કંગાલ હાલતમાં પણ સાચી આજ્ઞા-દીનો મંત્ર–વિરતિ–તેજ શીખવે: એ જ ઉપદેશે: એ તો કહે, બને તેટલો ધર્મ કરો!'–આ વસ્તુ શ્રીમતી મદનાસુન્દરી બરાબર જાણતી હતી. એ તો માત્ર વિનવે છે કે–'પૂજ્ય ગુરૂદેવ! આ મારા પતિનો દુષ્ટ રોગ જાય તો આ અજ્ઞાન લોક જે શ્રી જિનધર્મને નિન્દે છે અને શિવધર્મને પ્રશંસે છે તે અટકે!' આ કથનમાં પણ એ જ આશય છે ને કે–કોઇ રીતે સમ્યગ્ધર્મની નિન્દા થતી અટકે ને મિથ્યાધર્મની પ્રશંસા અટકે! આ છતાં જો કોઈ યદ્વા તદ્વા કહે, તો દલીલ પુરસ્સર કહેજો કે–જો એ શિવાય બીજી કોઇ ભાવના હતે તો

માત્ર પતિનો રોગ જ હરવાનું ન કહેતાં, અજ્ઞાન ને સ્વચ્છન્દી બનેલા વિરોધીઓ કહે છે તેમ કાંઇ બીજું જ કહેત! પણ તેમ કહ્યું જ નથી અને આવી વિદૂષિ શ્રાવિકા કહે પણ નહિ! માટે આ પ્રસંગમાંથી શ્રાવક-શ્રાવિકાઓથી પૂ. ગુરૂદેવ સમક્ષ શું કહેવાય ને શું મંગાય, એ શીખવા જેવું છે.

* * *

આ પ્રસંગ માત્ર શ્રાવકોને જ બોધક છે એમ નથી. એમાંથી અમારે—સાધુઓને પણ ઘણું ઘણું શીખવાનું છે! શ્રીમતી મદનાસુન્દરીની આવી તદ્દન શુદ્ધ વિનંતિના પ્રત્યુત્તર રૂપે ગીતાર્થ ગુરૂદેવ શું ફરમાવે છે, એ સાંભળ્યું ને? શ્રીમતી મદનાસુન્દરી જેવી પરમ વિદૂષિ શ્રાવિકા પાસે પણ ગુરૂદેવ ખુલાસો કરે છે કે—

**"હે ભદ્રે! સાધુઓને કોઈ પણ સાવદ્ય એટલે કે—સદોષ વસ્તુ કહેવી કલ્પે જ નહિ : જેમકે-ચિકિત્સા, વિદ્યા, મન્ત્ર અને તન્ત્ર!"**

*

આ કથન બહુજ વિચારણીય છે. સાધુઓથી તમારે માટે કારખાનાંઓ ખોલવાની કે માત્ર પેટ ભરવાની વિદ્યા શીખવવાની યોજનાઓના ઉપદેશ ન અપાય! આરંભ-સમારંભ અને જીવવધના અખતરાથી શરૂ થઇ, જીવવધ ઉપરજ નભતી વિદ્યાઓ શીખવવા માટે ફન્ડો ભેગાં કરવાં કે અનાર્ય દેશમાં મોકલવાના પૈસા ભેગા કરાવી આપી આશીર્વાદ સાધુથી ન દેવાય : શ્રાવકના રોટલાની ફીકર પણ સાધુ ન કરે : સાધુ અર્થ અને કામની કોઇ પણ ક્રિયાનો પોષક ઉપદેશ ન દે : સાધુતાને એ કલંક સમાન છે : મનથી કરૂં નહિ, કરાવું નહિ ને અનુમોદું નહિ—તેવી જ રીતે વચનથી તથા કાયાથી. પણ આરંભ-સમારંભનાં સાવદ્ય કર્મ કરૂં નહિ, કરાવું નહિ કે એને અનુમોદું

નહિ—એમ ત્રિવિધ ત્રિવધ પચ્ચખાણુ લેનાર સાધુ, કયી રીતે શ્રાવકને આરંભના વર્ધક, જીવહિંસાના પ્રેરક ને સમ્યગ્ધર્મના ઉચ્છેદક ઉપદેશ આપી શકે? શાસ્ત્રની આંખે સૌ સરખા : શું સાધુ ને શું શ્રાવક! એટલે પૂ. મુનિચન્દ્ર ગુરૂદેવ ખૂલાસો કરી દે છે કે—ચિકિત્સા એટલે દવા, વિદ્યા એટલે સંસારપોષક વ્યવહારિક કેળવણી, મંત્ર ને તંત્ર એ સાવદ્ય વસ્તુ કહેવી સાધુને કલ્પે નહિ ! આજની સ્થિતિ જોડે આ વસ્તુને સરખાવો ! દરેક વસ્તુ વિષે ઉંડો વિચાર કરતાં શીખો ! દ્વેષ કે ઇર્ષ્યા કોને કહેવાય અને વસ્તુસ્વરૂપે વસ્તુનું કથન કોને કહેવાય, એનો વિવેક કરતાં શીખો ! સાધુ તો માત્ર આત્મકલ્યાણના જ સંરક્ષક હોય, એમ સમજી સાચી સાધુતાનું પૃથક્કરણ કરતાં શીખો ! આ પાટે બેસીને ઉદ્ઘોષણા પૂર્વક કહું છું કે—તમે રામવિજયના જ શિષ્ય બનવાનો કે રામવિજયનું જ કહ્યું માનવાનો રખે નિશ્ચય કરતા ! તમે રામવિજયનાય નહિ ને બીજાનાય નહિ ! જે કોઇ સાધુ પ્રભુશાસનમાં રહે ને પ્રભુશાસનને જ પ્રચારે તેના તમે ! જે દિ તમે આ રામવિજયને પ્રભુશાસનથી વિરૂદ્ધગામી અને વિરૂદ્ધપ્રચારક શાસ્ત્રદષ્ટિએ સિદ્ધ કરી શકો, તે દિ હું સાફ સાફ કહું છું કે—તમે રામવિજયને છોડી ચાલી જતાં શીખજો ! અને તેજ મુજબ બધે સમજવાનું : તમે જો આ કરી શકતા હો, ખોટા દાક્ષીણ્યને તિલાંજલિ દઇ શકતા હો, તો કોઇ સાધુ તમને ધર્મથી વિરૂદ્ધ ઉપદેશ દેવાની હામ નહિ ભીડે : શાસ્ત્રવિરૂદ્ધ પ્રરૂપણા કરતાં કમ્પારી છૂટશે. સાધુમાં સાધુપણું અને શ્રાવકમાં શ્રાવકપણું જોઇએ : જો એમ હોય તો કોઇ વાર પડતા સાધુને શ્રાવક બચાવી લે ને ડૂબતા શ્રાવકને સાધુ બચાવી લે ! પણ એને બદલે તમે તો અર્થ અને કામની ઉપાસનામાં લાગેલા જ છો અને સાધુઓ પણ એ અર્થ અને કામની ઉપાસનાને ઉત્તેજતા ઉપદેશ દે અથવા એનાં સાધન ઉભાં કરી આપે, તો એને એ ઘડીએ ભલે ઉપકારી દેખાય, પરન્તુ એ મહા ઘાતક જ છે ! એથી તો ખૂન

કરનાર સારો કે એક જ ભવનો નાશ કરે : પણ આ તો ભવોભવના સંહારક ! માટે સાધુ જે કાંઇ કહે તેનો વિવેક કરતાં શીખો ! સાધુ જે કાંઇ ઉપદેશે એનું પરિણામ સંવર અને નિર્જરાજ હોય : જો આશ્રવપોષક હોય તો તે સાધુ નહિ ! એટલે આ પ્રસંગ અમને પણ, એટલે કે—સાધુઓને પણ બરાબર બોધપાઠ રૂપ છે. અસ્તુ.

*

આટલો ખુલાસો કર્યા બાદ, પૂ. મુનિચન્દ્ર ગુરૂદેવ નિરવદ્ય ઉપાય દર્શાવતાં ફરમાવે છે કે—

**"આ લોક અને પરલોક સંબંધી જે સુખ તેનું મૂલ અને શ્રી જિનેશ્વરદેવોએ કહેલું એવું જે નવ પદોનું આરાધન તે એક અનવદ્ય એટલે પાપરહિત ઉપાય છે."**

*

અહીં પણ પૂ. ગરૂદેવ 'અનવદ્ય' શબ્દ તો કહે જ છે અને 'નવપદારાધન'ને જ માત્ર એક અનવદ્ય ઉપાય તરીકે ફરમાવે છે. આથી સ્પષ્ટ છે કે—જ્યારે જ્યારે પણ તમે સાધુઓ પાસે આ લોક ને પરલોકના સુખનો ઉપાય પૂછો, ત્યારે એઓ માત્ર 'નવપદારાધન' કરવાનું ફરમાવે. નવ પદમાં રત્નત્રયી એટલે દર્શન, જ્ઞાન ને ચારિત્ર તથા તત્ત્વત્રયી એટલે કે-દેવ, ગુરૂ અને ધર્મ-એ બધું જ સમાય છે. આ નવપદો પરમ તત્ત્વ રૂપ છે અને દરેક સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ કે સર્વવિરતિ આત્માઓ ન્યૂનાધિક પ્રમાણમાં, એ જ નવપદોનું આરાધન કરે છે. એ ત્રણેની તે તે પ્રકારની દરેક ક્રિયાનો સમાવેશ આમાં થાય છે. છતાં એના વિશિષ્ટારાધનની વિધિ વિગેરે પણ આપણે જોઇ ગયા. હવે શ્રીમતી મદનાસુંદરી અને શ્રીપાલને આ ગુરૂવાણીના શ્રવણથી શું થાય છે, એ વર્ણન વિગેરે હવે પછી—

આ ઠ મું વ્યા ખ્યા ન સ મા પ્ત.

# વ્યાખ્યાન ૯ મું.

ચૈત્ર – કૃષ્ણા પ્રતિપદા : વીર સં. – ૨૪૫૬.
તારીખ–૧૪ : ઍપ્રીલ : ૧૯૩૦ : સોમવાર

## પ્રસંગ ૧૧ મો. : વિવિધ રસસામગ્રી.

° ° °

### ૧. સાધર્મિભક્તિની વિશિષ્ટતા.

'શ્રી મુનિચંદ્ર' નામના ગુરૂદેવ અને શ્રીમતી મદનાસુંદરીની વાતચીતના પ્રસંગમાં, આપણે જોઇ ગયા કે–ગુરૂદેવે શ્રી નવપદનું સ્વરૂપ અને તેની આરાધનાની વિધિ તથા આરાધક અને વિરાધકનું સ્વરૂપ વિગેરે, ઘણી જ સ્પષ્ટતાપૂર્વક વર્ણવ્યું. સ્વરૂપ વિગેરેના વર્ણન સાથે ગુરૂદેવે શ્રી નવપદની આરાધનાના મહિમાનું વર્ણન કરવામાં પણ કચાશ નથી રાખી અને એ રીતિએ શ્રી સિદ્ધચક્રના ઉત્તમ માહાત્મ્યને વર્ણવ્યા પછી, શ્રાવક સમુદાયને ઉદ્દેશીને પણ ગુરૂદેવે ફરમાવ્યું કેઃ—

"एएहिं उत्तमेहिं, लक्खिज्जइ लक्खणेहिं एस नरो।
जिणसासणस्स नूणं, अचिरेण पभावगो होही ॥१॥"

*

'આ ઉત્તમ લક્ષણોથી જણાય છે કે–નિશ્ચયપૂર્વક આ પુરૂષ અલ્પ સમયમાં શ્રી જિનેશ્વરદેવના શાસનની પ્રભાવના કરનારો થશે.'

તે કારણથી–

'તમારા માટે આ બન્નેનું એટલે કે–ઉંબરરાણાનું અને મદનાસુંદરીનું વાત્સલ્ય કરવું એ યોગ્ય છે : કારણ કે–આ સાધર્મિક વાત્સલ્યને શ્રી જિનેંદ્રોએ ઉત્તમ તરીકે વર્ણવ્યું છે.'

*

'શ્રી જિનેશ્વરદેવોએ સાધર્મિકવાત્સલ્યને ઉત્તમ તરીકે વર્ણવ્યું છે'—આ રીતના કથનને ગુરૂદેવના શ્રીમુખે શ્રવણ કરવાથી તુષ્ટમાન થયેલા સુશ્રાવકોએ, તે બંને પુણ્યાત્માઓને શ્રેષ્ઠ સ્થાનમાં સ્થાપન કરીને ધન, ધાન્ય અને વસ્ત્રાદિક સર્વ વસ્તુઓને સમર્પણ કરી.

ખરેખર—

"नय तं करेइ माया, नेव पिया नेव बंधुवग्गोअ ।
जं वच्छल्लं साहम्मि—आण सुस्सावओ कुणइ ॥३॥"

*

'સુશ્રાવક સાધર્મિઓનું જે વાત્સલ્ય કરે છે, તે વાત્સલ્ય નથી માતા કરી શકતી, નથી પિતા કરી શકતા અને નથી બંધુ–વર્ગ કરી શકતો :' અર્થાત્–સુશ્રાવક જેવું વાત્સલ્ય પોતાના સાધર્મિક પ્રત્યે કરે છે, તેવું વાત્સલ્ય આ જગત્માં કોઇ જ કરી શકતું નથી.'

*

આથી વિચારો કે–સુશ્રાવક તરફથી થતા સાધર્મિક વાત્સલ્યની વિશિષ્ટતા કેવી અને કેટલી ઉચ્ચ હોવી જોઇએ ! જે વાત્સલ્ય બંધુ-વર્ગ પોતાના બંધુ તરફ અને માતા–પિતા પોતાના પુત્ર પ્રત્યે નથી બતાવી શકતાં, તેવું વાત્સલ્ય એક સુશ્રાવક પોતાના સાધર્મિ પ્રત્યે બતાવી શકે છે, કારણકે–બંધુવર્ગ અને માતાપિતાના વાત્સલ્યમાં જ્યારે દુન્યવી સ્વાર્થ ભરેલો હોય છે, ત્યારે સુશ્રાવકના વાત્સલ્યમાં તેનો એક અંશ પણ હોવાનો સંભવ પણ નથી હોતો ! આ જાતિના

વાત્સલ્યમાં આરંભ–સમારંભની કે દુન્યવી વાસનાઓની પુષ્ટિ ન જ હોઇ શકે. સુશ્રાવકના વાત્સલ્યમાં તો ધર્મની જ પુષ્ટિ હોઇ શકે, કારણ કે–સુશ્રાવકનું વાત્સલ્ય એક એ જ ઇરાદાથી સર્જાયલું હોય છે. જ્યાં ધર્મભાવનાનું સામ્રાજ્ય નથી, ત્યાં સુશ્રાવકનું સાધર્મિક વાત્સલ્ય સંભવતું જ નથી. એ જ કારણે તેના વાત્સલ્યને માતાના વાત્સલ્ય કરતાં, પિતાના વાત્સલ્ય કરતાં, અને બંધુવર્ગના વાત્સલ્ય કરતાં, ઉંચી કક્ષામાં મૂકવામાં આવે છે. એ ઉંચી કક્ષાના વાત્સલ્યને યોગે, ત્યાં રહેલા ઉંબરરાણા ધર્મભાવનામાં સુસ્થિર બન્યા.

## ઉગ્ર પુણ્યનો સાક્ષાત્કાર

આ પછી શ્રીમતી મદનાસુંદરીના વચનથી તથા ગુરૂદેવના ઉપદેશથી, શ્રી સિદ્ધચક્રની પ્રસિદ્ધ પૂજાવિધિને સમ્યક્ પ્રકારે શ્રી ઉંબરરાણા શીખ્યા, અને તે પછી શ્રીમતી મદનાસુંદરીની સાથે તેમણે આસો મહિનામાં શ્રી સિદ્ધચક્રનો તપ આરંભ્યો. તપની શરૂઆતમાં જ તે પુણ્યાત્માએ શરીર અને અંતઃકરણની શુદ્ધિ કરીને શ્રી જિનાલયમાં શ્રી જિનેશ્વરદેવની પ્રતિમાનું પૂજન કર્યાં પછી, વિધિપૂર્વક શ્રી સિદ્ધચક્રજીની અષ્ટપ્રકારી પૂજા કરી અને તે પછી તે પુણ્યાત્માએ આયંબીલનું પચ્ચખાણ કર્યું. આના પરિણામે પ્રથમ જ દિવસે તે પુણ્યાત્માનું અંગ આનંદથી પુલકિત થઇ ગયું. અને જાણે—

" अत्युग्रपुण्यपापानां इहैव लभते फलम् "

' અતિ ઉગ્ર પુણ્ય અને પાપોનું ફલ આજ જન્મમાં મળે છે.'

*

—આ વાક્યનો સાક્ષાત્કાર કરાવતા હોય તેમ, તે પુણ્યાત્માને બીજે દિવસે વિશેષપણે રોગનો ઉપશમ થયો. અને એ રીતિએ દિવસે દિવસે તે પુણ્યાત્માના રોગનો વધુ ને વધુ જ ક્ષય થવા લાગ્યો. એ રીતિએ સુસ્વાસ્થ્યના યોગે તે પુણ્યાત્માનો ભાવ પણ વૃદ્ધિ પામતો ગયો. આ

પછી તે પુણ્યાત્માએ નવમે દિવસે વિસ્તારપૂર્વકની વિધિથી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરીને શ્રી સિદ્ધચક્રનું પંચામૃતથી સ્નાપન કર્યું અને એ રીતિએ સ્નાત્ર મહોત્સવ કર્યા પછી તેના શાંતિ જળથી સિંચાયેલા તે કુમાર એકદમ કોઢ રોગથી મુક્ત થઈ ગયા અને દીવ્ય શરીરવાળા તે શ્રી શ્રીપાલના દર્શનથી સર્વને આશ્ચર્ય થયું. એ બનાવથી આશ્ચર્ય પામેલા લોકોને ઉદ્દેશીને ગુરૂદેવે ફરમાવ્યું કે—

"अहो एयस्स किमेयमच्छरिअं"

*

'હે લોકો! આ વસ્તુ માટે આ શું આશ્ચર્ય છે?' અર્થાત્— આમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી.

*

આ પ્રમાણે કહીને ગુરૂદેવે તેનું માહાત્મ્ય ખૂબ વર્ણવ્યું. એના વર્ણનથી ઘણા ઘણા આત્માઓ ધર્મને પામ્યા, તેમજ આખું કોઢીઆનું ટોળું પણ પ્રાયઃ નિરોગી થવા સાથે ધર્મમાં રૂચિવાળું થયું.

૩. સદ્‌ગુરૂનું માહાત્મ્ય—

આથી આનંદમાં આવેલી શ્રીમતી મદનાસુંદરીએ પોતાના પતિને ઉદ્દેશીને કહેવા માંડ્યું કે—

"सामिअ! एसो सव्वो गुरुपसाओ"

*

'હે સ્વામિન્ આ સઘળો ગુરૂનો પ્રસાદ છે.'

*

આથી જ કહેવાય છે કે—

"माअपिअसुअसहोअर—पमुहा वि कुणंति तं न उवयारं।
जं निक्कारणकरुणा—परो गुरू कुणइ जीवाणं ॥१॥"

*

'જીવો ઉપર જે ઉપકાર વગર કારણે કરૂણા કરવામાં તત્પર એવા ગુરૂ કરે છે, તે ઉપકાર માતા, પિતા, પુત્ર, અને ભાઇ વિગેરે પણ કરી શકતા નથી.'

*

'ખરે જ, આ વિશ્વમાં શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ વિચરતા સદ્ગુરૂ જેવા અન્ય કોઇ જ ઉપકારી નથી.'–આ વાત શ્રી શ્રીપાલે પોતાની ધર્મપત્ની શ્રીમતી મદનાસુંદરી દ્વારા જાણી અને તેથી તે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ ઉપર એકાંતે ભક્તિમાં તત્પર બન્યા.

*

આ ઉપરથી સહજમાં સમજી શકાય તેવું છે કે–કેવળ આયંબીલ કરવું, નોકારવાળી ગણવી, વિગેરે કરવા છતાં પણ જો શ્રદ્ધાનું નામનિશાન પણ ન હોય અથવા તેના ફલની કિંમત ન હોય તો વસ્તુ તથાપ્રકારે ન જ ફળે. વ્યવહારમાં પણ મજૂરોની મજૂરીથી કાંઇ શેઠની મહેરબાની નથી વધતી, પણ પ્રેમપૂર્વકની તથાપ્રકારની કાર્યવાહીથી મહેરબાની વધે છે. શેઠીઓ ગાદી ઉપર બેસીને હુકમો છોડનાર મુનિમને ત્રીજોરીની ચાવી આપે, પણ ચોવીસે કલાક વૈતરૂં કરનારને ચાવી આપે ? નહિ જ, કારણ કે–મુનિમ જેટલી મજૂરમાં યોગ્યતા નથી હોતી અને વાત પણ એવી છે કે–પુણ્યશાલી આત્મા વિના વિવેક પણ નથી આવતો. જો રીતસર કામ કરતાં આવડે તો મજૂર પણ મહેરબાની મેળવી શકે અને એથી પણ ધાર્યું પરિણામ નિપજાવી શકાય. નવકાર ગણનાર માત્રને નવે પદ ઉપર પ્રેમ હોય છે, એમજ માની લેવા જેવું આજે નથી. હમણાં શ્રી અરિહંતપરમાત્મા તથા શ્રી સિદ્ધપરમાત્માને બાજૂ રાખો, કેમકે–એ દેવતત્ત્વ છે. એ બે પદ પર અપ્રેમનું કારણ નથી અથવા ત્યાં અપ્રેમ કરી કે કહી શકાય તેમ નથી : પણ શ્રી આચાર્ય, ઉપાધ્યાય, સાધુ તથા સમ્ય-

ગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, અને તપ,—એ સાત પદમાં આજના ઉચ્છૃંખ-લોને વાંધો આવે છે. અને એથી એ સાત માટે એલફેલ બોલવા મંડી પડે છે અને ત્યાં બોલવા માટે એ બીચારાઓને શ્રી અરિહંતદેવ માટે પણ એલફેલ બોલવું પડે છે. શ્રી આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ કહે કે–' શ્રી અરિહંતપરમાત્માએ આમ કહ્યું છે.' એટલે તરત કહે કે–' કહ્યું કહ્યું હવે!' આજે ઉન્મત્તોની આ દશા છે! શ્રી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ઉપર,—એ ત્રણ મળીને થતા ગુરૂતત્ત્વ ઉપર તથા સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર તથા તપ પર યાને એ ચાર મળીને થતા ધર્મતત્ત્વ ઉપર અભાવ આવે, એટલે શ્રી અરિહંતપરમાત્મા ઉપર પણ અભાવ આવે જ. આ નવપદોમાં એક પદ પણ એવું નથી, કે જેને મૂકીને બાકીના આઠને સેવાય. એટલું જ નહિ પણ જો કોઇ આ નવપદના આરાધક આત્માથી વિરૂદ્ધ થાય તો તે પણ આ શાસન-નમાં ચાલી શકે તેમ નથી અને આથી જ આ ચરિત્રકાર ત્યાં સુધી લખી ગયા કે–'આરાધનારનું બૂરૂં ઇચ્છિનારનું પણ બૂરૂં થાય છે.' ' કર્યું કર્યું હવે '–એમ આરાધનાર માટે બોલનારા એ પણ પાપી છે. આ શાસનમાં જેમ નવપદને આરાધવાની વિધિ છે, તેમ આરાધકને આરાધવાની ( એની ભક્તિ કરવાની ) પણ વિધિ છે. આરાધના કરનાર આરાધક પણ આરાધ્ય છે, એની પણ વિરાધના કરનાર વિરાધક છે, કેમકે–એની વિરાધનામાં પદની વિરાધના છે જ. આજે તો આરાધકોની ભક્તિ કોઇ પુણ્યવાન કરે તોયે ટીકા કરનારા તૈયાર, પણ એ ટીકાકારોને ખબર નથી કે–આ શાસનમાં તેમની ગણત્રી વિરાધક તરીકેની છે, કારણ કે–એવી ટીકા કરવી તે પણ ડૂબવા માટે છે. આરાધકની નિંદા કરનાર પણ ડૂબે, પદને વગોવનાર પણ ડૂબે અને ભક્તિ કરનારની ટીકા કરનાર પણ ડૂબે. ઉત્તમ વસ્તુઓ જેમ તારનારી છે, તેમ અધમ આત્માઓને એ જ વસ્તુ, એની વિરા-ધના થવાને કારણે ડૂબાડનારી પણ બની જાય છે. ચીજ સારી હોય પણ અયોગ્ય આત્મા એનાથી પણ ગેરલાભ જ ઉઠાવે. અસ્તુ.

શ્રી શ્રીપાલ તથા શ્રીમતી મયણાસુન્દરીની આરાધના જોઇને આખો સંઘ પ્રફુલ્લિત થયો.

## ૪. માતાનો મેળાપ—

હવે તે પછી ધર્મના પ્રસાદથી તે દંપતિ જેમ જેમ સુખનાં ભોક્તા થાય છે, તેમ તેમ તે દંપતિ ધર્મમાં વધુ ને વધુ ઉદ્યમશીલ થાય છે. હવે એક દિવસે તે બન્ને જેટલામાં શ્રી જિનમંદિરથી બહાર નીકળે છે, તેટલામાં આગળ સામેથી આવતી એક અર્ધવૃદ્ધ નારીને જૂએ છે. તે અર્ધવૃદ્ધ નારીને જોતાંની સાથે જેના શરીરમાં રોમનો ઉદ્ગમ થયો છે તેવા શ્રી શ્રીપાલ, એકદમ પાસે જઇને અને તેણીને પ્રણામ કરીને બોલ્યા કે—

"अहो अणब्भा वुट्ठी संजाया जणणिदंसणाओ ।"

*

'આજે આશ્ચર્યની વાત છે કે–માતાના દર્શનથી મારે તો વાદળ વિનાની વૃષ્ટિ થઈ.'

*

શ્રી શ્રીપાલના કથનથી શ્રીમતી મદનાસુંદરીએ પણ જાણ્યું કે– આ મારા પતિની માતા છે અને તેથી તેણીએ પણ નમસ્કાર કર્યો. જે સમયે શ્રીમતી મદનાસુંદરીએ પોતાની માતાને નમસ્કાર કર્યો, તેજ સમયે શ્રી શ્રીપાલે પોતાની માતાને ઉદ્દેશીને કહ્યું કે—

"अम्मो ! एस पहावो, सव्वो इमिए तुह ण्हु हाए ।"

*

'હે માતા ! આ સઘળો પ્રભાવ આ તારી પુત્રવધૂનો છે.'

*

આ પ્રમાણેના પુત્રવચનને સાંભળીને આનંદમાં આવી ગયેલી માતાએ, પોતાના પુત્રને અને પુત્રવધૂને આશિર્વાદ આપવા પૂર્વક

પ્રશંસીને પોતાનો સઘળો વૃત્તાંત કહ્યો અને જણાવ્યું કે–'તારીજ ખાતર કૌશામ્બી નગરીમાં ગયેલી મેં એક મુનિવરેંદ્ર દ્વારા જાણ્યું કે–'સાધર્મિકોથી પૂર્ણ વિભવવાળો તું પત્ની સાથે સુખપૂર્વક ઉજ્જયિની નગરીમાં વસે છે.' આથી ચિત્તમાં હર્ષ પામેલી હું અહીંઆં આવી અને તે મુનિવરેંદ્રના કથન પ્રમાણે જ્યોત્સ્ના સાથે જેમ ચંદ્ર જોવાય. તેમ પત્ની સાથે હર્ષના કરનાર તને મેં જોયો.

માટે—

"ता वच्छ ! तुमं वहुया–सहिओ जय जीव नंद चिरकालं ।
एसुच्चिअ जिणधम्मो, जावज्जीवं च मह सरणं ॥ १ ॥"

*

'હે પુત્ર ! તારી વહુ સાથે તું ચિરકાલ સુધી જય પામ, ચિરકાલ સુધી જીવ અને ચિરકાલ સુધી આનંદ કર અને મારે જીંદગી સુધી આજ શ્રી જિનેશ્વરદેવનો ઉચ્ચ ધર્મ શરણરૂપ હો !'

*

તે પછી શ્રી જિનેશ્વરદેવના ધર્મની વિધિમાં ચતુર એવાં એ ત્રણે જણ શ્રી જિનરાજના પાદકમલને નમીને અને સુગુરૂને વાંદીને, સમ્યક્ પ્રકારે શ્રી જિનેશ્વરદેવે ઉપદેશેલા ધર્મને આરાધે છે, તે સમયે—

°°°

## પ્રસંગ ૧૨ મો : સુમાતાની મનોદશા.

°°°

હવે કોઇ એક દિવસે તે ત્રણે જણ શ્રી જિનેશ્વરદેવની અંગપૂજા અને અગ્રપૂજા કર્યા પછી, ઉપયોગ પૂર્વક ભાવપૂજા કરતાં દેવવંદન કરે છે, તે સમયે–

*

હવે આ બાજુએ શ્રીમતી મદનાસુન્દરીની માતા શ્રીમતી રૂપસુન્દરી કે જે શ્રી જિનેશ્વરદેવના ધર્મથી સુવાસિત છે, તેણી પોતાની પુત્રીના દુઃખથી રાજા સાથે એટલે શ્રીમતી મદનાસુન્દરીના પિતા સાથે રોષ કરીને, શોક સાથે પોતાના બંધુ પુણ્યપાલના મંદિરે રહે છે. ધીમે ધીમે શ્રીમતી રૂપસુંદરી શ્રી જિનેશ્વરદેવે કહેલાં વચનોથી શોકને વિસરી ગઈ અને વિવેકવતી બની. વિવેકવતી બનેલી તેણી જે સમયે પોતાની પુત્રી પોતાના પતિની અને પતિની માતાની સાથે ભાવપૂજા કરી રહી છે, તેજ સમયે શ્રી જિનમંદિરમાં આવી અને મંદિરમાં આવેલી તેણીએ દેવવંદન કરવામાં રક્ત, ચતુર અને પ્રત્યક્ષ સુરકુમારના જેવા નિરૂપમ રૂપવાળા કુમારને જોયો અને તે કુમારની પાછળના ભાગમાં રહેલી તે કુમારની માતાને અને સ્ત્રીને પણ તેણીએ જોઈ. એ બન્નેને જોઇને શ્રીમતી રૂપસુંદરી ચિતમાં વિચારે છે કે–'મારી પુત્રીના જેવી આ નાની વહુ કોણ છે?' આ પ્રમાણે વિચાર કરતાં તેણીએ ખાસ ઉપયોગ પૂર્વક જોયું, તો તેણીએ તે નાની વહુ જેવી જણાતી યુવતીને શ્રીમતી મદનાસુન્દરી તરીકે ઓળખી લીધી અને તેણીના હૃદયમાં નિશ્ચય થઈ ગયો કે–

'नूणं मयणा एसा, लग्गा एयस्स कस्स वि नरस्स ।

पुट्ठीइ कुट्ठिअं तं, मुत्तूणं चत्तसइमग्गा ॥१॥"

*

'નક્કી સતીના માર્ગનો ત્યાગ કરનારી આ મયણા, તે કોઢીઆને તજી દઇને આ કોઇ પણ પુરૂષની પૂઠે લાગી છે.'

*

આવી જાતિનો નિશ્ચય થઇ જવાથી, શ્રી જિનેશ્વરદેવના ધર્મની પરમરાગિણી શ્રીમતી રૂપસુન્દરીના હૃદયમાં ભારેમાં ભારે આઘાત થાય છે, અને તે પોતાની પુત્રીને સતીના માર્ગથી ભ્રષ્ટ થયેલી માને

છે. સતીમાર્ગના મર્મને સમજનારી સ્ત્રીઓની મનોદશા સમજવા માટે, આજના વંઠેલા સુધારકોએ કોઇ જૂદીજ જાતિના અને જીવનમાં સુદષ્ટિથી નહિ જોયેલા સાહિત્યનો, વિશિષ્ટ દષ્ટિએ અભ્યાસ કરવો પડશે: અન્યથા સતીઓના સતીધર્મનું ભાન થવું એ ઘણુંજ મુશ્કેલ છે. શ્રીમતી રૂપસુન્દરી સતીધર્મની પરમ ઉપાસિકા છે અને એથી જ જ્યારે ખરાબ દેખાવ દેખાય ત્યારે, તેવા ઉત્તમ આત્માને શી ભાવના થાય, એનું આ દષ્ટાંત છે! એ જાતિના નિશ્ચયથી માતાના હૃદયમાં શલ્ય પેસે છે: પોતાની દીકરીએ નક્કી અયોગ્ય કર્યું એમ એ માતાને થાય છે: એથીજ એ સુમાતાને દુઃખ થાય છે. કુળવાન છે માટે આમ થાય છે, નહિ તો પોતાની દિકરીને આવા સુખમાં જોઇને દુઃખી કોણ થાય? જેના અંતરમાં સતીધર્મનો રાગ હોય તેજ, પણ બીજી નહિજ! બીજી માતાઓને:તો આવા દેવકુમાર જેવા જમાઇને જોઇને પ્રેમ થાય: પોતાની દીકરીના આવા સંયોગ માટે તો આનંદ થાય: પણ સમ્યગ્દષ્ટિ આત્માને તેમ ન જ થાય. જો પોતાને સમ્યગ્દષ્ટિ ગણાવતા આત્માને એમ થાય તો માનો કે—એને પ્રભુનું દર્શન મળ્યું કે ફળ્યું નથી!

*

અસ્તુ. એ વિચારમાં તો તેણી ભગવાનનું દર્શન પણ ભૂલી. યાદ રાખજો કે—અહીં આશાતના નથી, કેમકે–પ્રભુની આજ્ઞાનો જ અહીં વિચાર ચાલે છે. દેરાસરમાં પોતાનો દીકરો કાંઈ તોફાન કરતો હોય, તો એને ઠપકો દેવો એ કાંઇ આશાતના છે? આ સ્થળે શ્રીમતી મયણાસુન્દરીની માતા એજ વિચારે છે કે—'જરૂર મારી દીકરીએ કોઢીયો તજ્યો અને બીજાને ભજ્યો.' પણ આ વિચારની સાથેજ, પોતાની પુત્રી પ્રત્યે પરમવિશ્વાસને ધરાવનારી માતાના હૃદયમાં એમ થાય છે કે–

"मयणा जिणमयनिउणा, संभाविज्जइ न एरिसं तीए ।"

*

'ખરેખર, મદના શ્રી જિનેશ્વરદેવના મતમાં નિપુણ છે, તેણી માટે આવા અકાર્યની સંભાવના થઇ શકે તેમ નથી.'

*

પોતે પોતાની પુત્રી મયણામાં જન્મથી સારા સંસ્કાર નાખ્યા છે, એવા જ યોગ્ય ઉપાધ્યાય પાસે ભણાવી શ્રી જિનેશ્વરદેવના શાસનમાં નિપુણ બનાવી છે, એટલે એ માતાનું હૃદય એક વખત તો એમ કહે છે કે-મયણામાં આ પાપ ન સંભવે, પણ વળી પોતાની સગી આંખે આવું વિપરીત દશ્ય જૂએ છે એટલે તે સુમાતા, પોતાના હૃદયનું સમાધાન કરતાં હૃદયમાં ને હૃદયમાં કહે છે કે-

"भवनाडयंमि अहवा, ही ही किं किं न संभवइ ॥१॥"

*

'અથવા ખેદની વાત છે કે—આ સંસારરૂપ નાટકમાં શું શું નથી સંભવતું !' અર્થાત્—આ સંસારનાટકમાં સર્વ કાંઇ સંભવે છે.

*

વાત પણ ખરીજ છે કે-આ સંસારમાં પંડિત ગણાતા આત્માઓ પણ અનેક લપસી પડયા છે, એટલે શ્રી જિનેશ્વરદેવના શાસનથી સુપરિચિત આત્માને કંઇ એમાં આશ્ચર્ય લાગતું નથી.

આ છતાં પણ—

પોતાની વિદૂષી પુત્રી માટે એવી સંભાવના કરતાં તે હિતચિંતક માતાનું હૃદય આકૂલ-વ્યાકૂલ થઇ જાય છે અને આકૂલ-વ્યાકૂલતાથી મુંઝાતી માતા, હૃદયમાં ને હૃદયમાં વિચારે છે કે-

"विहिअं कुले कलंकं, आणीअं दूसणं च जिणधम्मे ।

जीए तीइ सुयाए, न मुयाए तारिसं दूक्खं ॥१॥

*

जारिसमेरिस असमं–जसेण चरिएण जीवयंतीए ।

जायं मज्झ इमीए, धूयाइ कलंकभूयाए ॥ २ ॥”

‘ખરેખર, જે પુત્રીએ કુલમાં કલંક લગાડયું અને શ્રી જિનેશ્વરદેવના ધર્મમાં દૂષણુ આણ્યું, તે પુત્રીના મરી જવાથી તેવું દુઃખ ન થાય, કે જેવું દુઃખ આ કલંકભૂત જીવતી પુત્રીના આવા પ્રકારના અયોગ્ય આચરણુથી મને થયું’

*

વિચારો કે–સમ્યગ્દષ્ટિ માતાને પોતાના સંતાનના અયોગ્ય આચરણુથી કેટલું અને કેવું દુઃખ થાય છે અને શ્રી જિનેશ્વરદેવના શાસનમાં સતીધર્મની કેટલી અને કેવી મહત્તા છે! શ્રીમતી રૂપસુંદરીના વિચારોમાંથી શ્રી જિનેશ્વરદેવના શાસનની એવી ભાવના ફેલાઇ રહી છે, કે જે ભાવના સુમાતા બનવા ઇચ્છતી એકે એક માતાએ, પોતાના હૃદયમાં ભરી લેવા જેવી છે. આવી ઉત્તમ ભાવનાઓ, સંસારરસિક માતાઓના અંતરમાંથી ભાગ્યેજ સ્ફુરે છે. સંસારરસિક માતાઓ તો, આવા જમાતાને જોવાથી ગાંડી ને ઘેલી થઇ જાય! અને પોતાની કુલકલંક પુત્રીને પણુ ડાહી અને ડમરી માનવાની ઘેલછામાં પડી જાય!!

(સભામાંથી૦ નારે સાહેબ! હજુ સુધી માતાઓ એવી નથી.)

નથી એ વાત આનંદનીજ છે અને ન થાવ એ તો આપણી ભાવનાજ છે: પણુ માતાઓ હજુ એવી સારી અને સુંદર ભાવનાઓવાળી હોય, તો એ પણુ પ્રભાવ ધર્મનોજ છે ને? બાકી આજે વિધવાવિવાહના પ્રશ્નને ઉભો કરનારા તો, એ સુંદર ભાવનાઓ ઉપર અગ્નિ મૂકવાનુંજ કામ કરે છે ને? આથીજ આજે એ પ્રશ્ન ઉભો કરનારાઓની મનોદશા ખૂલ્લી કરવાની કાર્યવાહી આપણે કરવી

પડે છે. આ શિવાય તેમ કરવામાં બીજો કોઈ પણ હેતુ નથી. આજના ઉન્મત્તો 'વિધવાવિવાહ'ના પ્રશ્નમાં જે દલીલ ઉભી કરે છે, તેના કરતાં શ્રીમતી મદનાસુંદરીના બચાવ માટે કાંઇ નાનીસુની દલીલ નથી. કોઢીયાના સંસર્ગથી પોતાના શરીરને હાનિ થવાનો પ્રસંગ, આજની દષ્ટિએ વિધવાવિવાહના પ્રશ્ન કરતાં શું જેવો તેવો પ્રશ્ન છે? પણ નહિ, એ બધું સંસારના કીડાઓ માટે છે, પણ સંસારનું સ્વરૂપ જાણનાર પુણ્યાત્માઓ માટે તો નથીજ. તે પુણ્યાત્માઓને તો એવા બનાવો કારમા ઘા રૂપ થઇ પડે છે. એજ ન્યાયે એ રીતે ચિંતામાં પડેલ શ્રીમતી રૂપસુંદરી, દુઃખના સમૂહથી ભરાઇ જાય છે અને એ રીતિએ દુઃખના સમૂહથી ભરાઈ ગયેલ રૂપસુદરી કરૂણસ્વરે રોઇ જાય છે તથા રોતે રોતે તે શ્રીમતી બોલે છે એમ નહિ, પણ એનાથી બોલી જવાય છે કે—

"धिद्धी अहो अकज्जं, निवडउ वज्जं च मज्झ कुच्छीए ।

जत्थुप्पन्नावि विय—क्खणावि हि एरिसं कुणइ ॥ १ ॥"

*

'મહાખેદની વાત છે! આવા અકાર્યને ધિક્કાર હો ધિક્કાર!! અને જે કુક્ષીમાં ઉત્પન્ન થયેલી એવી પણ અને વિચક્ષણ એવી પણ છોકરી, આવા પ્રકારના અકાર્યને કરે છે તે કુક્ષિ ઉપર વજ્ર પડો.'

*

ભાગ્યશાળીઓ! વિચારો કે—પોતાના સંતાનના આવા અકાર્યને જોઇને સમ્યગ્દષ્ટિ વાલીઓની કેવી દશા થવી જોઇએ? 'સુમાતા'ના વર્ણન માટે આ શ્રીમતી રૂપસુંદરી પણ પ્રભુના શાસનમાં દષ્ટાંત રૂપ છે. ખરેજ, સુમાતાનું હૃદય સંતાન પ્રત્યે આવી જાતિનું હોવુંજ જોઇએ અને માતાના હૃદયની મીઠાશ સાકર કરતાં પણ અધિક વર્ણવાય છે, તે આવીજ માતાઓ માટે ઘટી શકે:

પણ અન્ય માતાઓ માટે નહિ: કારણ કે-જે માતાના હૃદયમાં સંતાનના હિતની કાળજી નથી, તે માતા વસ્તુતઃ માતા જ નથી. અસ્તુ. શ્રીમતી રૂપસુંદરી જેવી સુયોગ્ય માતા છે તેવીજ શ્રીમતી મદનાસુંદરી સુપુત્રી છે, એટલે તેણીએ પોતાની માતાના મુખમાંથી નીકળી પડેલા વચનને સાંભળતાંજ આમ જોયું, તો રોતી એવી પોતાની માતાને જોઈ અને જોવા માત્રથી જ તે સુપુત્રીએ, પોતાની માતાનો અભિપ્રાય જાણી લીધો.

( પ્રશ્નકાર૦ અભિપ્રાય બરાબર સમજાય ? )

હા ! દીકરી જો દીકરી હોય અને માતા જો માતા હોય તો ખૂશીથી સમજાય. સુદીકરી આવા સમયે પોતાની સુમાતાનો અભિપ્રાય ન સમજે એ અસંભવિત પ્રાયઃ છે. સુપુત્રી સુમાતાના અભિપ્રાયને સમજી જાય, એમાં કશુંજ આશ્ચર્ય નથી. આ તો જેવી માતા ધર્મી છે તેવી જ આ દીકરી પણ ધર્મી છે: પુત્રી બુદ્ધિશાળી હોવાથી એને જ્ઞાન વધારે હોય, પણ માતાની શ્રદ્ધામાં કમીના નથી ! આ શાસનમાં શ્રદ્ધા એ પણ મહાન્ જ્ઞાન છે અને શ્રદ્ધા વિનાનું જ્ઞાન તો અજ્ઞાન જ છે. અજ્ઞાની છતાં શ્રદ્ધાળુને ઉન્માર્ગે જવાનું મન ન થાય: 'ઇલેકટ્રીકની લાઇટમાં ખાવામાં વાંધો શો ?'–એવું એ ન બોલે: પ્રભુએ રાત્રે ખાવાનો નિષેધ કર્યો માટે નજ ખવાય, એમજ એ માને અને કહે: અનંતકાયમાં અનંત જીવ એ માનેજ, ત્યાં યુક્તિ ન માગે: આજનો ભણેલો તો કહી દે કે–'કયાં છે અનંત જીવો ? હોય તો આ આંખોથી બતાવો !' એવા હુંશીયારને તો શ્રી સર્વજ્ઞ પરમાત્મા પણ આંખેથી બતાવવા શક્તિમાન કયી રીતે થઇ શકે ?

## સાવ ઉંધોજ ચીલો !

**(સભામાંથી૦ એ કહે કે પેટમાં દુઃખે છે, તો પૂછી શકાય કે બતાવ.)**

વિતંડાવાદીને રોકવા આવા ઉત્તર પણ આપી શકાય છે. પણ આપણે તો અહીં સીધી જ વાત કરી રહ્યા છીએ. શ્રી કેવલજ્ઞાનીએ પણ કેટલી આરાધના કરી જ્ઞાનચક્ષુ મેળવી ત્યારે જોઇ શક્યા, તો નજરે જોવા માગનારને કેવલજ્ઞાની પણ એ રીતે કેવલ જ્ઞાની બનવાનું કહે, પણ કયી રીતિએ બતાવી શકે ?

( સભા૦ બોઝ બતાવે છે. )

કોણ કહે છે ? યંત્રથી જોઇને, હલન-ચલન ક્રિયા જોઇને, શરીરનું વધવું-ઘટવું જોઇને, અખતરા વડે આ બધું જોઇ અનુમાન કરે છે કે—ત્યાં આત્મા હોવો જોઇએ. વળી અમૂક સંખ્યામાં જીવ બતાવે છે તે પણ ઉપર રહેલા પાણી વિગેરેમાં જે જીવો બતાવે છે તે જીવોજ છે એમ પણ ન કહેવાય. પુદ્ગલ પણ હોય અને એ કાયથી ભિન્ન જીવો પણ હોય. નળીયામાંથી પડતી જાળીના પ્રકાશમાં જૂઓ તો હાલતાં ચાલતાં કેટલાંય અણુઓ દેખાશે. એ બધાં પુદ્ગલ છે, જીવ પણ હોય. આ શાસન તો પાણીના એક બિંદુમાં અસંખ્યાતા જીવ કહે છે અને અનંતકાયના સોયના અગ્રભાગે રહે એટલા ભાગમાં પણ અનંતા જીવ કહે છે. એટલા ક્યાંથી આવ્યા એ ન પૂછાય. જ્યાંથી આવ્યા ત્યાંથી આવ્યા. તર્કવાદિને પણ એ બાબતમાં અનંતજ્ઞાની પણ શ્રદ્ધા કરવાનું જ કહે. જ્યાં ચર્મચક્ષુ કામ ન આપે, જયાં મતિજ્ઞાન કામ ન આપે, ત્યાં તર્ક કરવો તે અજ્ઞાન છે. હાથીના શરીરમાં જે આત્મા વ્યાપી રહે છે, તેજ આત્મા ત્યાંથી નીકળીને કીડીના શરીરમાં પણ રહી શકે છે ને ? હવે એ કેમ બન્યું એ ન પૂછાય. એ કર્માધીન સ્થિતિ છે. અરૂપી વસ્તુ માટે શ્રદ્ધા વિના છૂટકો નથી. શ્રદ્ધાહીનનું જ્ઞાન અજ્ઞાન છે. શ્રદ્ધાળુ વિશેષ પ્રકારે જ્ઞાની ન હોય એ નભે, પણ શ્રદ્ધા વિનાનો જ્ઞાની ગણાતોય ન નભે. શ્રદ્ધા વગરનો ભણેલો બહુ ડહોળે. વ્યવહારમાં પણ શ્રદ્ધાથી કામ થાય છે. બધાજ ભણ્યા પછી જ વેપાર કરે, તો એક પણ પેઢી ચાલે ? ચક

વૃદ્ધિ વ્યાજ કાઢતાં પેઢિમાં બધાને ન આવડે. એકાદ મોટા મુનીમને આવડે. માલીકને પણ ન આવડે એવું હોય છે ! એ વિના તાકા ઉપાડનારા, આંટા-ફેરા કરનારા નોકર ઘણુંયે હોય છે. મોટી પેઢી ચાલે એમાં નામાવટી એકએ હોય અને પોષાય બધા. એક અટવિમાં પાંચ હજાર માણુસને એક ભીલ્લનું છોકરૂં લંઘાવે છે, ત્યાં એ ભીલનો છોકરો જ્ઞાની અને પાંચ હજાર અજ્ઞાની ખરાને ? એને પેલા પાંચ હજાર પૂછે કે-'માર્ગે પહોંચાય એની ખાત્રી શી ?' તો એ શો જવાબ આપે ? એકજ વાત કહે કે-' પુંઠે ચાલવું હોય તો ચાલો. નહિ તો હું ચાલ્યો જાઉં છું.' આ રીતે ભીલના છોકરાની પૂંઠે ચાલીને ઘરભેગા થયેલા અંધશ્રદ્ધાળુ કહેવાય ખરા ? જો કહેવાય તો એમને પાછા ધકેલી મૂકવા જોઈયે ને ? એજ રીતિએ એક જ્ઞાનીની નિશ્રાએ સંખ્યાબંધ આત્માઓ મુક્તિએ પહોચી શકે છે. વ્યવહારમાં અટવી લંઘવા માટે જો એક ભીલના છોકરાની આજ્ઞા માનવી પડે, તો સંસારરૂપી અટવી લંઘવા માટે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ન માનવી, એ શું બેવકુફી નથી ? એ અનંતજ્ઞાનીને કંદમૂળમાં અનંતા જીવ કહેવાનું ઉપકાર શિવાય ખાસ કારણ હતું ? જગત્‌ના જીવો પાપથી બચી, નિર્મલ થઇ, મુક્તિમાર્ગ આરાધે અને મુક્તિપદ પામે એજ એક હેતુ હતોને ? બધું ન છૂટે તો આ, તે, વિગેરે છોડવાનું કહેવામાં હેતુ આ એકજ. ઉપકારદષ્ટિએ આ બધું કહ્યું છે. કોઇ દર્શનકારે આમ નથી કહ્યું. આ કહેવાની જરૂર કેમ પડી ? આ એકજ હેતુ. ભલે સાધુ કે શ્રાવક ઓછા હોય તો ઓછા, પણ માર્ગ પોલો ન કરાય. નીસરણીને સો પગથીયાં હોય તે કોઈ ન ચઢી શકે માટે પચાસ ન કરાય. શક્તિ હોય તે ચઢે. પણ સામગ્રી તો જે સ્થલે જે જોઇએ તે મૂકવીજ પડે.

(પ્રશ્ન૦ પગથીયાં વધારાય ખરાં ?)

વધારાય ખરાં પણ ઠોકર વાગે એવાં ન વધારાય ! સો પગ-

થાયાને બદલે પાંચસે મૂકાવે તો ? એ જોખમદારી તો કારીગરને જ ભળાવવી પડે. નીસરણી મોટો આદમી તેમજ નાનું બચ્ચું પણ ચઢી શકે એવી બનાવવાનું માત્ર કારીગરને કહેવાનું. પછી કારીગર જે કરે તેમાં ડહાપણ કરવાનું હોય? શ્રી જિનેશ્વરદેવે બધાથી આરાધાય તેવો માર્ગ કહ્યો છે. ફકત હાથ જોડયે મુકિત મળવાની માન્યતા, આ શાસનમાં નથી. મહેરબાની કરવા ખાતર કે ધર્મી ગણાવા ખાતર ધર્મ કરવાથી મુક્તિ નહિ મળે, પણ ધર્મી બનશો તો જ મુકિત મળશે. ઉંચકીને કોઇ મુક્તિએ મોકલે તેવું નથી. ઇતરની જેમ અહીં વિમાન નથી આવતાં. પોતાની મહેનતથી મુકિત મેળવવાના છે. મૂર્તિ, આગમ, વિગેરે આલંબન ખરાં : તારક એ : પણ મહેનત આત્માની જોઇએ. નીસરણી એ ઉપર ચઢવાનું આલંબન ખરૂં, પણ પગલાં ભરે એને માટે. એ જ રીતે શ્રી જિનેશ્વરદેવ પણ જે જિનાજ્ઞા માને તથા ઉદ્યમ કરે એના માટે આલંબન છે. ભાગ્ય હશે તો મુકિત મળશે, એમ માની બેસી રહેનારને કોઇ કાળે મુકિત ન મળે. દુનિયાના ખાનપાપાનાદિમાં ભાગ્યાધીનતા ખરી : ભાણા પર બેસો અને કાચી રોટલી આવે ત્યાં નશીબને દોષ દેવાય : ત્યાં ભાગ્ય પર દોષ મૂકાય : કમાવાની મહેનત કરવા છતાં, સ્રીને સારી રીતે સાચવવા છતાં ભાણામાં કાચું નાખે ત્યારે ભાગ્યને દોષ પણ દેવાય : પણ મુકિતમાં એમ નહિ ! જ્યાં પુરૂષાર્થની આધીનતા કહી ત્યાં ભાગ્યાધીનતા સ્વીકારાય છે અને જ્યાં ભાગ્યાધીનતા કહી ત્યાં પુરૂષાર્થ કરાય છે, આવો આજનો ઉંધો ન્યાય છે. પૂજા ન કરે ત્યાં પાપોદયનું બહાનું કાઢે અને પૈસા કમાવા માટે દુકાને જાય જ. સમ્યગ્દૃષ્ટિ આત્મા પેઢી પર ટાઇમે જ આવે, કેમકે–કમાવું ભાગ્યાધીન માને છે. આજે ત્યાં પ્રવૃત્તિ ચલાવવામાં કમીના નથી રખાતી અને ધર્મક્રિયાની જ્યાં વાત આવે કે–એ ભાગ્યને ભળાવાય છે. તદ્દન ઉંધો ન્યાય ! દુનિયાની જેટલી અર્થકામની પ્રવૃત્તિ થાય છે, તેટલી જો ધર્મ માટે હોય તો ચોથો આરો જ માની

સ્યો. રૂપરંગ, ઋદ્ધિસિદ્ધિ વિગેરે પ્રાયઃ ભાગ્યાધીન છે, પણ તેને તો પુરૂષાર્થાધીન માનવાં અને પુરૂષાર્થસિદ્ધ મુક્તિને ભાગ્યાધીન માનવી, એ મિથ્યાત્વ છે. તદ્દન ઉંધો ચીલો છે.

## આજે શ્રદ્ધા કેટલી છે ?

શ્રદ્ધા એ જ્ઞાનનું પણ મૂલ છે. શ્રદ્ધા વિના લખતા વાંચતા થાત ? બચ્ચું તરત માતાના સ્તનને શાથી વળગે છે ? લાલચોળ આંખવાળી પણ મા પાસે બાલક ઝટ જાય અને હસતી એવી બીજી પાસે ન જાય. જ્યાં મા સૂવાડે ત્યાં સૂએ, બેસાડે ત્યાં બેસે, ખવરાવે તે ખાય, કશું જ પૂછે નહિ, કારણ કે-ત્યાં બચ્ચાને શ્રદ્ધા છે. બધે જ શ્રદ્ધા ખરી, માત્ર અહીં શ્રદ્ધા માનવામાં વાંધો એમ ? આજે વિકલ્પો એવા કે જેનો પાર નથી : માટે સત્ય સમજાતું નથી. વિકારની આધીનતા વધતી જાય છે : વિજ્ઞાનવાદના નામે જડવાદ ફેલાતો છે : અને એથી આત્મા તો ભુલીજ જવાયો છે. શરીર સાચવવાની મહેનત ચોવીસે કલાક ચાલૂ છે અને અંદર કોણ છે, ક્યાંથી આવ્યો, શું થશે, ક્યાં જવાનું,-એ વિષે કશો વિચારજ નથી. મકાન તુટયું, છોકરો કમાતો નથી, છોકરી મોટી થઇ પણ વર મળતો નથી, પેઢીમાં ખાદ છે,-આવા આવા વિચારો ચાલૂ છે, પણ આત્માનો વિચાર કેટલા કરે છે? તમે તે આ શરીર કે બીજા ? શરીરનું નામ છે તે તમે કે કોઈ બીજા ? ચોવીસે કલાક બસ એનીજ ( શરીરનીજ ) સેવા ચાલે છે : પોતાની દયા એટલે એ શરીરની સેવા ચાલે છે અને પારકી દયા-સામાન્ય દયા કરે તે પણ-' બીચારો ભૂખ્યો તરસ્યો છે. ' આટલીજ : 'એ ભૂખ્યો શાથી ?'-એ ન વિચારે. એવું જો કોઈ કહે તો કહે કે કાઢયું પુરાણ. આવી વાતોને એ લોકો પુરાણ કહે છે. દુઃખીને જોઇને સમ્યગ્દૃષ્ટિ આત્માને દયાના અંકુરો જૂદી જાતના ફૂટે છે. એ દુઃખી કેમ ?-એવી વિચારણા સાથે એની દયા હોય છે. સમ્યગ્દૃષ્ટિ આત્મા તો ભૂખ્યાની હમેશની ભૂખ મટાડી એને સાચો સુખી કરે :

પણ આ બધું ત્યારેજ બને, કે જ્યારે પ્રભુશાસન પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા હોય. અહીં તો, માતા અને પુત્રી બન્નેય પ્રભુ-શાસન પ્રત્યે અખૂટ શ્રદ્ધાવાળાં છે. એટલે તેઓ પરસ્પરનાં હૃદય સમજે, એમાં કશુંજ આશ્ચર્ય પામવા જેવું નથી. આથી માતાના અભિપ્રાયને સમજી ગયેલી અને પોતે સો ટચના સુવર્ણની માફક પવિત્ર છે એવી તથા સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી વિકસિત વદનવાળી શ્રીમતી મદનાસુંદરીએ, સંપૂર્ણ ચૈત્યવંદનને કરીને અને પોતાની માતાને હસ્તવંદનથી વંદન કરીને તેણીની પ્રત્યે કહ્યું કેઃ—

"अम्मो ! हरिसट्ठाणे, कीस विसाओ विहिज्जए एवं ? ।
जं एसो निरोगो, जाओ जामाउअ तुम्हं ॥ १ ॥"

*

'હે માતા ! આ રીતિએ હર્ષના સ્થાને વિષાદ શા કારણે કરવામાં આવે છે ? વિષાદ કરવાનું કશુંજ કારણ નથી, કારણ કે-તમારો આ જમાઇજ રોગરહિત થયેલ છે, પણ આ કોઇ અન્ય પુરૂષ નથીજ.'

બાકી—

"अन्नं च जं वियप्पह, तं जइ पुव्वाइ पच्छिमदिसाए ।
उग्गमइ कहवि भाणू, तहवि न एयं नियसुयाए ॥ २ ॥"

*

'બીજી જાતિના એટલે કે-અનાચારને આચરવાના જે વિકલ્પો કરો છો, તે તો જો પૂર્વ દિશામાં ઉદય પામતો સૂર્ય કોઈ પણ રીતિએ પશ્ચિમમાં ઉદય પામે તો પણ, આ તમારી પુત્રીથી તેવો અનાચાર સેવાય એવું બની શકે તેમ નથી.'

અને—

વાત પણ ખરીજ છે કે-પુણ્યશાલિ એટલે કે ધર્મપ્રાણ આત્માના

હાથે અકાર્ય થવાની સંભાવના કરવી એ પણ પાપજ છે, કારણ કે–ધર્મપ્રાણ આત્માઓ અકાર્ય કરવાનો સમય આવે તે પહેલાં જ, જો એમનું ચાલી શકે તો ધર્મપ્રાણ બચાવવા માટે, પુદ્ગલાનંદીઓને પ્રિય લાગતા પ્રાણોનો પણ નાશ કરવાને સજ્જ હોય છે.

(પ્રશ્ન૦ શું સૂર્ય પશ્ચિમમાં ઉગે ?)

ન ઉગે અને નથી ઉગતો માટે તો એનું દૃષ્ટાંત લેવાય છે. બાકી જો તે પશ્ચિમમાં ઉગતોજ હોય, તો તો શુદ્ધ આત્માઓની શુદ્ધતા બતાવવા માટે એનું નામ પણ કોણ લેત ? કોઇજ નહિ. એ પશ્ચિમે નથી ઉગતો માટેજ આ રીતે એનું દૃષ્ટાંત લેવાય છે. ધર્મીની મહત્તા બતાવવા માટે આ રીતે કહેવાય કે–નહિ ઉગનારો સૂર્ય પણ કદી ઉગે એમ માનો તોયે આના હાથે તો આમ ન જ થાય. સાગર માઝા મૂકે જ નહિ, પણ એ કદિ માઝા મૂકે તોયે સજ્જન તો પોતાની સજ્જનતા નજ મૂકે, એમ સજ્જનનું સૌજન્ય બતાવવા કહેવાય. પત્થર ઉપર કમળ ન જ ઉગે, પણ માનો કે કદાચ ઉગે તોયે ધર્મી તો ધર્મથી ન જ ચૂકે, સતી તો પતિવ્રત ન જ છોડે એમ કહેવાય. સાગરની ગંભીરતાને સજ્જનના હૃદય જેવી પણ કહી છે, કારણ કે–સાગરની ગંભીરતામાં કદાચ તુચ્છતા આવે, પણ સજ્જનના હૃદયની ગંભીરતામાં તુચ્છતા નજ આવે. પુરૂષને સિંહની ઉપમા શૌર્યપ્રસંગે દેવાય, પણ કુતરાની નહિ ! ભસે તો કુતરૂં ઘણું અને સિંહ તો વધુ બોલે પણ નહિ : તે છતાંય શૌર્ય તો સિંહજ દાખવી શકે પણ કુતરૂં તો ભાગીજ જાય. બહુ તો કુતરૂં ભસ્યાજ કરે. બહુ લવ લવ કરે એને કુતરાનીજ ઉપમા અપાય છે ને ?

*

અસ્તુ. એ રીતિએ માતાના હૃદયને શાંત કરવા માટે શ્રીમતી મદનાસુંદરી સત્ય વસ્તુ માતા સમક્ષ કહી રહી છે, ત્યાં શ્રી શ્રીપાલની માતા કે જે શ્રીમતી મદનાસુંદરીની સાસુ થાય છે, તે શ્રીમતી રૂપસુંદરીને ઉદ્દેશીને કહે છે કે–

"कुमरजणणी वि जंपइ, सुंदरि ! मा कुणसु एरिसं चित्ते ।
तुज्झ सुआइ पभावा, मज्झ सुओ सुंदरो जाओ ॥ १ ॥"

*

'હે સુંદરી! તું તારા ચિત્તમાં આવી અયોગ્ય જાતિના વિકલ્પને ન કર, કારણ કે—તારી પુત્રીના પ્રભાવથી મારો પુત્ર આવી રીતને સુંદર થયો છે.'

માટે—

"धन्नासि तुमं जीए, कुच्छीए इत्थिरयणमुप्पन्नं ।
एरिसमसरिससील—प्पभाव चिंतामणिसरिच्छं ॥२॥"

*

'હે સુંદરી! તું ધન્યવાદને પાત્ર થાય છે, કે જેની કુક્ષિમાં અનુપમ શીલના પ્રભાવે આવું ચિંતામણિ જેવું સ્રીરત્ન ઉત્પન્ન થયું છે.'

*

આવા પુત્રીરત્નની માતા થનાર ધન્યવાદને પાત્ર કેમ ન બને ? પોતાના સંતાનને આવી રીતિએ પ્રભુમાર્ગે યોજનાર માતા કે પિતા વિશ્વમાં વિરલ હોય છે, અને એથી એવાં માતાપિતાને જેટલાં અભિનંદન દેવાય તેટલાં ઓછાં છે.

*

'પોતાના સંતાનના સદાચારથી જ તુષ્ટમાન થનાર માતા પિતા જ પોતાના માતાપણાને અને પિતાપણાને વાસ્તવિક રીતિએ સાર્થક કરે છે.'—

—એ ન્યાયે—

'પોતાની પુત્રી સદાચારમાં સુસ્થિર જ છે અને પોતાની

પુત્રીના પ્રતાપે જ પોતાના જામાતા આવી સુંદર સ્થિતિમાં આવ્યા છે.'—એમ જાણીને આનંદમાં આવી ગયેલી શ્રીમતી રૂપસુંદરીએ પ્રશ્ન કર્યો કે—'આ બધો બનાવ શી રીતિએ બન્યો ?'

*

આ પ્રશ્નને સાંભળીને સુવિધિમાં નિપુણ એવી શ્રીમતી મદના-સુંદરીએ પોતાની માતાને કહ્યું કે—

"चेइअ हरंमि वत्ता—लावंमि कह निसीहिआ भंगो ।
होइ तओ महगेहे, वच्चह साहेमिमं सव्वं ॥१॥"

*

'શ્રી જિનેશ્વરદેવના મંદિરમાં વાર્તાલાપ કરવાથી 'નિસીહિ'નો ભંગ થાય છે, તે કારણથી તમે મારે ઘેર ચાલો, એટલે ત્યાં હું તમને આ સઘળો વૃત્તાંત કહું.'

*

વિધિરસિક આત્માએ વિધિના પાલનમાં કેવા મક્કમ રહેવું જોઈએ,—એ સમજવા માટે પણ આ સારામાં સારો પ્રસંગ છે. પહેલાં તો પોતાની માતાના દીલમાં શંકા થઈ હતી અને એનો શ્રીમતી મયણાસુંદરીએ ખૂલાસો કર્યો ત્યાં પ્રભુની આજ્ઞાને બાધ નહોતો. 'પ્રાણ જાય તો ભલે પણ ધર્મથી ન જ ચૂકાય'—આવું આવું મંદિ-રમાં બોલવાથી આશાતના નથી થતી, બાકી મંદિરમાં બીજી આડી-અવળી વાતો ન જ થાય. જે વાતો મંદિરમાં ન થાય, તે વાતો ઉપા-શ્રયમાં પણ ન થાય, અને જે વાતો શ્રાવકથી મંદિર કે ઉપાશ્રયમાં ન થાય, એ વાતો સાધુ પાટે બેસીને કેમ જ કહી શકે ? પાટે બેસીને સાધુથી પૈસાટકા કે વેપારરોજગારની વાતો ન જ કરાય. સામા-યિકમાં બેઠેલો બીજાને પાંચ રૂપીઆ આપવાનું, પોતાના દીકરાને પણ કહે ? ન જ કહે. કદી કોઈ કહેતા હોય એ વાત જવા દો, ભૂલ છે,

અને એને પણ કોઇ યાદ કરાવે તો તરત શરમાઇને તેણે પોતાની ભૂલ કબુલ કરવી પડે ! એ તો બે ઘડીનું સામાયિક છે. માત્ર દેશથી નિયમ છે, દુવિહં તિવિહેણં પચ્ચખ્ખાણ છે, ત્યાંયે જો ન બોલાય તો તિવિહેણં તિવિહેણંનું પચ્ચખ્ખાણ અને તે પણ યાવજ્જીવ માટે કરનાર સાધુથી કયી રીતે બોલાય ? કહેવું જ પડશે કે–ન બોલાય. આ વિધિનું અખંડિત પાલન થાય તો ધાર્યું સફલ થાય.

*

ઘેર ગયા પછી શ્રીમતી મયણાસુંદરીએ માતાની સમક્ષ શ્રી સિદ્ધ-ચક્રના મહાત્મ્યથી ભરેલો પોતાનો સઘળો વૃતાન્ત કહ્યો. તે સાંભ-ળીને ખૂશ થયેલી શ્રીમતી રૂપસુંદરીએ, શ્રી શ્રીપાલની માતાને પણ પૂછયું કે–'હું તમારા પુત્રની વંશોત્પત્તિને સાંભળવા ઇચ્છું છું.' આ પ્રશ્નને આધીન થઇને, શ્રી શ્રીપાલની ' શ્રી કમલપ્રભા ' નામની માતાએ સઘળો વૃત્તાંત કહી બતાવ્યો. તેના યોગે શ્રીમતી મદનાસુંદરીની માતા જાણી શકી કે—' આ મારો જામાતા કોઇ સામાન્ય માણસ નથી પણ ' ચંપા ' નગરીના ' શ્રી સિંહરથ ' નામના નરેશ્વરનો અને શ્રી કુંકુણ દેશના સ્વામિની નાની બ્હેન શ્રીમતી ' કમલપ્રભા 'નો સુપુત્ર છે.' અને એમ જાણીને શ્રીમતી રૂપસુંદરીએ આનંદપૂર્વક પોતાના જામાતાનું અભિનંદન કર્યું. અને પોતાની પુત્રીના પુણ્યને પ્રશંસ્યું. આ પછી તેણીએ ઘેર જઇને, આ સઘળો વૃત્તાંત પોતાના ભાઇ પુણ્ય-પાલને કહ્યો. એ વૃત્તાંતના શ્રવણથી હર્ષિત થયેલો પુણ્યપાલ પણ, કુટુંબ સાથે શ્રી શ્રીપાલકુમારને પોતાને ઘેર લઇ આવ્યો અને રહેવા માટે એક સુંદર આવાસ આપ્યો તથા એ આવાસને તે ધન, ધાન્ય અને કાંચનાદિથી પૂર્ણ કરે છે. આથી ત્યાં શ્રી શ્રીપાલકુમાર દોગુંદક દેવોની માફક લીલાપૂર્વક રહે છે.

°°°

## પ્રસંગ ૧૩ મો : હિલનાના સ્થાને જ પ્રભાવના.

°°°

**આ રીતિએ** શ્રીમતી મદનાસુંદરી પોતાના પતિની સાથે પોતાના મામાએ આપેલા ઉત્તમ આવાસમાં આનંદપૂર્વક રહે છે. એવામાં કોઇ એક દિવસે શ્રીમતી મદનાસુંદરીના પિતા રાજા પ્રજાપાલ, ફરતા ફરતા તે આવાસની પાસેના માર્ગ ઉપર આવી પહોંચ્યા અને તે માર્ગ ઉપરથી આવાસના ગોખમાં શ્રીમતી મદનાસુંદરીની સાથે બેઠેલા શ્રી શ્રીપાલને જોયા. આ રીતિએ શ્રી શ્રીપાલની સાથે બેઠેલી પોતાની પુત્રી મદનાસુંદરીને અકસ્માત્ જોઇને, રાજાના હૃદયમાં ભયંકર આઘાત થયો અને એ આઘાતના યોગે રાજાએ વિચાર કરવા માંડયો કેઃ—

ખરેખર—

" मयणाइ मयणवसगाइ, मह कुलं मइलिअं नूणं ।"

*

' કામદેવને વશ થયેલી આ મારી પુત્રી મદનાએ, નિશ્ચિતપણે મારા પવિત્ર કુલને મલિન કરી નાંખ્યું. '

*

આપણે જાણીએ છીએ કે–શ્રીમતી મદનાસુંદરીનો પિતા રાજા પ્રજાપાલ મિથ્યાધર્મની વાસનાથી વાસિત છે, તે છતાં તેના અંતરમાં પોતાના કુલની મહત્તા કેટલી વસી છે તે વિચારો ! **પોતાની પુત્રીને, વરેલા પતિથી અન્ય પતિ સાથે જોઇને, મિથ્યાદૃષ્ટિ રાજા પણ હૃદયમાં ખેદ પામે છે. પોતાની પુત્રી કોઢીઆ પતિનો ત્યાગ કરી, રૂપવાન અને કુલવાન એવા પણ અન્ય પતિનો સ્વીકાર કરે એથી પણ, મિથ્યાદૃષ્ટિ એવો પણ રાજા પોતાના**

કુલની મલિનતા માને છે, તો સમ્યગ્દૃષ્ટિ આત્માની દશા કેવી હોવી જોઇએ, એનો પણ વિચાર નહિ કરનારા આજના જૈન નામધારી સુધારકો અને તેઓના આગેવાન ગણાતા કુલકલંકોની મનોદશા, કેવી અને કેટલી ભયંકર છે ?—આ વસ્તુ ખાસ વિચારવા યોગ્ય છે.

પોતાની પુત્રીએ આવું પરિણામ આણ્યું, એમ માનીને રાજા પ્રજાપાલ ઘણા જ ખિન્ન થાય છે અને એ ખિન્નતાના યોગે પશ્ચાત્તાપથી બળી રહેલા હૃદયથી વિચારે છે કે—

" इक्कं मए अजुत्तं, कोवंधेणं तया कयं बीअं।
कामंधाइ इमीए, विहियं ही ही अजुत्तयरं ॥१॥"

*

'તે સમયે એક તો કોપથી અંધ થયેલા મેં 'આ મારી પુત્રી કોઢીઆને આપી' એ અયોગ્ય કામ કર્યું અને બીજું 'પોતાના પતિને તજીને અન્ય પતિનો સ્વીકાર કરવાનું' અતિશય અયોગ્ય કામ, કામથી અંધ બનેલી મારી આ પુત્રીએ કર્યું. ખરેખર, આ ઘણો જ ખેદકારક બનાવ છે.'

*

આ રીતિએ વિશાદવશ થયેલા રાજા પ્રજાપાલને શ્રીમતી મદનાસુંદરીના મામા પુણ્યપાલે આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું શ્રીમતી મદનાસુંદરીનું આખુંએ ચરિત સંભળાવ્યું. પોતાની પુત્રીના એવા આશ્ચર્યકારી ચરિતને સાંભળીને ચિત્તમાં વિસ્મય પામેલો રાજા પ્રજાપાલ, પોતાની પુત્રી અને જમાઈથી અલંકૃત થયેલા આવાસમાં ગયો. આ રીતિએ પોતાના આવસમાં આવતા રાજા પ્રજાપાલને, શ્રીમતી મદનાસુંદરીની સાથે શ્રી શ્રીપાલે વિનયપૂર્વક નમસ્કાર કર્યો.

પોતાની સામે આ જાતિનો વિનય જોઇને, પોતાના આ કાર્યથી લજ્જિત થયેલો રાજા પ્રજાપાલ, લજ્જાથી નમ્ર બનીને પોતાની જાતને ધિક્કારતાં અને પોતાની પુત્રીની પ્રશંસા કરતાં બોલે છે કે—

"लज्जाऽऽणओ नरिंदो, पभणइ धिद्धी ममं गयविवेअं।
जं दप्पसप्पविस–मुच्छिएण, कयमेरिसमकज्जं ॥१॥"

*

'વિવેકહીન એવા મને ધિક્કાર હો, ધિક્કાર હો: કારણ કે–અહંકારરૂપી સર્પના વિષથી મૂર્છિત થયેલા મેં એવા પ્રકારનું અકાર્ય કર્યું.'

અને ખરેખર—

"वच्छे ! धन्नाऽसि तुमं, कयपुन्ना तंसि तंसि सविवेआ।
तं चेव मुणियतत्ता, जीए एयारिसं सत्तं ॥ २ ॥

*

उद्धरिअं मज्झकुलं, उद्धरिया जीइ नियमजणणीवि।
उद्धरिओ जिणधम्मो, सा धन्ना तंसि परमिक्का ॥३॥"

*

'હે પુત્રી! જેણીનું આવું ધૈર્ય છે તેવી તું ધન્ય છો, તું કૃતપુણ્યા છો, તું વિવેકવતી છો અને તું જ તત્ત્વની જ્ઞાતા છો!'

તથા—

'જેણીએ મારા કુલનો ઉદ્ધાર કર્યો છે, જેણીએ પોતાની માતાનો પણ ઉદ્ધાર કર્યો છે, અને જેણીએ શ્રી જિનેશ્વરદેવના ધર્મનો પણ ઉદ્ધાર કર્યો છે, એટલે કે–સુશોભિત કર્યો છે એવી તું જ એક ધન્યવાદને પાત્ર છો.'

*

આ કારણથી—

"अन्नाणतमंधेण, दुद्धरऽहंकारगयविवेगेणं ।
जो अवराहो तइआ, कओ मए ते खमसु वच्छे ॥४॥" ४

*

'હે પુત્રી! અજ્ઞાનરૂપ અંધકારથી અંધ બનેલા અને દુર્ધર એવા અહંકારથી વિવેકહીન થયેલા એવા મેં, તે વખતે જે અપરાધ કર્યો છે તેની તું ક્ષમા કર.'

*

આ પ્રકારે પોતાની નિંદા અને પોતાની પુત્રીની પ્રશંસા કરતાં થતા પશ્ચાત્તાપપૂર્વક ક્ષમાપના યાચતા પોતાના પિતાને જોઇને, વિનયથી નમ્ર બનેલી શ્રીમતી મદનાસુંદરી પોતાના પિતા પ્રત્યે કહેવા લાગી કે:—

"विणओणया य मयणा, भणेइ मा ताय ! कुणसु मणखेयं ।
एयं मह कम्मवसेण, चेव सव्वंपि संजायं ॥ १ ॥

*

न देइ कोइ कस्सवि, सुक्खं दुक्खं च निच्छओ एसो ।
निअयं चेव समाज्जिअ—मुवभुञ्जइ जंतुणा कम्मं ॥ २ ॥

*

मा वहउ कोइ गव्वं, जं किर कज्जं मए कयं होइ ।
सुरवरकयंपि कज्जं, कम्मवसा होइ विवरीअं ॥ ३ ॥

*

ता ताय ! जिणत्तं तत्त—मुत्तममुणसु जेण नाएणं ।
नज्जइ कम्मजियाणं, बलाबलं बंधमुक्खं च ॥४॥"

*

'હે પિતાજી! આપ ચિત્તમાં ખેદ ન કરો, કારણ કે—આ સઘળુંય મારા કર્મના વશથી જ થએલું છે, એમાં આપનો એક લેશ પણ દોષ નથી.'

કારણ કે—

'કોઈને પણ સુખ કે દુઃખ કોઇ પણ આત્મા આપી શકતો નથી, પરંતુ જીવ પોતે ઉપાર્જેલાં પોતાનાં જ કર્મને ભોગવે છે, એમાં કોઈ પણ જાતનો સંશય નથી.'

આથી—

'ખરેખર, કોઈ પણ આત્મા એવા અહંકારને ન વહન કરો કે—નિશ્ચયપૂર્વક મેં કરેલું જ કાર્ય થાય છે: કારણ કે—ઈંદ્રાદિક સુરવરોએ કરેલું પણ કાર્ય, કર્મના વશથી વિપરીત થઈ જાય છે.'—

તે કારણથી—

'હે પિતાજી! આપ શ્રી જિનેશ્વરદેવોએ કહેલા ઉત્તમ તત્ત્વને જાણો, કે જે જાણવાથી કર્મો અને જીવોના બલાબલને, એટલે કે—કોઈ વખત જીવ બલવાન થાય છે અને કોઇ વખત કર્મો બલવાન થાય છે, એ રીતિએ જીવો અને કર્મોના બલાબલને અને બંધ તથા મોક્ષને આપ જાણી શકો.'

*

પોતાની પુત્રીના આ કથનથી રાજા પ્રજાપાલે શ્રી જિનેશ્વરદેવના ધર્મનો સ્વીકાર કર્યો અને તે પછી અતિશય સંતોષ પામીને કહેવા લાગ્યો કે:—

"तत्तो धम्मं पडिवज्जिऊण, राया भणेइ संतुट्ठो ।
सीहरहरायतणओ जं, जामाया मए लद्धो ॥ १ ॥

*

तं पत्थरमित्तकए, हत्थंमि पसारियंमि सहसत्ति ।
चडिओ अचिंतिओ च्चिअ, नूनं चिंतामणी एसो ॥२॥"

*

'જે મેં આ શ્રી સિંહરથ રાજાના પુત્રને જમાઇ તરીકે મેળવ્યા છે, તે ખરેખર મારા માટે તો એવું થયું છે કે–એકદમ પત્થર માત્ર મેળવવા માટે હાથને લાંબો કર્યે છતે જેમ અચિંતિતપણે ચિંતામણિ હાથે ચઢી જાય, તેમ આ ચિંતામણિ સમો જામાતા મારે હાથ ચઢી ગયેલ છે.'

આ પ્રમાણે કહીને—

રાજા પ્રજાપાલે પોતાના જમાઇને અને પોતાની પુત્રીને શ્રેષ્ઠ હસ્તી ઉપર બેસાડીને, મ્હોટા મહોત્સવ પૂર્વક પોતાને ઘેર લઇ જઇને વિવિધ પ્રકારનાં દ્રવ્યોથી તે ઉભયનું સન્માન કર્યું.

આથી—

"जायं च साहुवायं, मयणाए सत्तसीलकलियाए !
जिणसासणप्पभावो, सयले नयरंमि वत्थरिओ ॥१॥"

*

'સત્ત્વ અને શીલથી સહિત એવી શ્રીમતી મદનાસુંદરીનો સાધુવાદ અને શ્રી જિનેશ્વરદેવના શાસનનો પ્રભાવ, આખા નગરમાં વિસ્તારનો પામ્યો.'

*

**ભાગ્યશાલિઓ! આ એજ નગર છે અને એજ રાજા છે. જે નગર એક વખત શ્રીમતી મદનાસુંદરી માટે, શ્રીમતી મદનાસુંદરીની માતા માટે, શ્રીમતી મદનાસુંદરીના પાઠક**

માટે અને શ્રી જિનેશ્વરદેવના ધર્મ માટે પણ યદ્વા તદ્વા પ્રલાપ કરતું હતું, તેજ નગર આજે શ્રીમતી મદનાસુંદરીનો સાધુ-વાદ બોલે છે અને શ્રી જિનેશ્વરદેવના ધર્મના પ્રભાવને કબુલ રાખે છે: એટલુંજ નહિ પણ તે ધર્મના પ્રભાવને જોરશોરથી ગાય છે. અને જે રાજા એક સમયે પોતાની સુશીલ, સુવિનીત અને અસાધારણ વિદૂષી એવી પણ પુત્રી ઉપર, પ્રભુના સિદ્ધાંતની સાચી પ્રરૂપણા કરવા ખાતર ઉદ્ધતાઇનો આરોપ મૂકી અને તેણીના સાચા કથનથી કોપા-યમાન થઈને, એક કોઢીયાના હાથમાં સોંપી દેવા જેવી હદે પહોંચી ગયો હતો, તેજ રાજા પોતાના ગુન્હાને કબુલ કરી, પોતાની પુત્રી પાસે ક્ષમા માગે છે અને પોતાનીજ પુત્રીના કહેવાથી પોતાના હૃદયમાં વ્યાપી ગયેલ મિથ્યાત્વ વિષને વમી નાખી, પ્રભુશાસનની સમ્યક્ત્વરૂપી સુધાનું પાન કરી, પોતાની પુત્રીનું ભારોભાર સન્માન કરે છે. આ બધો પ્રતાપ શાનો એ વિચારો! જો શ્રીમતી મદનાસુંદરી અજ્ઞાન આત્માઓ તરફથી કરવામાં આવતી હીલનાના ભયથી ગભરાઇ જઇને શીથિલ બની ગઇ હોત, તો પરિ-ણામ કેવું અને કેટલું ભયંકર આવત?–એ ખાસ વિચા-રવા જેવું છે. મિથ્યાદૃષ્ટિ રાજા સમ્યગ્દૃષ્ટિ બને છે અને આખું નગર શ્રીમતી મદનાસુંદરીનો સાધુવાદ અને શ્રી જિનેશ્વરદેવના ધર્મનો પ્રભાવ ગાય છે, તે સઘળો જ પ્રતાપ શ્રીમતી મદનાસુંદરીની સત્ત્વશીલતાનો અને પ્રભુધર્મના

સિદ્ધાંત પ્રત્યે તે મહાસતીએ બતાવેલી અપૂર્વ સ્થિરતાનો જ છે,–એ વાત બરાબર હૃદયમાં કોતરી રાખવા જેવી છે.

*

શ્રીમતી મદનાસુંદરીએ જો પોતાની ધીરતા અને પ્રભુશાસન પ્રત્યેની સ્થિરતા અખંડિતપણે સાચવી રાખી, તો પરિણામ હીલનાને બદલે પ્રભાવનામાં આવ્યું : આથી સ્પષ્ટ છે કે–પ્રભાવનાના અર્થિઓએ સન્માર્ગમાં સ્થિર રહી અજ્ઞાનીઓની દરકાર કર્યા વિના, સન્માર્ગનો પ્રચાર જારીજ રાખવો જોઈએ અને તેમ થાય તો ભલે કદાચ થોડો વખત સહન કરવું પડે, પરન્તુ આખર વિજય અને પ્રભાવના તો જયવન્તા શાસનના સેવકનેજ વરે છે. વર્ત્તમાનમાં પણ એજ હાલત છે. એક બાળક જ્યારે દીક્ષા લેવા નીકળે, ત્યારે મોહાધીન માતાપિતા અને કુટુંબીઓ વિરોધ કરે તથા અજ્ઞાનો નિંદા કરે, પણ એજ બાલક સાધુ થયા પછી અમૂક સમય બાદ વિદ્વાન્, સુચારિત્રી થઈને આવે, ત્યારે એજ નિંદા કરનારા બધા, એ તારકને વંદન કરે ને ગુણગાન ગાય : બધાને પ્રાયઃ એ તારકને જોઈને આનંદ થાય અને પૂજ્ય ભાવ પ્રગટે. પણ નિંદા કે હીલનાનો ભય રાખી પહેલેથીજ દીક્ષા ન લે તો પ્રભાવના દબાઈ જાય. પ્રભાવનાનાં મૂળ કઠીન છે. ઝાડના મૂળનું જો ફુલ લેવું હોય, તો તેને સોનાની પેટીમાં નથી મૂકાતું : એને તો ધૂળમાંજ ઘલાય, જમીન ખોદીને એમાં જ દટાય, એમાં પાણી નાખવું પડે, ગંદુ પણ થાય, પણ પછી એ ફાટે, ફુલે અને ફુલ થાય : તેવી

**રીતિએ પ્રભાવના માટે પણ છે. મૂળને ખીસ્સામાં રાખીને ફરે કે તીજોરીમાં મૂકે, એથી ફળ ન પમાય. જેનાથી પ્રભાવના થવાની હોય તે ચીજની સામે, અજ્ઞાનો તરફથી ખોટી રીત ધૂળ ઉડાવવામાં આવે તો જરાય ગભરાવું નહિ !**

× × × ×

**જૈન યુવક સંઘની વાયડી વાતોનો સચોટ રદીયો—**

આજે બોલનારા મોટે ભાગે મફતીયા છે અને એક નવો વાલી થયેલ છે, અને તે યુવક-સંઘ છે. જેને માબાપ ન હોય તેનાં માબાપ થવા એ તૈયાર છે, પણ શા માટે ? દૂધ પાવા, ખબર રાખવા, રોટલા આપવા,–એ કશા માટે નહિ, પણ સંયમ લેતો રોકવા માટે જ ! એ પોતે વાલીપણું સ્વીકારવા એટલા માટે જ તૈયાર થયેલ છે ! જીવતા માબાપનું વાલીપણું છીનવવાની તૈયારી એની એટલા માટે જ છે ! એણે ઉપજાવી કાઢેલી નિયમાવલિ જો કાયદેસર, એટલે કે–શાસ્ત્રથી અવિરૂદ્ધ હોત, કિંવા નીતિનાં તાત્ત્વિક બન્ધનોની પણ પોષક હોત, તો તો ક્યારનીય સ્વીકારાઈ હતે, પરન્તુ એ અજ્ઞાનમાંથી સર્જાઇ છે. આજના વર્ત્તમાન આચાર્યોમાંનાય મોટા ભાગે એ નિયમનો ભંગ સ્વયં કર્યો છે ને કરાવ્યો છે. કારણ કે–એ અઢાર વર્ષ પહેલાં દીક્ષા આપવા ના પાડે છે, જ્યારે શાસ્ત્રવિધિ પ્રમાણે અઢાર વર્ષની ઉંમર પૂર્વે દીક્ષાઓ અપાય છે, અને અપાવાની પણ છે જ. યુવક સંઘ કહે છે કે–'હાલનું દીક્ષાનું કામ દેશ વિરૂદ્ધ અને રાજ્યના કાયદા વિરૂદ્ધ છે, માટે દેશ, દુનિયા અને રાજ્યના કાયદાને અનુકૂળ નિયમાવળી ઘડી છે.' જ્યારે એના કહેવા પ્રમાણે દેશ, દુનિયા અને રાજ્ય એ બધું જ એને અનુકૂળ છે, તો પછી શા માટે એ યોગ્ય રીતિએ સામે ન આવતાં, નીચ હુમલા કરવામાં સાર્થકતા માને છે ? જો યુવક-

સંઘ સાચો અને પ્રમાણિક હોય, તો સરકારને કહી શકે કે—' જગ-ત્ના શ્રેય માટે શાસ્ત્રનો નિષ્કર્ષ કરી, દેશ—દુનિયા તથા રાજ્યના કાયદાને અનુકૂળ નિયમાવળી અમે ઘડી છે, એમાં આ સાધુ નાહકના આડે આવી સમાજમાં બખેડો કરે છે.' પરન્તુ દેશ, દુનિયા ને રાજ્યના કાયદાની તો માત્ર મ્હોટી મ્હોટી વાતો જ કરવાની ! એમને મન દેશ એટલે એમના મળતીયા, દુનિયા એટલે એમનું મંડળ અને રાજ્યના કાયદા એટલે એમનાં ભેજાંની મનસ્વિતા, એવું જ હશેને ? નહિતર નીતિનીય નાશક વાત સાથે દેશ, દુનિયા અને રાજ્યના કાયદાની વાત શી રીતે જોડે છે ? આ બધું કહેવાની તથા યુવકસંઘના નામ સાથે કહેવાની જરૂર, આજે એટલા માટે છે કે—અહીં આ એક ભાઇ યુવક સંઘના મેમ્બર છે, તે ખૂશીથી ત્યાં આ વાત કરી શકે. જો એ બધા ખાનદાન હોય, ઉમદા કુટુંબના નબીરા તરીકે ઉત્પન્ન થયેલા હોય, કાયદાબાજ હોય, શક્તિનો ઘમંડ ધરાવનારા હોય, બુદ્ધિનો છાંટો પણ હોય, તો સઘળા ભેળા થઇ ખૂશીથી યોગ્ય રીતે લઢે. જો એમની વાત એ પૂરવાર કરી શકે તો તો ઠીક, નહિ તો એ સિદ્ધ જ છે કે—જૈન કહેવાય છે છતાં પણ તેઓમાં જૈનત્વનો અંશ નથી ! જ્યાં સુધી એ લોકો શાસ્ત્રની યોગ્ય મર્યાદા સ્વીકારીને, સજ્જનને છાજતી રીતે ચર્ચાસ્પદ વસ્તુનો યોગ્ય નિવેડો લાવી, યોગ્ય નિર્ણય સ્વીકારવા માટે તૈયાર ન હોય, ત્યાં સુધી નાહક વિતંડાવાદથી લાભ પણ શો ? આજ તો થોડે સ્થાને યુવક સંઘ છે, પણ કદાચ એવી શાસ્ત્રવિરૂદ્ધ પ્રવૃત્તિ કરનાર મંડળો આખી દુનિયામાં હોય તોયે શું ?

× × ×

## સાધુ કૉર્ટમાં જઇ શકે?

( प्रश्न—साधु को कॉर्ट में जाने का आचार है ! )

आप का प्रश्न ठीक है। इस तरह से ही अगर हरएक बात का खुलासा पूछा जायँ और जिज्ञासुवृत्ति रक्खी तो जाय, आज

कंइ विकट प्रश्न भी हल हो जायँ और अज्ञान जनता निष्कारण पाप में गिरती हुइ बचे। अच्छा, अब आप के प्रश्न का उत्तर दीया जाता है। कोई भी जैन साधु स्वयं फरीआदी बन कर कॉर्ट में नहीं जा सकते हैं। क्यों कि–आये हूए अनुकूल किंवा प्रतिकूल उपसर्गों को सहन करना ही उन का धर्म है। आप जानते ही होंगे कि–आज निर्दोष एवं सुशील साधुओं के निर्मल चारित्र को कलंकित ठहरा कर के अपनी मलीन वृत्ति के पोषण के वास्ते, कंई जैनकुलकलंक यथेच्छ प्रवृत्ति कर रहे हैं और उन साधुओं के उपर जिस का नामोनिशान तक न हो ऐसे जूठे और भयंकर आक्षेप किए जाते हैं। फिर भी कोई साधु उस असत्य के सामने भी फरियाद नही करता है और न कर सकता है। संयमधर्मी को ऐसे और इस से भी भयंकर उपसर्ग आवें तब भी अपने लिये तो निष्कषाय भाव से उन्हें सहना ही चाहिये। लेकिन यहाँ बात जूदी है। अगर कोई साधु के उपर जूठी फरीआद कर देवें और शास्त्र की बातों को उलटाने का प्रयत्न करें, तो धर्म व शास्त्र के सत्यों का संरक्षण करने के वास्ते–चाहे कॉर्ट में, चाहें कहीं पर भी जाने में क्या दोष है? ऐसे मौके पर तो बडे बडे सूरिपुरंदर भी राजदरबार में गये हैं और शास्त्रसिद्ध सत्य का उद्योत किया है। अच्छा, आप का प्रश्न हल हो गया।

( प्रश्नकार० जी हां!)

× × ×

આ ભાઇને (જે યુવકસંઘના મેમ્બર હતા તેમને) બતાવવું છે

કે–આ વાત ત્યાં કરે. વિચારની આપ–લે કરવા, ધર્મને જરાય બાધ ન આવે એમ જે રીતે તે તૈયાય હોય તે રીતે વસ્તુનો નિર્ણય કરવા અમે તૈયાર છીયે: પણ સભ્યતાથી બધું થાય, બાકી ધાંધલી-આઓને મોકલીને ધાંધલ કરે, એ તો તેઓ માટે શરમાવા જેવું છે.

*

યુવકસંઘના આશ્રય નીચે એ કેટલાકો, દીક્ષિત થવા ઇચ્છનારા બાળકોના વાલીઓ પાસેથી વાલીપણું ઝુંટવવાની પ્રવૃતિ કરે છે. શું એ વાલીપણું ઝુંટવવાની પ્રવૃત્તિ કાયદેસરની છે? એવી વાયડી વાતો કરનારાઓને ખબર નથી કે–દુનિયાના અનાડીઓ પણ અન્યને વાલીપણે સ્વીકારતા નથી: સજ્જનના વાલીપણામાં પણ પોતાનાં બાળકોને આપતા નથી: અરે ચોર પણ પ્રાયઃ પોતાના દીકરાને શાહુકારને સોંપતો નથી, તો પછી જે માબાપ પોતાના બાળકને સંસારસાગરથી તરવાના માર્ગે મોકલતાં હોય, ત્યાંથી વાલીપણું ઝુંટવી લેવાનો કોઇને પણ અધિકાર શો છે? આવી અધિકાર બહારની વાતો કરવી, એ ખરેજ બુદ્ધિનું લીલામ કરવા બરાબર છે: જેઓ પોતાનું જીવન સુધારવા તૈયાર નથી અને જેઓ પોતે જ અર્થકામની લાલસા અને માનપાનની અભિલાષાથી દંભ ભરેલી અનેક કુપ્રવૃત્તિઓ આદરી રહ્યા છે તેવાઓને, જેઓ કલ્યાણની જ કામનાથી કલ્યાણના માર્ગે ઝુકી રહ્યા છે અને પોતાનાં સંતાનોને ઝુકાવી રહ્યા છે, તેઓની આડે આવવાનો એક અણુભર અધિકાર નથી, એમ તેઓએ વખતસર સમજી જવું જોઇએ, નહિતર ખત્તા ખાઇને પણ સમજવું પડશે જ, કારણ કે–એ સમજ્યા વિના છૂટકો જ નથી.

*

વારૂ, વધુમાં નિયમાવલી ઘડનાર એ યુવયસંઘ જો પોતાના કાયદાને સાચા માનતો હોય, તો વર્ત્તમાન હીલચાલમાં એ કાયદાથી વિરૂદ્ધ અનેક પ્રવૃત્તિઓ થતી દેખાય છે, ત્યાં મૌન કેમ છે? માતા-પિતાને પૂછયા વિના સોળ વર્ષનો પણ જઇ શકે છે, એવું પ્રગટ

થયું છે અને ત્યાં મરવા માટે જવાનું છે, છતાં ત્યાં યુવકસંઘનો વાંધો કેમ નથી ? સોળની પણ અંદરની ઉમ્મરનાએ કરેલું કબુલ રખાય છે અને દીધેલું સ્વીકારાય છે, ત્યાં વિરોધ કેમ નહિ ? ખૂલ્લું જણાય છે કે–આજની પ્રવૃત્તિમાં જ્યારે મરવાનું છે, ત્યારે અહીં તો જીવવાનું છે અને તે પણ એવું જીવવાનું છે કે–પોતે જીવીને અનેકને જીવાડવાનું છે. એ કારણે અહીં કશી જ અયોગ્ય પ્રવૃત્તિ નથી, છતાંય અહીં વાંધો લેનાર યુવકસંઘ ત્યાં વાંધો કેમ જાહેર નથી કરતો ? શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલ શુદ્ધમાર્ગમાં વાંધો લેનાર અને ઉદય માટે આજના કલ્પી લીધેલા ઉન્માર્ગમાં વાંધો નહિ લેનાર, જરૂર કોઇ જૂદી જ મનોદશામાં વિચરે છે, એમ સહુ કોઇએ હવે સમજી જ લેવું ઘટે છે : તે શિવાય છૂટકો જ નથી ! પત્નિવાળા પણ આ હીલચાલમાં જાય છે, ત્યાં પણ એ યુત્રકસંઘના નિયમને બાધ નથી આવતો ? દુનિયાની સ્વતંત્રતા માટે મરવા જાય ત્યાં વાંધો નહિ અને આત્માની સ્વતંત્રતા માટે કોઇ શુદ્ધ રીતિએ જીવવા જાય ત્યાં વાંધો ? આનું કારણ સમજ્યા વિના કેમ જ ચાલે ?

*

## યુવકસંઘના મેમ્બર પ્રત્યે—

તમે ત્યાંના મેમ્બર છો માટે આ બધું કહી શકો છો. દીવા જેવી વાત છે. આપણે કુલ્લીમાં ગોળ ભાગવો નથી. જે યોગ્ય નીતિ દુનિયાની કાર્યવાહીમાં તે અહીં કેમ નહિ ? વિલાયત જનારને માબાપ અને સ્ત્રી તિલક કરે છે : દરીયામાં ડૂબવાનો ભય છે છતાં ત્યાં વાંધો નથી ! અરે, માબાપ ના પાડે તો રોતાં મૂકીને પણ કેઇ દીકરા ગયા ! ત્યાં એ યુવક સંઘે ફરીયાદ કેમ ન કરી ? માબાપને રખડતાં મૂકી બાયડી સાથે અલગ થનાર ઉપર પણ, યુવકસંઘે ફરીઆદ કેમ નથી કરી ? માબાપની ભક્તિના પાઠ ત્યાં કેમ નથી ભણાવાતા ?

ભક્તિ માત્ર અહીં જ અને તે પણ જિનાજ્ઞાથી વિરૂદ્ધ ? જો સાચા દયાળુ હો તો જૈનસમાજમાં ઘુસેલાં પાપ કાઢો. આ તો તરવાની મુખ્ય પ્રવૃત્તિ છે: માટે કાઢવાં જ હોય તો સમાજનાં પાપ કાઢો ! અહીં તો કોઇ કોઇ ભાગ્યવાન જ આવે છે, માટે પ્રવૃત્તિ કરો તો એવી કરો, કે જેથી સમાજનાં પાપો ટળે. બાકી મહાનુભાવ ! આ તો પડતાને પાટુ મરાય છે. પાપના યોગે એક વિધવા થાય, એને સમજાવવું જોઇએ કે– અનંત પાપરાશિ ભેગી થાય ત્યારે સ્ત્રીપણું મળે, પૂર્વે શીલ ભાગ્યાં હોય તો વૈધવ્ય આવે, હવે જો ભવિષ્યમાં સુખી થવું હોય તો ધર્મ સાધવો જોઇએ. '–શું આમાં દયા નથી ? જૈનસમાજમાં રહેલાઓ સિદ્ધાંત મુજબ વર્તે, તો અમારે શું કામ કાંઇ પણ આવું તમને કડવું ભાસે તેવું બોલવું પડે ? કહે છે કે— ' મહારાજ હાડકાંનો ઢગલો કહે છે. ' પણ કોને કહે છે ?, એ કેમ નથી કહેતા ! શ્રી સંઘ તો પૂજ્ય છે, કારણકે–જ્ઞાની પોતે પૂજ્ય માનવા ફરમાવે છે. સાધુ–સાધ્વી જેમ મોક્ષમાર્ગનાં પ્રધાન અંગ છે, તેમજ શ્રાવક–શ્રાવિકા પણ અંગ છે: એક પલંગના ચાર પાયા છે: એક પ્રાસાદના ચાર સ્થંભ છે ! એને હાડકાંનો ઢગલો કોણે કહ્યો છે ? હા, હાડકાંનો ઢગલો કહ્યો છે, પણ તે તેનેજ, કે જે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને ઠોકરે મારે છે ! એવાને તો હાડકાંનો ઢગલો કહ્યો છે, કહું છું, અને કહેવાનો. આથીજ કહું છું કે—લડત એવી લઢાવી જોઇયે કે જેથી લાભ થાય.

*

## સાધુપણું ભોળવણાથી લેવાય કે !

વીસમી સદીમાં સંસાર એકદમ સાંભળવાથી છૂટી જાય કે કોઇ ભોળવાય એમ છે ખરૂં ? પૂર્વે તો સંસાર એકદમ છૂટે, કેમકે–ત્યારે જ્ઞાની હતા, પૂર્વભવ કહેતા હતા અને વળી હજારો નીકળે ત્યારે ભાવના પણ સ્હેજે થાય. આજે તો કદાચ નાનામાં નાના બચ્ચાના

હાથમાંથી પણ પૈસો ન છોડાવાય હોં ! ઉઠાઉગીર પણ કદાચ ન ફોસલાવી શકે. દશકા પહેલાંના બાલકમાં અને આજના બાલકમાં પણ ભેદ પડી ગયો. પહેલાંનું બાલક પતાસાં માટે પૈસો આપી દેતું, ત્યારે આજનું કહે કે—પૈસાનાં તો ચાર પતાસાં આવે. આવા જમાનામાં સાધુ એવું શું સમજાવે કે જેથી ભોળવાઇને આવે ! સાધુઓના પરિચયમાં આવનાર બાળક પણ સારી રીતિએ સમજે છે કે—સાધુ થવું એટલે ઘરબાર, કુટુમ્બપરિવાર, ઋદ્ધિસિદ્ધિ, ગાડીઘોડા, મોજશોખ, અને વિષયવિલાસ,—એ સઘળું જ છોડીને જવાનું : પગમાં બુટ ન પહેરાય અને માથે છત્રી ન ઓઢાય : એટલું જ નહિ પણ પગે ચાલીને વિહાર કરવા પડે અને માથાના કેશનો લોચ કરવો પડે, એટલે હાથથી ઉખેડી નાખવા કે નખાવવા પડે : આજીવિકા પણ ભિક્ષાથીજ ચલાવવી પડે : ન જવાય ફરવા કે ન જવાય હરવા અને ન જોવાય નાટક કે ન જોવાય સીનેમા : રાત્રિના ન ખવાય કે ન પીવાય : નાનામાં નાના પચ્ચખાણ તરીકે પણ સવારમાં નવકારશી અને સાંજના ચોવિહાર કરવો જ પડે.—આવું આવું જોઇને, સમજીને અને વિચારીને આવનાર બાળકોને અજ્ઞાન કહેવાં, એના જેવી ભયંકર અજ્ઞાનતા બીજી કયી હોતી હશે ? આવી રીતિએ આવેલાઓને પણ ભોળવાયલા કહેવાય, તો સમજુઓ કહેવાય પણ કોને ? અરે, અનુભવ ખાતર નાનામાં નાના દીક્ષા લેવા તૈયાર થનારને, નાટક વિગેરે જોવાનું પૂછો તો ના પાડશે અને પચાસ વર્ષનો આદમી પણ નાટકનો નિયમ લેશે તોયે બાર મહીને પાંચની છૂટ રાખવા તૈયાર થશે : આથી હું કહું છું કે—આનો કાંઇ ભેદ સમજાય છે ? ગૃહસ્થના વિહારમાં તથા સાધુના વિહારમાં શું ભેદ નથી ? સરોવર આવે તો ગૃહસ્થ પાણી પીયે અને ઝાડનું ફળ પણ ખાઇ લે, પરન્તુ સાધુ એમાંનું કાંઇ જ ન કરી શકે. આ તો સમજો ! કહ્યું છે કે, ગોળ—ખોળ સાથે ન રખાય. ગોળ તે ગોળ અને ખોળ તે ખોળ જ. ગૃહસ્થ તો શેરનું ભાતું પણ સાથે રાખે અને મુનિને તો કુક્ષિસંબલ એટલે પેટ એ જ

ભાતું. હવે આ પરિસ્થિતિમાં વીસમી સદીમાં ભોળવાયા કોઇ આવે આવે ખરા ? આ સ્થિતિ છતાં સાધુ માટે અવધિ વિનાનું એલફેલ બોલનાર આજે યુવક સંઘ છે. દીક્ષા જ્યાં થાય ત્યાં કાંઇ થાય તો ગામ જાણે, પણ છાપામાં મોકલનાર કોણ છે ? એ જ. એટલે છપાયા પછી પણ અને તે પહેલાં પણ એમાં ભળનારા તેઓ જ છે ! જૈનેતરોમાં હીલના કરાવનાર પણ એ જ છે. આજે સાધુસંસ્થાને હલકી પાડવા માટે, એ લોકો તરફથી તદ્દન ખોટી વાતો અને ખોટા આરોપો એવા કરાય છે અને મૂકાય છે કે–ન પૂછો વાત.

*

## 'જૈન' પત્ર કેવું છાપે છે ?

એક વખત છાપામાં એક વાતનો ગપાટો ઉડયો કે–'મહારાજે છોકરાને ભગાડયો.' આ વખતે અમદાવાદમાં એક ગૃહસ્થે કહ્યું કે– 'આટલી બધી ખોટી વાત ચાલે ? છાપામાં આવે અને તદ્દન ખોટી હોય એમ કેમ બને ?' ઉત્તરમાં એમ કહેવાયું કે–' મહારાજની પાસેથી ભરસભામાં છોકરો નીકળ્યો છે. યુવકો કૉર્ટે જવાનું કહે છે અને મહારાજ થાય તે કરી લેવાનું કહે છે. '–આવા આશયનું કોઇ પણ લખીને મોકલે, તોય તેને તરત 'જૈન' નામધારી છાપું છાપી નાંખશે. આથી એ ગૃહસ્થે એમ કર્યું અને તરત જ આવતા રવિવારમાં આવ્યું અને એથી એ નવાઇ પામ્યો કે–શું આવી પણ પોલ ચાલે છે ? ખરેખર, વેપારદૃષ્ટિએ ચાલતાં છાપાં અંગત ઇર્ષ્યાથી દોરવાય ત્યારે, સાચું–ખોટું જૂએ શી રીતે ? એટલે આજની વાતો મોટે ભાગે બનાવટી હોય છે. એવાં છાપાંની વાતોમાં સત્યાંશ કેટલો ? પ્રાયઃ નહિ જેવો જ. આવાં છાપાંઓનો આશ્રય લઇ યદ્દા–તદ્દા બકવું, એમાં કશી જ બહાદૂરી નથી કે કશીય સજ્જનતા નથી ! માટે તમે જેના મેમ્બર છો તે યુવકસંઘને સમજાવો અને સત્ય સમજાવવું એ મેમ્બર તરીકેની તમારી ફરજ છે. તેનું જો લોહી ઉકળ્યું

હોય તો સન્માર્ગે વાળે અને શક્તિ, બુદ્ધિ તથા ભણતરનો ઉંધો ઉપયોગ ન કરે, પણ સદુપયોગ કરે: એટલે કે-સમાજનાં પાપોને ટાળવાના પ્રયત્નો કરે. એ જ યુવકસંઘ જો પોતાનો ઇરાદો શુદ્ધ જણાવે, થયેલી ભૂલ માટે માટે ક્ષમા માગે, ભગવાનની આજ્ઞા મસ્તકે ચઢાવે અને સમાજનાં પાપ ટાળવાની પ્રવૃત્તિ આદરે, તો આજે એની પણ પ્રશંસા કરવામાં આવે અને એમાં વાંધો પણ શો ? ભૂલ તો છદ્મસ્થની બધાની જ થાય. થઇ જાય. અમારી પણ ભૂલ થાય. કદિ કોઇ દિવસ પ્રમાદાદિકથી ફારફેર બોલાઈ ગયું હોય, તો પાછું ખીંચવામાં કે માફી માગવામાં વાંધો પણ શો ?

( યુવક સંઘના મેમ્બર—એ લોકોને સમજાવવા એ મારી શક્તિ બહારનું કામ છે. )

વાત કરી શકો, કહી શકો, કાગલ લખી શકો, છતાં ન સમજે તો ભાગ્ય. જેઓ નહિ સમજવાનો નિરધાર કરી બેઠા હોય, તેઓને સમજાવી ન શકાય એ વાત તદ્દન સાચી છે, છતાંય પ્રયત્ન તો કરવો જ જોઇએ. અમે બોલીયે છીયે તે પણ એમને સુધારવા માટે અને તેઓ ન સુધરે તો અમારૂં ન બગડે તે માટે: નહિ તો એ લોકોની દિ ઉગ્યે હજારો ગાળો આવે છે, તે જમે જ થાય છે: કાંઇ ઉધાર થાય તેમ તો નથી જ: અને વધુમાં અહીં બોલાયેલા શાસ્ત્રાનુસારી શબ્દોને પાછા એ લોકો ગાળ કહે છે. વસ્તુસ્વરૂપનું દર્શન કરાવવા જ બોલાતા શબ્દો એ ગાળ નથી અને ખોટા આરોપો એ ગાળ છે: તેમજ કુબુદ્ધિથી બોલાયેલો સુંદર શબ્દ પણ ગાળ છે અને સુબુદ્ધિથી બોલાયેલ કડવું પણ મીઠું છે. દુશ્મનના હાથે સાકરના પ્યાલા ન પીવાય અને માતાના હાથે કરીયાતાના પ્યાલા અમૃતની જેમ પીવાય. ગાળો દેવાનું તથા આરોપોની તતુડી વગાડવાનું કામ યુવકસંઘનું ચાલૂ જ છે. અને જ્ઞાનીના વચન ઉપર શ્રદ્ધા હોય એવા મુક્તિમાર્ગના આરાધક મુનિ તો આગમ વિરૂદ્ધ વાત કરતા જ નથી !

આજકાલ એવાં છાપામાં જે રિપોર્ટો આવે છે, તે પોણીસોળ આની ખોટા હોય છે. પા આની સાચા એટલા માટે કે-કાંક બનાવ હોય: કેટલીક વખત તો એ પણ નથી હોતો.

*

વધુમાં દીક્ષા લેનારનું કુટુંબ આવતું હોય અને તે પ્રસંગને છાજે તેવી રીતિએ સંઘ વાજાં લઈ સામે જાય, તો પેલાના વિચાર પણ ફરી જાય. સંઘ એને પોતાના મેમાન બનાવે, થનાર ગુરૂના બાપનું સુંદર સન્માન કરે, તો તોફાનને ઇરાદે આવનારની ભાવના પણ ફરી જાય. પણ આ રીતે કરવાને બદલે તો એ લોકો ' કમ સૂન ' (come soon)ના તાર કરે અને ઇરાદાપૂર્વક ઉધમાત કરે એવા છે: અને આથી જ વર્ત્તમાનમાં શાસનની હીલના ઈતરમાં કરાવવાનું પાપ એવાઓ વ્હોરી રહ્યા છે.

(**સભામાંથી**—એ લોકો કહે છે કે-રામવિજયજી પાસે લાખ રૂપીયાની મીલકત છે.)

એ તો ગાંડા છે તે લાખ કહે છે, કારણ કે—શાસનપ્રેમીની તમામ મીલકત એ મારી જ છે! શ્રી જિનેશ્વરદેવનો ધર્મ જો મારા હૃદયમાં બરાબર વસ્યો હોય, તો સમ્યગ્દૃષ્ટિ માત્રની મીલકત પણ મારી છે!! સાધુની મીલકતનો કાંઈ પાર ઓછો જ છે? સાધુ પરિગ્રહના ત્યાગી છે, પણ પરિગ્રહ તો એને ચરણે છે. સાધુઓ એ ભિક્ષુક છે, પણ ભીખારી નથી: આથી સાધુની મીલકતનો અંત જ નથી. બોલનારા તો મનમાં સારી રીતે સમજે છે, નહિ તો જડતી લે એવા છે: પણ સમજે છે કે—જડતી લેવા જતાં તેમની અને તેમનાની જ માત્ર પોલ ઉઘાડી પડે તેમ છે. બાકી સુસાધુને સાધનોનો પાર નથી. અસ્તુ.

*

હવે ફરવા નીકળેલા શ્રી શ્રીપાલને કોઇ એક માણસે રાજાના જામાતા તરીકે ઓળખાવ્યા : આથી પોતે પોતાની લઘુતા સમજીને પોતાની માતાને અને પત્નિને મૂકીને દેશાંતર જાય છે અને દેશાંતરમાં ફરતાં શ્રી શ્રીપાલ ઘણી ઘણી ઋદ્ધિસિદ્ધિ વિગેરેને પામે છે. પણ આપણે આ આખું ચરિત્ર વાંચવું નથી એટલે હવે એમાંના અમૂક જ પ્રસંગો લઇને, એ સંબંધો કરવાજોગ આવશ્યક વિચારણા યથાશક્તિ કરી લઇને આ સમાપ્ત કરીશું.

નવમું વ્યાખ્યાન સમાપ્ત.

# વ્યાખ્યાન ૧૦ મું

ચૈત્ર — કૃષ્ણા દ્વિતીયા : વીર સં.—૨૪૫૬.
તારીખ-૧૫ : એપ્રીલ : ૧૯૩૦ : મંગળવાર.

## પ્રસંગ ૮ મો : સસરા જમાઈનું મીલન

°°°

## આત્માના ગુણો માટે મહેનત નથી અને દુનીયાની ગુલામગીરીમાંથી ફુરસદ નથી !

આપણે જોઇ ગયા કે–પોતાની જાત ઉપર અનેક જાતની તકલીફો વેઠીને પણ, શ્રીમતી મયણાસુંદરીએ શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંતનું પાલન કર્યું : અને એ પણ આપણે જોઇ ગયા કે–અંતે એ મયણાસુંદરીએ પોતાના પિતાને પ્રસંગ પામીને જૈનધર્મી પણ બનાવ્યા : ત્યારબાદ સિંહરાજાનો દિકરો શ્રી શ્રીપાલ પોતાને જમાઇ તરીકે મળવાથી રાજાને આનંદ થયો, અને એથી એણે કહ્યું કે–'મેં તો પત્થર પકડવા હાથ લાંબો કર્યો હતો, એટલે કે કોઢીઓ જાણીને લીધો હતો, પણ મયણાના પુણ્યયોગે ચિંતામણિ મળ્યો.' આથી સ્પષ્ટ જ છે કે–અર્થકામ પુરૂષાર્થથી ન ફળે, પણ ભાગ્યથી જ ફળે. જેને કોઢીયો જોઇને આપી હતી તે રાજપુત્ર નીકળ્યો અને આપણે ભવિષ્યમાં જોઇશું કે—જે સુરસુંદરીને રાજપુત્ર જોઇને આપવામાં આવી હતી તે ભીખારી બનશે. એક બરાબર સુખી તે બરાબર દુઃખી અને એક બરાબર દુઃખી તે બરાબર સુખી થાય છે. આથીજ સમ્યગ્દૃષ્ટિ આત્મા મુક્તિ માટે જ હૃદયથી પુરૂષાર્થ કરે, કારણ કે–વેપાર, રોજગાર તથા ઘરબારની પ્રવૃત્તિઓને તો એમ જ માને છે કે–એ પ્રવૃત્તિ કરવી પડે છે. જેમ જમવાનું મન બધાને થાય, પણ બજાર જવાનું મન કોઇનેય ન થાય, છતાં જવું પડે છે અને સલામ

લેવાનું મન બધાનેય થાય, પણ સલામ કરવાનું મન કોઇને પણ ન થાય, છતાંય કરવી પડે છે તથા શેઠ કહેવરાવવાનું મન થાય છતાં બીજાને શેઠ કહેવા પડે છે, તેમ જ મરવું કોઇનેય ગમે નહિ, પણ આયુષ્ય ખતમ થાય એટલે મરવું જ પડે છે, માટે જન્મવાની, જીવવાની અને અહીં જ રહેવાની મહેનત કરવી, એ તો મૂર્ખાઇ છે. દરિદ્રીને ઘેર જન્મ થાય અને શેરને બદલે પાશેર ખાવા મળે તોયે બાંધેલાં પચાસ વર્ષ પૂરાં કરવાં પડે: એનું આયુષ્ય પણ મોટે ભાગે મોટું હોય અને પરિવાર પણ બહોળો હોય. ઘણીવાર લક્ષ્મીવાનને દીકરા માગ્યા મળતા નથી અને દરિદ્રીને ઘેર વર્ષે વર્ષે જમા થાય છે. આથી જ ઉપકારી પુરૂષો કહે છે કે–જન્મવું, જીવવું, અને મરવું, એ કાંઈ નવું નથી: માટે જન્મ્યા પછી તો ફરી જન્મવું ન પડે એવી જ મહેનત કરવી જોઇયે. શરીરસેવા માટે તો બધા જ મહેનત કરે છે. સાચો સમ્યગ્દૃષ્ટિ કદિ મળેલામાં રાચેમાચે નહિ: એની પ્રેમપૂર્વક પ્રવૃત્તિ તો મોક્ષ માટે જ હોય: એ જીવે એવું, કે જે દુનિયાના યોગ્ય આત્માને અનુકરણીય હોય! ગાંડા તો ગદ્ધાના જીવનને પણ અનુસરે એ વાત જૂદી. પૂર્વના રાજા–મહારાજા ઘણા ઘમંડી છતાં પોતાથી બલવાનની સામે મુખમાં તરણું લઇને જતા હતા, કેમકે–રાજ્ય રહે: રાજ્ય રાખવા માટે ખંડણી પણ ભરતા હતા! જગત્ પેટને માટે, અર્થ–કામ માટે સઘળી ગુલામી અને સઘળાં પાપ કરે છે અને એથી જ પાપમાર્ગ બંધ નથી: રીત ભલે જૂદી હોય. વેપારી સામાન્ય ગ્રાહક પાસેથી આંખ કાઢીને પૈસા લે, અને શ્રીમાનની દાઢીમાં હાથ ઘાલીને કઢાવે, પણ ત્યાં દયાભાવ કે ક્ષમા નથી. શ્રીમાનની ગાળને એ ઘીની નાળ સમજે. બજારમાં છાતી કાઢીને ચાલનારા ઘરમાં નીચી મૂડીએ ચાલે છે ને! જ્યાં જેવું કામ તે રીતે તે કામ લેવાય છે, તે રીતે વર્તાય છે.

× × ×

એક પત્થર પર તેલ અને કંકુ ચોપડે અને કાંક આપશે

એવું કહે, તો સંખ્યાબંધ લોક માનવા લાગી જાય: પણ અજ્ઞાની વિચાર તો કરે જ નહિ કે—'આ આપે તો દરિદ્રી રહે કોણ?' એક એકવાર તો ગાંડા બધા જ જઇ આવે. આ રીતે અર્થકામની પ્રવૃત્તિ પાછળ દુનિયા લગભગ પાગલ છે. લોકોની અર્થકામ માટે મહેનતે કમ નથી, પણ મળતું નથી માટે સામાન્ય સ્થિતિ રહી છે. જ્યાં વગર ભાગ્યે પ્રાપ્તિ છે, ત્યાં પ્રયત્ન નથી કરતા અને જ્યાં ભાગ્યધીન મળવાનું છે, ત્યાં પ્રયત્નનો પાર નથી.

*

આત્મગુણો રૂપ ઋદ્ધિ-સિદ્ધિ ભાગ્યાધીન નથી, પણ મહેનતને આધીન છે. વાસણમાં ઉજળાપણું જરૂર છે, કાટ ચઢયો છે. કાઢવા માટે મહેનત તો કરવી જ પડશે. લક્ષ્મી મેળવવી અને સાચવી ભોગવવી, એ આત્મગુણ નથી: એ બધું ભાગ્યાધીન છે અને ગુણો તો આત્મામાં રહેલો કચરો કાઢવાની મહેનતથી મળે છે. છતાંય આજે આત્માના ગુણો માટે મહેનત નથી, જ્યારે દુનિયાની ગુલામીમાંથી ફુરસદ નથી. આજના એ લોકો કહે છે કે—' મંદીર તથા ઉપાશ્રયમાં બે ચાર કલાક શા? શાસ્ત્રની વાતોમાં શું?'—આવું કહેનારા, નાટકો અને સીનેમા વિગેરેમાં આથડયા કરે અને જેમાં પંચાણું ટકા ગપ્પગોળા આવે તેને દિ ઉગ્યે વાંચે!! કારણ, તે અધમ આત્માઓને એમાં જ મજા આવે છે. જ્ઞાની કહે છે કે—મહેનત એવી કરો કે જે ફળે: પાપ જાય અને પુણ્ય આવે તો મહેનત ફળે: જ્યારે આજનાઓની મહેનતથી તો પુણ્ય જાય છે અને પાપ આવે છે. પૂર્વની હિંસાથી તો રોગ આવે અને એને મટાડવા માટે પણ ફેર હિંસાજ કર્યા કરે, તો પરિણામે ત્રાસ વધારે જ થવાનો કે નહિ? કદી મટે તોયે ભવિષ્યમાં એ તૈયાર જ! દુર્જનો તો બધા સજ્જનને રીબાવવા જ ઇચ્છે છે, પણ પરિણામે સજ્જનો મ્હાલે છે અને દુર્જનો જ રીબાય છે. પારકાનો મહેલ જોઇને એ પડી

જાય અથવા પોતાને મળે, એવી ભયંકર ભાવના ઘણાને થાય છે પણ વળે ? દુર્જનનું ધાર્યું થતું હોત, અને દુનિયાને પોતાની ઇચ્છા મુજબ મળતું હોત, તો તમે આ સ્થિતિમાં રહ્યા હોત ? એક આત્માનું પુણ્ય તપતું છે ત્યાં સુધી સામાની મહેનત રદ છે. દુનિયાના જીવોને સુખી કરવાની મહેનત ગમે તેટલી કરો, પણ જડના પ્રેમથી એ સુખી નહિ થાય. અર્થકામનો અર્થી સુખી થાય પણ શી રીતે ? હજાર આપો એટલે બે હજારની તૃષ્ણા બેઠી જ છે : આશાવાળો અબજો-પતિ પણ સુખી નથી અને આશા વગરનો રાતી પાઇ પણ ન હોય તોયે સુખી છે : આશાવાળો તો શહેનશાહત મળે તોયે સુખી નથી ! રાજપાટ મૂકીને પ્રભુના વચનમાં કટોકટીના સમયે પણ મેરૂવત્ મક્કમ રહેનારી શ્રીમતી મયણાસુંદરીના જીવનનો એક અંશ પણ આવી જાય તો બેડો પાર થાય ! રાજાની દીકરી રાજપાટ મૂકી પોતાની જાતે કોઢીયાનો કર પકડે એ બલ ક્યું ? રાજ્ય લેવાની મહેનત સહેલી છે, પણ રાજ્ય મૂકવાનું કામ અઘરૂં છે : રાજ્ય છોડવાનું કામ કઠણ છે એટલુંજ નહિ, પણ જો કોઈ ઝૂંટવી લે તોયે રૂએ હોં ! રાજ્ય છોડવાની મહેનત કરનારાના શાસ્ત્રે ગુણ ગાયા છે, પણ રાજ્ય પકડીને બેઠેલાના ગુણ નથી ગયા ! ખરેખર, મળેલું છોડવા માગે તેનાજ ગુણ ગવાય, પણ લેવા માગે તેના ગુણ ગવાતા નથી. કોઇ પોતાને દશ લાખ મળ્યા કહે, એથી કાંઈ ઉત્તમ આત્મા ખૂશી ન થાય, કારણ કે–મળ્યા એટલે એના પગ ગયા : કારણ કે–એને મોટર વિના ચાલે નહિ ! આજનાં વાહનો પણ એવાં છે કે–બેઠેલો પાછો ઉતરે તો ભાગ્યવાન્ ! રસ્તામાં આવનારને તો ત્રાસનો પાર નહિ અને બેસનારને પણ શાન્તિ નહિ ! પુણ્ય હોય ત્યાં સુધી જીવે ભલે, બાકી કેઇ મોટરો ભટકાઇ, કેઇ ઝાડ ઉપર ચઢી ગઇ, એથી એ વસ્તુ તો ભયંકર જ છે. અને ઉંધો જ ન્યાય વર્તે ત્યાં નાશ શિવાય બીજું હોય પણ શું ? ગત પ્રસંગના અંતમાં આપણે જોઇ ગયા છીએ કે–શ્રી શ્રીપાલ પોતાની પ્રસિદ્ધિ અહીં સસરાના નામે છે, એમ

જાણી ખિન્ન થઇને પરદેશ ચાલી નીકળેલ છે અને પરદેશમાં પુણ્ય-યોગે શ્રી શ્રીપાલ આઠ સ્ત્રીઓ અને અનેક પ્રકારની ઋદ્ધિ-સિદ્ધિ પામીને, અનેક દેશોને સાધતા સાધતા માલવ દેશમાં આવ્યા અને તે દેશની મૂખ્ય રાજધાની રૂપ શ્રી ઉજ્જયિની નગરીના બહારના ભાગમાં આવી પહોંચ્યા અને તેમના સૈન્યે ઉજ્જયિની નગરીને ચારે બાજુથી ઘેરી લીધી.

× × ×

## સ્ત્રી ભોગ્ય છે, પુરૂષ ભોક્તા છે: ભોગ્ય અનેક હોય, પણ ભોક્તા તો એકજ !

(પ્રશ્ન૦ પુરૂષ એકથી અધિક સ્ત્રી કરે અને સ્ત્રીનો બીજો પતિ નહિ આ શું ?)

જ્ઞાનીએ સ્ત્રી એકથી અધિક પતિ કરે તેમાં ભયંકર હાનિ જોઇ છે. આટલામાં સમજો તો સારૂં, બાકી જૈનશાસ્ત્રમાં તો મૂખ્યતયા વિધાન જ બ્રહ્મચર્યનું છે. પુરૂષ માટે પણ એક કે એકથી અધિક પરણવી જોઈએ એમ કહ્યું નથી, અને કોઈ એક કે એકથી અધિક પરણે એ કરણીય છે એમ પણ કહ્યું નથી: કારણ કે-વિષયકષાયને તો અયોગ્ય જ કહેવામાં આવ્યા છે. વધુમાં સ્ત્રીને રત્નની જનેતા કહેવાય છે! રત્નો કાંઇ પુરૂષના પેટથી નથી પાકતાં. સ્ત્રીની વિલક્ષણતા જ્ઞાનીએ જૂદી જ જોઇ છે. આજના શ્રદ્ધાહીનોને એ વાત નહિ બેસે, કારણ કે-તેઓને તો યેનકેન પણ સમાન હક્કની વાતો કરવી છે, પણ તેવી સમાન હક્કની વાતો કરનારાઓ પણ, જેમ છતી સ્ત્રીએ પુરૂષ ગમે ત્યાં ભટકે છે, તેમ છતા પુરૂષે ગમે ત્યાં જવાની છૂટ પોતાની સ્ત્રીને આપે છે ખરા? અને સ્ત્રી પાસે મીસીસ ફલાણા એમ કહેવડાવનારા અને લખાવનારા પોતાને મીસ્તર ફલાણી એમ કહે છે કે લખાવે છે ખરા? કારણ કે-એટલી તો તેની પરાધીનતા તેઓ પણ કબૂલ રાખે જ છે.

(પ્રશ્ન૦ શાસ્ત્રકારે પુરૂષનો પક્ષપાત કર્યો છે ને ?)

શાસ્ત્રકારે તો માત્ર વસ્તુસ્થિતિ જ બતાવી છે: કોઇનો પણ પક્ષપાત કર્યો નથી.

(પ્રશ્ન૦ નારીને નરકની ખાણુ કહી છે.)

પુરૂષને ઉદ્દેશીને કહ્યું માટે: બાકી નારી માટે પુરૂષ પણુ વિષના વેલા જ છે. વારૂ, સ્ત્રીના સમાનહક્કની વાતો કરનારા—'સ્ત્રી ભોગ્ય છે અને પુરૂષ ભોગ્ય નથી પણુ ભોક્તા છે, સ્ત્રી પાલ્ય છે અને પુરૂષ પાલક છે એટલે કે રક્ષક છે'–એમ કેમ માને છે ? સ્ત્રીને કમાવાનું કામ સોંપી, પોતે ઘેર બેસવાનું કેમ સ્વીકારતા નથી? સ્ત્રી પોતાને ત્યાં આવે છે તેને બદલે, પોતે એને ઘેર કેમ નથી જતા ? પુરૂષ સાસરે જાય ( એને ઘેર જાય ) તો માનપાનથી ગાદીએ બેસે અને સ્ત્રી આવે ત્યારથી મજૂરી કરે, એનું શું કારણુ? ચૂલે સ્ત્રી જ પેસે અને પુરૂષ નહિ એનું કારણુ? આત્મા એક છતાં ભેદ કેમ ? બાકી જ્ઞાનીએ એ વિલક્ષણુતા જોઇ છે, માટે જ પુરૂષની પ્રધાનતા કહી છે. આપણે શાસ્ત્રકાર શ્રી જિનેશ્વરદેવને માન્યા છે: કોઇ રાગીને નથી માન્યા, પણુ વીતરાગને માન્યા છે! વીતરાગને આકાર હોય પણુ સ્ત્રી કે પુરૂષ બેમાંથી એક પણુ વેદ નહિ ! સ્ત્રી ઠીક કે પુરૂષ ઠીક એમ કશું જ નથી, તે છતાંય પ્રધાનતા પુરૂષની જ રહેવાની: બાકી જો સ્ત્રીની પ્રધાનતા થઇ, તો ઉપાધિનો પાર પણ નહિ જ રહેવાનો. વારૂ, લજ્જા અને મર્યાદા પુરૂષમાં કે સ્ત્રીમાં ? સ્ત્રી જો પુરૂષ જેવી અમર્યાદિત બને, તો ઘેર ઘેર ભાંડાં ફૂટે. નાટક જોવા પુરૂષ એકલો જાય, પણુ સ્ત્રી એકલી ન જાય: પુરૂષ લઇ જાય તો જાય.

(સભા૦ હવે તો જાય છે. )

જાય છે તોયે એના પતિને પૂછી જોજો કે–તે હૃદયમાં બળે છે કે નહિ ? આ બધું સ્વાતંત્ર્યવાદીઓને પૂછો તો ખરા ! જેટલી સ્ત્રી એ રીતે સ્વચ્છંદી બની, તો પરિણામે કેઈ સ્ત્રીએ દુકાન

માંડી ! પુરૂષે માંડી ? આ બધી વાતો ભયંકર છે, વધુ બોલાય નહિ : ઇસારામાં સમજો તો ઠીક, નહિ તો મૂર્ખમાં ખપશો. તમે તો તો અનુભવી છો ને ! અનુભવીઓને આવા પ્રશ્નો પૂછવા પડે છે એનું કારણ ? કારણ કે–વિષયવાસના બહેકી ગઇ છે. તમારી જેમ એ પણ જ્યાંત્યાં આંખ ફેરવતી થાય, તો સુખેથી પાટલા ઉપર પુરૂષ ખાઇ ન શકે હોં ! એક પુરૂષ હજારો સ્ત્રીને પાળી શકે છે, એક રાજા–મહારાજા હજારો રાણીને બરાબર સાચવી શકે છે, પણ એક સ્ત્રી બે પતિને ન સાચવી શકે. સ્ત્રીના અને પુરૂષના સ્વભાવમાં જ ફેર છે. પુરૂષની ક્રૂરતા ભયંકર છે એ વાત ખરી, પણ સ્ત્રી ક્રૂર ન થાય ત્યાં સુધી દેવી અને જો ક્રૂર થઇ તો પછી મહાભયંકર છે: પછી એ શું કરે તે ન કહેવાય. દુનિયામાં ઉપદ્રવો છે, એ એનો જ પ્રભાવ છે. મહર્ષિઓને સરકાવ્યા તો સ્ત્રીઓએજને ? ગમે તેવાઓને સ્ખલિત કરવાનું છેલ્લું સાધન એ. સ્ત્રી ભોગ્ય છે, ભોગ્ય પદાર્થની અધિકતા હોય. રાજ્યનો માલીક એક જ હોય: રાજ્ય હજારો દેશનું, પણ એ ભોગ્યનો રાજા ભોક્તા તે એક જ. ભોક્તા એક હોય, ભોગ્ય અનેક હોય. થોડો પણ બુદ્ધિનો ઉપયોગ ન કરો તો સમજાવું શી રીતે ? ભોગ્યમાં જે ગણાતું હોય તે ગણાય. લક્ષ્મી હોય તો લક્ષ્મીવાન્, પણ માલીક લક્ષ્મીને કેમ ન કહી ? દરિદ્રીને બે લાખ મળે તોયે એ બે લાખને મારા કહે, પણ પોતાને એનો ન જણાવે. આ ગહનતાને આજના સુધરેલા કહેવાતાઓની બુદ્ધિ પહોંચી શકતી નથી માટે અથડામણ છે. અસ્તુ :

*

## ધર્મ ગયા પછીની આબાદીમાંય આત્માની તો બરબાદીજ છે!

ઉજ્જયિનીને ઘેરો ઘાલ્યા પછી, શ્રી શ્રીપાલ પોતાની શક્તિના યોગે નગરીમાં આવીને, માતાને અને પોતાની પત્ની શ્રીમતી મદના-સુંદરીને મલ્યો અને પૂછ્યું કે–' તારા પિતાને અહીં કયી રીતિએ

અણાવું ?' આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીમતી મદનાસુંદરીએ કહ્યું કે-' હે સ્વામિન્ ! મારા પિતાજી અહીં ખભા ઉપર કુહાડો મૂકીને આવે એમ કરો.' આમ કહેવામાં શ્રીમતી મદનાસુંદરીનો આશય, પોતાના પિતાને ધર્મમાં સુદૃઢ બનાવવાનો જ છે, પરન્તુ બીજો કોઈ અધમ વિચાર નથી જ !

*

વિચારો કે-કોઢીયાને હાથ પડેલી શ્રીમતી મદનાસુંદરી પુણ્યયોગે કેવી સ્થિતિને પામે છે ? ખરેખર, દુનિયાની ચીજ ભોગવતાં પહેલાં ભાગ્ય તપાસવું પડશે : નહિ તો લાવેલું પણ કોઇ ધોલ મારીને ઉપાડી જશે. શેઠીઓ ભીખારીને તેના ચપ્પણીઆમાં ગમે તેવી સારી ચીજ આપે, પણ ભાગ્ય ન હોય તો એનાથી એ નહિ ખવાય અને કોઇ ત્રીજો જ પડાવી જશે. કોટયાધિપતિ જીંદગી સુધી ભેળું કરે : દાન ન દે : ભોગવે નહિ : દીકરો ન થાય : અને ત્રીજો જ ખાય,-એ તો દેખાય છે ને ! એ બધી ચીજ ભાગ્યાધીન છે. ભાગ્ય વિના તો એક મુક્તિ મળે. દુનિયા માટેના પુરૂષાર્થની સફળતા ભાગ્યાધીન છે. વગર ભાગ્યે મળે તેવી ચીજ તો આત્મસિદ્ધિજ છે. તમારા સંબંધી પરિમિત અને લક્ષ્મી, ઘરબાર, વિગેરે છોડીને નીકળનારાના સંબંધી અપરિમિત એનું કારણ ? ભાગ્યયોગે મળેલું પણ તજ્યું માટેજ ! તે પણ પાછું પૂજાવા માટે તજાય તો તો મરોજ. બંધનથી છૂટવા પ્રયત્ન થાય તો-પૂજ્યતા, બહુમાન અને યોગ્યતા બધુંએ વધે અને સુખસંપત્તિનો પણ પાર ન રહે ! પુણ્યાનુબંધી પુણ્ય ઉપાદેય છે, પણ એના યોગે મળેલા પદાર્થોને ઉપાદેય નથી કહ્યા : જો એને ઉપાદેય માન્યા તો સમજવું કે-એ પુણ્યમાં પણ ઝેર ભળ્યું છે. પાણીમાં હાથ બોળો તો કદી ન બળે, પણ જો બળે તો માનો કે-એને અગ્નિનો કે સૂર્યકિરણોનો યોગ થયો છે. સાહ્યબી મળી પુણ્યયોગે, પણ ત્યાં મુંઝવણ થઇ તો માનો કે-એમાં પાપ ભળ્યું છે. લક્ષ્મી આવી એ પુણ્યયોગે, પણ જો મૂઠી વળી તો માનો કે-

ત્યાં ઝેર ભળ્યું: ત્યાં મૂર્ચ્છા કે આસક્તિ થઇ તો ઝેર માની લેવું. આ સિદ્ધાંતો હૈયામાં રાખો તો કામ ચાલે. ખાવાપીવાની, બંગલાબગીચા વિગેરેની દુન્યવી પ્રવૃત્તિ બધા જાણે છે, એટલાજ માટે આત્મગુણ પ્રાપ્ત કરવા માટેજ શ્રી જિનેશ્વરદેવના શાસનની સ્થાપના છે અને અમારો એ શાસનમાં જન્મ પણ તેજ માટે છે! સાધુઓને પણ તમારી જેમ નામ હતું, જાત હતી, માબાપ હતાં, તમારી જેમ યોનિથી પેદા થયા હતા, નામ ધરાવ્યું હતું, રહેવા માટે મકાન વિગેરે પણ હતું, તે છતાંય નામ બદલી, જાત બદલી, બાપ બદલી, ત્યાં હતા એ બધા પાઘડીવાળાનો સાથ છોડી, તેઓ અહીં એટલે સાધુજીવનમાં આવ્યા, તે તમારી ભેળા ભળવા માટે નહિ! કારણ કે—તમારા ભેળા ભળવામાં હાનિ ભાળી માટે તો નીકળ્યા: હવે તમારી ભેળા ભળવા આવે તો એમની કિંમત પણ નથી. બધાથી નીકળ્યા પછી મુનિઓથી રાજકાજના કે વેપાર–રોજગારના વિચાર ન થાય. તેઓ તમને શ્રી જિનપૂજા, શાસ્ત્રશ્રવણ અને સામાયિકાદિ ધર્મવ્યાપાર માટે પૂછે, પણ ઘરબાર, છૈયાંછોકરાં કે વેપારરોજગાર માટે નજ પૂછે! જે કરવું નહિ એની માથાફોડ શી? જેમાંથી નીકળ્યા એની ફરીને માથાફોડ શી? આ શાસનમાં જન્મ લોકહેરીમાં પડવા માટે નથી. તમારે તો કાકા, મામા કે આડતીયાની પણ શરમ પડે: પણ તેઓએ એવું તો કશુંજ રાખ્યું નથી. આડતીઆ બે જાતના: તમે આડતીયા કેવા કે માત્ર લેનાર: દુનિયાના આડતીયા સાથે તો લેવડની અને દેવડની બે જાતિની પંચાત: આ તો લેવાની ગરજ તમારે છે, કારણ કે—સાધુઓનું સ્થાન જૂદું છે. એ સ્થાનમાં જેટલો વાંધો તેટલો નાશ. સઘળા ધર્મગુરૂ (ગમે તે દર્શનના)ને કહો કે–'જો ધર્મગુરૂ થવું હોય તો અમારાથી (દુનિયાથી) ન્યારા રહો!' આજે કેટલાક કહે છે કે–'બ્રહ્મચારી બનનારે બાયડીઓનાં ટોળાંમાં રહેવામાં વાંધો શો?' —આ વાતો બેવકુફી ભરેલી છે. શાસ્ત્રકાર બ્રહ્મચારીને સ્ત્રીથી અલગ રહેવા ફરમાવે છે. અચાનક ભેટો થાય તો ત્યાં મક્કમ રહેવું એ વાત

જૂદી, પણ રહેવું તો અલગજ એમ ફરમાવે છે. શું શાહુકાર દેવા-ળીયાની સાથમાં ઉભો રહે? અરે! નાદારી કોર્ટને પગથીએ ઉભો રહે તોએ લોક શંકા લઇ જાય એવી જ રીતે જેઓ બાયડીઓના ટોળામાં રહીને બ્રહ્મચારી રહેવાની વાતો કરનારા છે, તેમાંના કહે પોણીસો ટકા બદમાસ અને વ્યભિચારી નથ ? મીણના ગોળા સામાના માથા-માંથી લોહી કાઢે, પણ અગ્નિ પાસે તો પાણીજ! એના અખતરા ન હોય. શાક સમારવાની છરીને પેટમાં મારવાના અખતરા ન હોય. ચપ્પુની પરીક્ષા પેન્સીલ છોલવાથી કરાય, પણ આંગળી છોલીને નજ કરાય! આ મૂર્ખા તો એવું કહે છે, કે જેથી સારૂં પણ ચપ્પુ નકામું જ થાય. આંગળી છોલાયા પણી ચપ્પુ નકામુંજ ને? ખરેખર, વિચા-રીએ તો સમજી શકાય તેમ છે કે-એવી વાતો કરનારાઓને ધર્મનીજ પરવા નથી. પણ તેઓ સમજી શકતા નથી કે-ધર્મ ગયા પછીની ગમે તેવી આબાદી તે પણ આત્માની તો બરબાદી જ છે! દીવો ઓલવાવાનો હોય ત્યારે ખૂબ ઝબકે: રોગી મરવાનો હોય ત્યારે સારો દેખાય: તેમ ધર્મ ગયા પછી દેખાતી આબાદી પણ, પેલા ઝબકતા દીવા જેવી જ છે: કારણ કે-પરિણામે તે દુઃખનેજ આપ-નારી છે. ધર્મ મૂકીને આબાદીની વાતો કરનારા, આબાદી માટે બે પાંચ વર્ષ ધર્મને મોકુફ રાખવાની વાતો કરનારા, સન્નિપાતના રોગથી ઘેરાયલા છે. બીમાર આદમી ધર્મને કાલ ઉપર રાખે? શું કાલના જીવનની ખાત્રી છે? બેભાન થયા પછી તો આજે પુણ્ય કહેવાય છે. બે ભાન વખતે નવકાર સંભળાવે તો પેલો પણ ચીડાય અને કહે કે-'પણ મરવું નથી!' આ બધું શાથી? 'ધર્મ છેલ્લી જ ઘડીએ થાય'-એવો દુષ્ટ સિદ્ધાંત ભળ્યો માટે! ધર્મ બાહોશીમાં થાય કે બેહોશીમાં? જીવતે થાય કે મરતે? કાળજું ઠેકાણે હોય ત્યારે ધર્મ થાય કે સડેલું હોય ત્યારે? આજનો તો કોઇ ન્યાય જ ભયંકર છે. નવકાર જરા ભાનમાં દે, તો પાડોશી પણ વઢે કે-'હજી કંઈ હરકત નથી.' છેલ્લે નવકાર સાંભળવાની બુદ્ધિ પણ, નવકાર ઉપર પ્રેમવાળાને જ

થાય. એ વખતે આ આત્માની હાલત ભયંકર હોય છે: તપાવેલા લોઢાની સોયો અંગમાં ઘાલીએ એનાથી આઠ ગુણી પીડા જન્મ વખતે અને મરણ વખતે તો એથીએ અનંત ગુણી પીડા હોય છે. ધર્મની છાયામાં જીવન ગાળ્યું હોય, તો સંસારની અસારતા તે વખતે બતાવાય, સમાધિ અપાય અને મંત્રાક્ષર સંભળાવાય તો સદ્‌ગતિ થાય.

## મરણ સમયે કેવી ક્રિયા કરાવાય કે જેથી પીડા ઓછી થાય ?

( પ્રશ્ન૦ મરણ વખતે આટલી પીડા કહી છે, તો એ પીડાથી છોડાવવા એને વ્હેલો મરાય

એવા પ્રસંગે તો શાસ્ત્રે અડવાની પણ મના કરી છે. ચામડી બહુ બળે ત્યારે અડાય નહિ: દવા પણ ન ચોપડાય. માથું સાધારણ દુઃખે ત્યારે બામ વિગેરે દવા ચોપડાય, પણ બહુ જ દુઃખે ત્યારે અડાય પણ નહિ. તેવીજ રીતિએ મરણ વખતની સ્થિતિ ભયંકર હોય છે, એટલે છેલ્લી ઘડીએ તો એને અડવામાં પણ દોષ છે. એ વખતે કોઇ પણ રીતિએ એ આત્મા શુભ ધ્યાનમાં જોડાય તે માટે, પ્રભુની મૂર્તિ વગેરે બતાવાય: નવકાર મંત્ર સંભળાવાય. જો એમાં આત્મા તન્મય થાય તો ઉપકાર થઇ શકે છે: એ શિવાય ઉપકાર થઈ શકે તેમ નથી.

*

મરણ સમયે રોવા-કુટવાનું ન કરાય, પણ એ આત્માને ઉત્તમ ભાવનામાં જોડાય. શ્રીમાનને માટે તો એ વખતે ભયંકર દશા છે: કેમકે-વીલ અને સીલની મોટી પંચાત હોય છે. શ્રી જૈનશાસન દુનિયાથી જૂદું છે: એના સાધુ પણ દુનિયાથી જૂદા છે: એટલે સંસારરસિક આત્માઓની દૃષ્ટિએ દુનિયાને એ ઉલટા દેખાય છે: સંસારરસિકો જ્યારે દુનિયાને સારી માને ત્યારે જૈન અસાર માને: બંગલા-લક્ષ્મી વિગેરેને સંસારના ઉપાસકો મેળવવા યોગ્ય માને,

ત્યારે જૈન છોડવા યોગ્ય માને : ' મળેલું કેમ ન ભોગવવું ? '–એ ઇતરની ભાવના, ત્યારે ' મળેલું કેમ ન મૂકવું ? '–એ જૈનની ભાવના !

( પ્રશ્ન૦ છેલ્લે નવકારથી વેદના ઓછી થાય ? )

ગમે તેવું માથું દુઃખતું હોય, પણ લાખ મળ્યાના સમાચારથી બંધ થાય છે ને ! તો અનંત જ્ઞાનીના વચનથી વેદના ઓછી કેમ ન થાય ? આયુષ્ય બંધાયું હોય તો કદી બીજી ગતિ થાય, પણ પેલા સંસ્કારો ફળ આપેજ. અધમ કુલમાં સારા સંસ્કારવાળા દેખાય છે તે આ રીતે: આયુષ્ય બંધાએલું છે એટલે આવ્યા એ ગતિમાં ખરા, પણ આગળ પાછળ સારા સંસ્કાર મળેલા તે અહીં પણ દેખાય છે. એકલું કાંઈ ન મનાય. આ ચીજ પીડાતાને શાંતિ જરૂર આપે. દુનિયાની ચીજ શાંતિ ન આપી શકે. અબજોપતિ પણ મરતી વખતે મુંઝાય: કે–આ ભોગવશે કોણ ? પણ પ્રભુશાસનને પામેલો ન મુંઝાય કારણ કે–આ શાસનમાં તો ઘરબાર, કુટુંબપરિવાર, રાજઋદ્ધિસિદ્ધિ વિગેરે તમામને પર માનેલ છે : શરીરને પણ પર માનેલ છે. જે શરીરને પર માને તે પ્રવૃત્તિ કયી કરે ? એના વિચારો, ભાવના વગેરે કેવું હોય ? તાવમાં કદાચ બૂમ પડી જાય, પણ એ મુંઝાય નહિ.

*

બે જણ જમવા જાય તેમાં એક પરિમિતપણે જમે તે ફરતો રહે અને એક ટેસ્ટથી ઝાપટીને ખાય એને અજીરણ થાય, આઠદશ ઝાડા થાય, પેટમાં દુઃખે, અને ડૉક્ટરનું બીલ અનેક પ્રસંગે એને ચૂકવવું પડે. આથીજ ધર્મી આત્મા અનાસક્તપણે જમતો હોઈ, પોતાના પેટના ચાર ભાગ પાડે અને તે પછી બે ભાગમાં ભોજન, એક ભાગમાં પાણી અને એક ભાગ પવન માટે ખાલી રાખે. પણ આજના ધર્મભૂલેલા અને વિષયવિલાસમાં પડેલાઓ તો, જમીને નીકળે તોયે હૉટલમાં જાય. હવે બેકારી મટે શી રીતે ? સડકોના

રસ્તા પાન ખાનારા ખરાબ કરે છે કે બીજા ? જેને ખાતાં, પીતાં, બોલતાં કે ચાલતાં પણ ન આવડે, એ તે આદમી કે પશુ ? આટલી સુધારવાની વસ્તુઓ મૂકીને સુધર્મમાં સુધારો કરવા આવનારને, પહેલી તો તેની પોતાની જાતને જ સુધારવાનું કહેવું પડે તેમ છે ! ઘર સુધરે, જાત સુધરે, માણસ મટી પશુ બનતો અટકે, અને તે પછી જો બહાર આવે તો છાયા પણ પડે. પણ આ તો તેમ કર્યા વિના જ પૂછે છે કે–' આવા બેકાર દેશમાં મંદિરો અને ઉપાશ્રયો શા માટે ? '–આ પ્રમાણે પૂછનારાઓની દયા ખાવી એ જ એક સારામાં સારો રસ્તો છે, કારણ કે–તેવાઓને સુધારવાનો કોઇ રસ્તો જ ક્યાં છે ? મંદિરે જવામાં, સાધુ પાસે જવામાં, ધર્મશ્રવણમાં અને ધર્મના અનુષ્ઠાનોમાં ગાંડપણ કહેનારા અને હૉટલમાં ભટકવા વિગેરેને ડહાપણ માનનારા મૂર્ખાઓને કોણ સુધારી શકે ? પૂજાદિના સમયને નકામો સમયવ્યય કહી, પટીયાં ઓળવામાં લાંબો વખત જાય એને સમયનો સદુપયોગ સમજાવનારા સુધરે, એ આશા વ્યર્થ છે. સાંજ—સવારે ચોપાટી જવું એ સદુપયોગ, સારી વાત : અને પ્રભુભક્તિ કરવી કે સિદ્ધાંત સાંભળવા એ વાહીયાત વાત,–આમ માનનારાઓ શી રીતિએ સુધરી શકે ? દેશના સાંભળવી એ વાહીયાત વાત અને એલફેલ બોલવું, પૂર્વાચાર્યોને ગાળો દેવી, એ કિંમતી વાત એ શું ? અન્યાય કયો ? અન્યાય કયાં ચાલે ? જ્યાં બધાય બેવકૂફ વસતા હોય ત્યાં જ ચાલે. બીજે નહિ ! અસ્તુ.

*

આપણે જોઇ ગયા કે–શ્રીમતી મદનાસુંદરીએ, પોતાના પિતાને ખભા ઉપર કુહાડો મૂકાવીને બોલાવવાનું કહ્યું : આથી 'શ્રી શ્રીપાલ' રાજાએ પણ, દૂતદ્વારા તે રીતિએ માલવાના મહારાજા, એટલે કે–શ્રીમતી મદનાસુંદરીના પિતા પ્રજાપાલ રાજાને કહેવડાવ્યું. આથી તે પ્રજાપાલ રાજા કોપાયમાન તો થયા, પણ મંત્રીઓએ કહ્યું કે–

'હે સ્વામિન્ ! પોતાથી અધિકની સાથે વિરોધ કરવો, એ કોઇ પણ રીતિએ યોગ્ય નથી : માટે દૂતના કહેલા વચનને જલ્દી કરો !'

*

મંત્રીઓની સલાહથી, સવારના પહોરમાં મંત્રીઓ અને સામંતોની સાથે રાજા પ્રજાપાલ, ખભા ઉપર કુહાડો મૂકીને આવવા નીકળ્યો અને જ્યાં પટ્ટનો આવાસ હતો ત્યાં, તે પટ્ટના આવાસના દ્વાર સુધી આવ્યો કે તરતજ, શ્રી શ્રીપાલ રાજાએ કંઠ ઉપર રહેલા કુહાડાને મૂકાવી દઇને તથા વસ્ત્રાલંકારને પહેરાવીને, પરિવારની સાથે પટાવાસની અંદર અણાવ્યા : કારણ કે–હૃદયમાં દુષ્ટ વાસના ન હતી. આ પછી શ્રી પ્રજાપાલ રાજા પણ શ્રી શ્રીપાલરાજાએ આપેલા શ્રેષ્ઠ આસન ઉપર બેઠા અને તે પછી શ્રીમતી મદનાસુંદરીએ શ્રેષ્ઠ આસન ઉપર બેઠેલા પોતાના પિતાને ઉદ્દેશીને કહ્યું કે–

*

" ताय ! तए जो तइआ, मह कम्मसमप्पिओ वरो कहिओ ।
तेणऽज्ज तुह गलाओ, कुहाडओ फेडिओ एसो ॥ १ ॥ "

*

'હે પિતાજી ! તે સમયે આપે જે વરને મારા કર્મે આપેલા તરીકે કહ્યો હતો, તે જ મારા પતિએ આજે આપના ગળા ઉપર રહેલા આ કુહાડાને દૂર કરાવ્યો છે.'

*

આથી વિસ્મિત થયેલા શ્રી પ્રજાપાલ, પોતાના જમાઈ એવા શ્રી શ્રીપાલ રાજાને પણ નમસ્કાર કરે છે અને કહે છે કે–'હે સ્વામિન્ ! મહા પ્રભાવવાળા એવા પણ તને મેં ન જાણ્યો.'

*

## ધર્મને મોકુફ રાખવાની વાત, એ અનાર્યપણાની છાયાનું સૂચન છે !

આથી સમજી શકાશે કે-કર્મની ગતિ વિચિત્ર છે. પુણ્ય ન હોય તો મહા રાજા તે મહા રંક બને છે. આ માટે વર્ત્તમાનમાં અમાનુલ્લાહનો દાખલો મૌજૂદ છે. એક વર્ષ પહેલાં આવેલ ત્યારે, બ્રીટીશ સરકારના એક એક અમલદારે એને માન આપ્યું : કોઇ દેશ એવો નહિ કે જ્યાં એને માન ન મળ્યું : એના ચાંદ, મુગટ વિગેરે જોઇને ઘડીભર સંસારરસિકોને તો ઇર્ષ્યા થાય : એ પણ બધે ફરીને આવ્યો, ગાદી પર બેઠો એવો જ ઉઠ્યો અને નાઠો. બીજી સાલે આવ્યો ત્યારે કયી હાલત ? સ્ટીમર પર બેઠો ત્યારે આંખમાં આંસુ આવ્યાં હતાં અને છાપાના રીપોર્ટરને પોતાની પાસે માત્ર છ ગીની હોવાનું જણાવ્યું હતું : તથા પરિણામે ખાવાની પણ ચિંતા આવી પડી હતી. તેમજ જો રાખે તો એલચીની નોકરી કરવાનું પોતાના નોકરને પણ લખ્યું હતું ! આ કયી દશા ? રાજ્યગાદી બધાને મળે ? એ પણ પુણ્ય છે. પુણ્યયોગે રાજા બનેલો પણ રીતસર વર્તે તો દેવ, નહિ તો એ પણ રાક્ષસ. એવાને માટે નરકો તૈયાર છે. પણ પુણ્ય તપતું હોય ત્યાં સુધી, એને કોઇની ટક્કર વાગે નહિ. સિંહ હિંસક છતાં વનરાજ કહેવાય છે તે શૌર્યથી. પૂર્વના પુણ્યથી એ શૌર્ય લઇને આવેલ છે. બકરાંઓના ભોગ અને હરણીયાંના શીકાર થાય છે, બકરાંને બજાર વચ્ચે કપાય છે, પણ સિંહની સામે કોણ એ રીતે જાય છે ? એ નિદ્રામાં પડ્યો હોય તો યે કોઈ એની પાસેથી ન ફરકે.

( સભા૦ અરે મરેલો પડ્યો હોય તોયે કોઇ પાસે ન જાય. )

સિંહની સિંહભવની ક્રિયા સારી નથી, પણ પૂર્વનું પુણ્ય છે માટે એ જાતિની સત્તા એ ભોગવે છે. એટલે પુણ્યની સામે જે ધમપછાડ કરવી અને તુચ્છ વસ્તુઓની પ્રાપ્તિ માટે ધર્મને ભૂલી

જવાની વાતો કરવી, એ ભયંકરમાં ભયંકર અજ્ઞાનતા છે. એવી અજ્ઞાનતાને ચાલવા દેવી, વધવા દેવી કે પ્રસરવા દેવી-એ ઇરાદાપૂર્વક દુઃખને, દારિદ્રને અને આપત્તિને આમંત્રણ કરવા જેવું છે. ખરેખર, ધર્મ ધવાયા પછી ખપ્પણીયું લઇને ભટકવા છતાં, ભીખ પણ નહિ મળે! ધર્મ મૂકીને ઉદય કરવાની વાતો કરનારા, ખરેખર શ્રાપસમા છે. અનાર્યદેશ, અનાર્યજાતિ અને અનાર્યકુલવાળા ગમે તેમ બોલે, પણ આર્યદેશમાં આર્ય તરીકે જન્મેલાઓ, ધર્મને મોકુફ રાખવાનું કહીને ઉદયની વાતો કરે, એ સૂચવે છે કે-તેઓના અંતઃકરણ ઉપર અનાર્યપણાની છાયા છવાઇ છે. એવા પાપાત્માના સહવાસથી જેટલા વ્હેલા છૂટાય એટલો લાભ જ છે. 'ધર્મ આગળ કરીશું'-એમ કહેનારને પૂછો કે, આગળની ખાત્રી શી? કલાકની ખાત્રી નથી ત્યાં આગળની શી વાત? જે જીવનની એક ક્ષણનો વિશ્વાસ નહિ તેવા ક્ષણવિનશ્વર જીવનમાં, અજ્ઞાનીઓના કથન મૂજબ ચાલી જીંદગીનો દુર્વ્યય કરવો, એ ઉત્તમ આત્માઓ માટે કોઇ પણ રીતિએ યોગ્ય નથી. ઉત્તમ આત્મા ધર્મ શિવાય એક ક્ષણ જીવવા માગતા નથી. એ જ કારણે જ્યારે પ્રજાપાલ રાજાએ શ્રી શ્રીપાલ રાજાના પ્રભાવની પ્રશંસા કરવા માંડી, ત્યારે પરધર્મશીલ શ્રી શ્રીપાલ મહારાજા પણ કહે છે કે—

"सिरिपालोऽवि नरिंदो, पभणइ नहु एस मह पभावोत्ति ।
किंतु गुरुवइट्ठाणं, एस पसाओ नवपयाणं ॥ १ ॥"

*

'આ મારો પ્રભાવ નથી, કિંતુ ગુરૂદેવે ઉપદેશેલાં નવ પદોનો આ પ્રસાદ છે!'

ઉત્તમ આત્માઓની દશા આ હોય છે. આવી દશા જ્યારે આવશે, ત્યારે જ ઉત્તમતા ખીલશે. અસ્તુ. હવે આ બધા વૃત્તાંતને સાંભળીને તે પટાવાસમાં સૌભાગ્યસુંદરી અને રૂપસુંદરી વિગેરે પરિવાર તથા સ્વજનવર્ગ મલ્યા બાદ, અંતે આનંદ–આનંદ વર્તાયા પછી, શ્રી શ્રીપાલ રાજાએ મળેલ નાટકીયાઓના ટોળાને નાટક કરવાની આજ્ઞા આપી : એમાં શું થાય છે, તે હવે પછી–

દશમું વ્યાખ્યાન સમાપ્ત.

## વ્યાખ્યાન ૧૧ મું.

**ચૈત્ર—કૃષ્ણા તૃતીયા : વીર સં.-૨૪૫૬**
**તારીખ ૧૬ : એપ્રીલ : સને ૧૯૩૦, બુધવાર.**

## પ્રસંગ ૧૫ મો : કર્મ અને ધર્મનો મહિમા.

ગ ત પ્રસંગમાં આપણે જોઈ ગયા છીએ કે—શ્રી શ્રીપાલ રાજાની વિભૂતિથી, શ્રીમતી મદનાસુંદરીના પિતા પ્રજાપાલ ઘણા જ પ્રસન્ન થઇ ગયા અને એ પ્રસન્નતાના યોગે શ્રી પ્રજાપાલ રાજા, પોતાના જામાતાને પણ નમી પડયા અને કહેવા લાગ્યા કે–'ખરેખર, મહાપ્રભાવસંપન્ન એવા પણ આપને હું ન ઓળખી શકયો!'–આ પ્રશંસાનો પ્રતિકાર કરતાં, શ્રી શ્રીપાલનરેંદ્રે સ્પષ્ટ અક્ષરોમાં કહી દીધું કે—

**'આ પ્રભાવ મારો નથી કિંતુ ગુરૂ મહારાજાએ ઉપદેશેલાં '૧–શ્રી અરિહંતપદ, ૨–શ્રી સિદ્ધપદ, ૩–શ્રી આચાર્યપદ, ૪–શ્રી ઉપાધ્યાયપદ, ૫-શ્રી સાધુપદ, ૬–શ્રી દર્શનપદ, ૭–શ્રી જ્ઞાનપદ, ૮–શ્રી ચારિત્રપદ અને ૯–શ્રી તપપદ'–આ નવ પદોનો આ પ્રભાવ છે.'**

*

ધર્મનિષ્ઠ આત્માઓની ઉત્તમતા, આવા પ્રસંગોમાં જ પ્રત્યક્ષ થઇ શકે છે. આવી પ્રભુતાના પ્રસંગે આ જાતિની નિરભિમાનતા, કોઈ કોઇ વિરલ આત્માઓને જ રહી શકે છે. જે આત્મા આવી સંસારની ઉત્કર્ષજનક સામગ્રીઓના સામ્રાજ્ય ઉપર આરૂઢ થવા છતાં પણ, આ જાતિની મનોદશા સેવે છે તે આત્માની ઉચ્ચતાનું વર્ણન, ખરે જ વચનાતીત થઇ જાય છે.

*

શ્રી જૈનશાસનમાં પુણ્યવિપાકને દર્શાવનારાં દૃષ્ટાંતો આવે છે, તે પ્રાયઃ આવી જ જાતિનાં આવે છે : અને એવાં જ આવે, કારણકે–પુણ્યાનુબંધી પુણ્યનું સ્વરૂપ જ એ છે. આ રીતનાં અનેકાનેક દૃષ્ટાંતોથી ભરપૂર શ્રી જિનેશ્વરદેવના શાસનને પામવાનો આડંબર કરવા છતાં પણ, જેઓ આજે નામના માટે અનેક જાતિના કૂટ પ્રપંચો રચવા સાથે, પોતાની જાતિને નહિ છાજતી આચરણાઓ આચરી, જે શાસનના યોગે આનંદપૂર્વક જીવી રહ્યા છે, તે જ શાસનને એબ લગાડવાની કાર્યવાહીઓ કરી રહ્યા છે, તેઓ ખરે જ કમનસીબ છે. આવા આત્માઓ પોતાની કમનસીબીના યોગે, જે શાસનની સેવાના પ્રતાપે સર્વસ્વની પ્રાપ્તિ સહજ છે, તેની સેવાનો અપલાપ કરી, પોતાની જ સેવા કરાવવાના મનોરથો સેવી રહ્યા છે !! અને એમાં જ પોતાના જીવનની ઇતિકર્ત્તવ્યતા માની રહ્યા છે !!! અન્યથા, પ્રભુશાસનને પામેલા આત્માઓને, પ્રભુશાસનના દ્રોહીઓની સાથે સંબંધ રાખવો કેમ જ પાલવે ખોટી નામના અગર વાહવાહ ખાતર, પ્રભુશાસનના વિરોધિઓની પ્રશંસા કરવાનું કેમ જ સૂઝે ?? ધર્મના સેવકોની અવગણના કરી, ઉઠાઉગીરોની પ્રશંસા કરવાનું કેમ જ મન થાય ??? તેઓ કેમ ન સમજી શકે કે–'વિરોધિઓને પણ માન આપવાની ફરજ પડે છે તે પ્રભાવ મારો નથી, પણ આ પ્રભુના શાસનનો છે ?' આટલું પણ નહિ સમજી શકનારાઓ, પ્રભુશાસનને

પામ્યા છે એમ પણ માનવું',-એ ખરે આત્મવંચના કરવા જેવું છે !

*

ખરેખર, શ્રી જિનેશ્વરદેવનું શાસન એવું અને એટલું તો અનુપમ છે કે-આખા જગત્માં એની જોડી નથી : એટલા જ માટે એ શાસનને પામેલાઓની પણ જગત્માં જોડી નથી : અને એ જ કારણે જૈનશાસન જેવો ધર્મકથાનુયોગ પણ જગત્માં શોધ્યો જડે તેમ નથી. આવા કથાનુયોગની સેવા કરનારાઓને, જો પોતાનો જ પ્રભાવ ફેલાવવાનો ગ્રહ વળગે, તો તેઓની અધમતાની પણ જગત્માં જોડી નથી, એમ કહેવું એમાં એક લેશ પણ અતિશયોક્તિ નથી !

*

અસ્તુ. આ રીતનો આશ્ચર્યજનક યોગ થઈ ગયો છે : એટલે કે-નગરને ઘેરીને પડેલો અને રાજાને ખભા ઉપર કુહાડો મૂકીને બોલવનારો રાજા, કોઇ દુશ્મન નથી પણ શ્રીમતી મદનાસુંદરીનો પતિ છે અને તે ઘણી જ મોટી ઋદ્ધિસિદ્ધિ સાથે આવેલ છે, એમ સાંભળીને 'સૌભાગ્યસુંદરી એટલે શ્રીમતી મદનાસુંદરીની અપર માતા અને શ્રીમતી રૂપસુંદરી એટલે શ્રીમતી મદનાસુંદરીની પોતાની માતા, વિગેરે સઘળો પણ પરિવાર ત્યાં આવી પહોંચ્યો છે.

*

## સુરસુંદરીની હૃદયદ્રાવક આત્મકથા-

આ રીતિએ સઘળો સંબંધીવર્ગ આવી પહોંચ્યા પછી, આનંદ આનંદ વ્યાપી ગયા બાદ, શ્રી શ્રીપાલ રાજાએ નાટક કરવાની આજ્ઞા

આપી. આ સભામાં નાટકનું પેટક એટલે ટોળું એક ન હતું પણ નવ હતાં, કારણકે–શ્રી શ્રીપાલ રાજાને તેમના શ્વસુરોએ પોતાની નવે પુત્રીઓને વસ્ત્રો, અલંકારો અને ઉત્તમ પરિવાર આપવા સાથે, સાથે એક એક નાટકનું પેટક પણ આપેલ છે, એટલે એ નવ નાટકપેટકો પૈકીનું પ્રથમનું જે નાટકપેકટ હતું તે એકદમ હર્ષ પામીને ઉભું થઇ ગયું, પણ એ નાટકપેટકની એક મૂખ્ય નટી ઘણું ઘણું કહેવા છતાં પણ ઉભી થતી નથી. આથી તેણીને ઘણી ઘણી પ્રેરણાઓ થઇ ત્યારે નિરૂત્સાહપણે તેણી ઉઠી અને ખેદપૂર્વક એક દોહો બોલી. તે વખતે તેણી જે દોહો બોલી તે દોહો આ રહ્યો—

" कहिं मालव कहिं संखउरि, कहिं बब्बर कहिं नट्ट ।

सुरसुंदरि नच्चावियइ, दइविहिं दलवि मरट्ट ॥ १ ॥ "

*

'ક્યાં તે 'માલવા' નામનો દેશ, કે જ્યાં મારો જન્મ થયો હતો ? ક્યાં તે 'શંખપુરી' નામની નગરી કે જે નગરીમાં મને પરણાવવામાં આવી હતી? અને ક્યાં તે 'બબ્બર' નામનો દેશ, કે જ્યાં મને વેચવામાં આવી હતી ? તથા ક્યાં આ લોકોની સમક્ષ નૃત્ય કરવાનું ? ખરેખર, ભાગ્ય સુરસુંદરીના મદને દળી નાખીને તેની પાસે નાચ કરાવે છે.'

*

સુરસુંદરીના મુખથી આવા ભાવનો દુહો સાંભળીને, સુરસુંદરીનો પિતાદિક પારવાર વિસ્મિત મનવાળો થઈને વિચારે છે કે– 'આ સુરસુંદરી ક્યાંથી આવી ?' આ રીતિએ સઘળાએ ઓળખી લીધી કે–'આ સુરસુંદરી છે.' અને એથી તેણી પોતાની માતાની કોટે વળગીને રોવા લાગી. પોતાની માતાની કોટે વળગીને રોતી સુરસુંદરીને તેના પિતા પ્રજાપાલે—

પ્રશ્ન કર્યો કે—

" जणएणं सा भणिआ, को वुत्तंतो इमो वच्छे ! ।"

*

' હે પુત્રી ! તારા માટે આ બધો વૃત્તાંત શી રીતિએ બન્યો ? '

*

આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીમતી સુરસુંદરીએ પોતાનો વૃત્તાંત કહેતાં કહેવા માંડયું કે—

' હે પિતાજી ! જે અવસરે આપે મને મારા પતિ સાથે રવાના કરી, તે અવસરે હું મારા પતિની સાથે તેવા પ્રકારની ઋદ્ધિ સાથે ' શંખપુરી ' નગરીની પાસેના દેશમાં પહોંચી. ત્યાં આપના જામાતા સારા મુહૂર્તની રાહ જોવા માટે નગરીની બહાર રહ્યા અને સુભટોનો ઘણો પરિવાર નગરીમાં પોતપોતાને ઘેર ચાલી ગયો. હવે તેજ રાત્રિએ નિર્ભય મનથી નગરીની બહાર રહેલા અમારી ઉપર ' હણિ મારિ ' આવી જાતિના શબ્દને કરતી એક મોટી ધાડ પડી. એ ધાડની ભીતિથી આપના જમાઈ તો મને મૂકીને એકદમ ભાગી જ ગયા અને આપે આપેલી ઋદ્ધિની સાથે મને તે ધાડના ભટોએ પકડી લીધી. એ ધાડના ભટો મને પકડીને ' નેપાલ ' નામના દેશમાં લઇ ગયા અને ત્યાં મને વેચી, એટલે એક ઋદ્ધિમાન્ સાર્થપતિએ મને ખરીદી લીધી. તે સાર્થવાહ પણ ત્યાંથી મને પોતાના સાર્થની સાથે ' બબ્બરકુલ ' માં ' મહાકાલ ' નામના રાજાના નગરમાં લઇ ગયો અને ત્યાં મને વેચવા માટે દુકાન ઉપર મૂકી. આથી ત્યાં મને નૃત્ય અને ગીતમાં નિપુણ એવી એક ગણિકાએ ખરીદી અને તે પછી તે ગણિકાએ મને તેવા પ્રકારનું શિક્ષણ આપ્યું, કે જેથી હું એક હુશીઆર ' નર્તકી ' બની ગઇ. તે પછી નાટક છે પ્રિય જેને એવા અને ' બર્બરકુલ ' ના સ્વામી એવા ' મહાકાલ ' નામના રાજાએ એક

'નટપેટક' સાથે મને ગ્રહણ કરી. તે રાજાએ મને નાના પ્રકારનાં નૃત્યોથી નચાવીને, પોતાની પુત્રી 'મદનસેના'ના પતિ (આ શ્રી શ્રીપાલ રાજા)ને નવ નાટકોની સાથે મને અર્પણ કરી અને તે 'મદનસેના'ના પતિની આગળ નૃત્ય કરતાં મને આટલા દિવસો વ્યતીત થઇ ગયા, પરંતુ હાલમાં એટલે આજે પોતાના કુટુંબને દેખીને અહીં બેઠેલી એવી મને મારૂં દબાઇ રહેલું દુઃખ પ્રગટ થઇ ગયું.

આથી એ સ્પષ્ટ છે કે—

" तइया नियगुरुयत्तं, मयणाइ विडंबणं च दट्ठूणं ।

जो अ मए मुद्धाए, अखव्वगव्वो कओ आसि ।। १ ।।

*

तं भञ्जिऊण मयणा—पइणो नरनाहनमियचलणस्स ।

जेणाहं दासत्तं, कराविया तं जयइ कम्मं ।। २ ।।"

*

'તે સમયે એટલે કે—મારા પાણિગ્રહણ સમયે મૂર્ખિણી એવી મેં મારી પોતાની ગુરૂતાને અને શ્રીમતી મદનાસુંદરીની વિડંબનાને જોઈને જે ભયંકર ગર્વ કર્યો હતો, તે ગર્વને ચૂરી નાખીને નરેંદ્રોવડે નમાયેલા છે ચરણો જેના, એવા આ મદનાસુંદરીના પતિનું જે કર્મે મારી પાસે દાસપણું કરાવ્યું છે, તે કર્મ જયવંતુ વર્તે છે.'

—આથી ખરેખર—

" इक्कच्चिय मह भइणी, मयणा धन्नाण धुरि लहइ लिहं ।

जीए निम्मलसीलं, फलियं एयारिसफलेहिं ।। ३ ।।

*

कयपावाण जियाणं, मज्झे पढमा अहं न संदेहो ।
कुलसीलवज्जियाए, चरियं एयारिसं जीए ॥ ४ ॥"

*

'જેણીનું નિર્મલ શીલ આવા પ્રકારનાં ફલોથી ફલિત થયું, તે મારી ભગિની શ્રીમતી મદનાસુંદરી જ એક એવી છે કે—જે ધન્ય સ્ત્રીઓની આદિમાં રેખાને પામે એટલે કે–નામાંકિત થાય.'

અને—

'ઉત્તમ કુલાચારથી રહિત જેણીનું ચારિત્ર આવા પ્રકારનું વર્તે છે, તે હું ખરેખર કર્યું છે પાપ જેઓએ એવા જીવોની મધ્યે પ્રથમ નંબરે છું, એમાં કોઈ પણ જાતનો સંદેહ નથી.'

સાચી વાત છે કે—

" मयणाए जिणधम्मो, फलिओ कप्पद्दुमुव्व सुफलेहिं ।
मह पुण मिच्छाधम्मो, जाओ [illegible]सरिच्छा॥५॥"

*

'શ્રીમતી મદનાસુંદરીનો જિનધર્મ કલ્પવૃક્ષની માફક સુંદર ફલોથી ફળ્યો અને મારો મિથ્યાધર્મ મને વિષવૃક્ષની માફક દુષ્ટ ફલોથી ફળ્યો.'

આ હેતુથી—

" मयणा निय[illegible]-णिक्कमाणिक्कदीविया [illegible] ।
अहयं तु चीडउम्मा-डियव्व धणजणिअमालिन्ना ॥६॥"

*

'શ્રીમતી મદનાસુંદરી પોતાના કુલને ઉજ્જવલ કરવા માટે અદ્વિતીય માણિક્યદીપિકા જેવી છે અને ઉત્પન્ન કર્યું છે ઘણું જ

માલિન્ય જેણીએ એવી હું તો શ્યામ કાચમય મણી જેવી અથવા 'ઉમાડીયા' એટલે સળગતા કાષ્ટ જેવી છું.'

આથી—

" मयणं दट्ठूण जणा, जएह सम्मत्तसत्तसीलेसु ।
मं दट्ठूणं मिच्छत्त–द्प्पकंदप्पभावेसुं ॥ ७ ॥ "

*

'હે લોકો ! શ્રીમતી મદનાસુંદરીને જોઇને તમે સમ્યક્ત્વ, સત્ત્વ અને શીલની આરાધનામાં યત્ન કરો અને મને જોઇને મિથ્યાદર્શન, માન અને કામવિકારોની સેવામાં યત્ન કરો !'

અર્થાત્—

'તમારે જો પારિણામિક સુખ, સંપત્તિ અને આબાદી જોઇતી હોય, તો શ્રીમતી મદનાસુંદરીની માફક શુદ્ધ સમ્યક્ત્વ, સાચું સત્ત્વ અને નિર્મલ શીલ પાળવામાં રક્ત બની જાવ અને જો તમારે દુઃખ, વિપત્તિ અને બરબાદી જ જોઈતી હોય, તો મિથ્યાદર્શન, મિથ્યાભિમાન અને કામવિકારો કરવામાં લીન થઈ જાવ.'

આ કથનનો ધ્વનિ એ છે કે—

'હે લોકો ! તમે મારી માફક મિથ્યાદર્શન, મિથ્યાભિમાન અને કામવિકારોની સેવામાં રસિક ન બની જાવ, પણ શ્રીમતી મદનાસુંદરીની માફક શુદ્ધ સમ્યક્ત્વ, નિર્દોષ સત્ત્વ અને નિર્મલ શીલની જ ઉપાસનામાં ઉદ્યમશીલ બની જાવ : કારણકે–મિથ્યાદર્શન, મિથ્યાભિમાન અને કામવિકારોની રસિકતાથી દુઃખ, વિપત્તિ અને બરબાદી જ પ્રાપ્ત થાય છે, ત્યારે શુદ્ધ સમ્યક્ત્વ, નિર્દોષ સત્ત્વ અને નિર્મલ શીલની ઉપાસનાથી સુખ, સંપત્તિ અને આબાદીનો જ યોગ થાય છે, તથા પરિણામે અનંત સુખના સ્થાનરૂપ શિવપદની પ્રાપ્તિ થાય છે.'

આ પ્રકારે બોલતી સુરસુંદરીએ લોકોને જે હર્ષ ઉત્પન્ન કર્યો, તે હર્ષ સુરસુંદરીએ પ્રથમ નાટકો કરવાથી પણ ન્હોતો ઉત્પન્ન કર્યો: અર્થાત્-સુરસુંદરીના આ બધા કથનથી લોકોને અપૂર્વ હર્ષ ઉત્પન્ન થયો. આ પછી તરત જ શ્રી શ્રીપાલ રાજાએ એકદમ 'સુરસુંદરી'ના પતિ 'અરિદમન' નામના રાજકુમારને બોલાવી લીધો અને તેને ઘણી જ ઋદ્ધિ સાથે 'સુરસુંદરી' આપી.

આ પછી—

શ્રી શ્રીપાલ રાજા અને શ્રીમતી મદનાસુંદરીના પ્રસાદથી જ સુરસુંદરી સાથે અરિદમને પણ શુદ્ધ સમ્યક્ત્વને સંપ્રાપ્ત કર્યું. જે સાતસો કોઢીયા પુરૂષો હતા, તેઓએ પણ શ્રીમતી મદનાસુંદરીના વચનથી ધર્મની આચરણા કરી: તેના પ્રભાવે જેઓ નિરોગી થયેલા છે તેઓ પણ આવીને 'શ્રી શ્રીપાલ' નામના ભૂપાલને ભક્તિપૂર્વક પ્રણામ કરવા લાગ્યા અને પ્રસન્ન થયેલા શ્રી શ્રીપાલ રાજાએ તેઓને નાના નાના રાજા બનાવ્યા. 'મતિસાગર' નામના મંત્રીએ પણ આવીને શ્રી શ્રીપાલ રાજાને નમસ્કાર કર્યો, કારણકે-તે શ્રી શ્રીપાલના પિતાના મંત્રી હતા અને શ્રી શ્રીપાલ રાજાએ પણ તેમને પૂર્વની માફક જ પોતાના મંત્રી બનાવ્યા. શ્રી શ્રીપાલ રાજા પોતાના સસરાઓને, સાળાઓને, મામા વિગેરે રાજાઓને અને બીજા પણ ભટોને સત્કારે છે, તથા તે સસરા વિગેરે સઘળા રાજાઓ પણ ઘણીજ ભક્તિપૂર્વક હમેશાં શ્રી શ્રીપાલ રાજાની સેવા કરે છે.

*

આ રીતિએ શ્રીમતી મદનાસુંદરીએ, પ્રભુપ્રણીત કર્મના સિદ્ધાંતમાં પિતા આદિ લોકના વિરોધની એક લેશ પણ દરકાર કર્યા વિના સુસ્થિર રહીને, અનેક આત્માઓને પ્રભુમાર્ગના રાગી બનાવ્યા અને પ્રભુમાર્ગથી પરાઙ્મુખ અને મિથ્યા વાસનાઓથી વાસિત એવા પોતાના પિતાને પણ પ્રભુનો માર્ગ પમાડીને, દુષ્પ્રતિકાર એવા પણ

પિતાના ઉપકારનો બદલો વાળી, પુત્રી તરીકેની પોતાની ફરજ બજાવી તથા આખા કુટુંબને પ્રભુમાર્ગમાં રમતું બનાવી દીધું. આ વાતને વરસમાં બે બે વાર વાંચવા છતાં પણ જેઓ નથી સમજી શકતા, તેઓ ખરેજ સત્યને જાણવા માટે બેદરકાર છે. અથવા તો આ પરમ તત્ત્વ જાણવા જેટલા ભાગ્યવાન નથી, એમ પણ કહ્યા વિના ચાલી શકે તેમ નથી. ધર્મના અર્થિઓએ હજી પણ આ વસ્તુ સમજીને ચોથા પુરૂષાર્થની સાધના માટે ધર્મપુરૂષાર્થની આરાધનામાંજ રક્ત બની જવું જોઈએ: કારણ કે–તેમ કરવાથીજ આ લોક તથા પર-લોક, એમ ઉભય લોકને સુધારીને પરિણામે અનંત સુખના ધામરૂપ સિદ્ધપદને પામી શકાય તેમ છે. બાકી અર્થ અને કામની સાધક પ્રવૃત્તિ તો, આત્માને ધર્મકર્મથી પરાङ्मુખ બનાવી, આ ભયંકર સંસા-રરૂપ અટવીમાં અથડાવી મારનાર છે. માટે એનાથી સર્વથા બચી અગર ઉદાસીન બની, અનંતજ્ઞાનીની આજ્ઞા મુજબ મોક્ષનું ધ્યેય રાખી, ધર્મની આરાધનામાંજ ઉદ્યમશીલ બની જવું, એજ એક પરમ કર્તવ્ય છે.

°°°

## પ્રસંગ ૧૬ મો: ગુણી આત્માની ગુણજ્ઞતા.

°°°

### મંત્રીવર્યની વિજ્ઞપ્તિ અને શ્રીપાલનો વિવેકમય ઉત્તર !

આપણે જોયું કે–શ્રી શ્રીપાલ મોટા મહારાજા બની ગયા અને સઘળા રાજાઓ તેમની સેવા કરવામાંજ પોતાના જીવનનું સાફલ્ય સમજવા લાગી ગયા. જે શ્રીપાલ એક વખત ગાદીભ્રષ્ટ બની, કોઢીઆના ટોળા સાથે ભટકતો હતો, તેજ આજે એક મહારાજા બની દીવ્ય પરિવાર સાથે આનંદ માણી રહેલ છે. કોઈ પણ જાતિની

ચિંતા વિનાના આનંદમાં મગ્ન બની રહેલા શ્રી શ્રીપાલ મહારાજાની સમક્ષ, કોઈ એક દિવસે 'મતિસાગર' નામના એના મંત્રીએ, સામંત રાજાઓ અને અન્ય મંત્રીઓની સાથે વિનંતિ કરતાં કહ્યું કે—

"હે દેવ! બાળક એવા પણ અને પિતાના પટ્ટ ઉપર સ્થાપન કરેલા એવા પણ, આપને જે દુષ્ટ કાકાએ ઉઠાડી મૂકયા છે, તે આપનો શત્રુજ છે, એમાં કોઇ પણ જાતિનો સંદેહ નથી. અને છતી શક્તિએ પણ જે શત્રુએ લઇ લીધેલા પિતાના રાજ્યને પણ નથી છોડવતો, તે જગત્‌માં હાંસીને પાત્ર બને છે. તથા આપનો આ સઘળી ઋદ્ધિનો અને સઘળા સૈન્યનો વિસ્તાર પણ ત્યારેજ સફળ થયેલો ગણાય, કે જ્યારે આપ આપના પિતાના રાજ્યને ગ્રહણ કરો! માટે મહેરબાની કરીને આપના પિતાના રાજ્યને ગ્રહણ કરો, કે જેથી પિતાના પટ્ટ ઉપર બેઠેલા આપને જોવાથી મને સુખ થશે.'

*

આ રીતની પોતાના હિતૈષી મંત્રીની વિનંતિના ઉત્તરમાં શ્રી શ્રીપાલ મહારાજાએ જણાવ્યું કે—

'હે મંત્રીશ્વર! તમે જે આ કહ્યું તે સાચું છે, પણ 'સામ, દામ, દંડ અને ભેદ'–આ ચારે ઉપાયો દ્વારા કાર્યો કરી શકાય છે, તો જ્યાં સુધી 'સામ' નામનો ઉપાય એટલે કે–મધુર વચનો દ્વારા કાર્ય સિદ્ધ થઇ શકતું હોય, ત્યાં સુધી 'દંડ' શું કામ કરવો જોઈએ? જેમ સાકરથી મટે તેવા પિત્તને માટે 'કોશાતકી' નામની ઔષધિનો ઉપયોગ કરવાની જરૂર નથી પડતી, તેમ આ કામ પણ 'સામ' નામના ઉપાયથી પતી જતું હોય, તો 'દંડ' નામના ઉપાયનો અમલ કરવાની શી જરૂર છે? અર્થાત્–કંઇજ નહિ."

*

પોતાના સ્વામીની નીતિસંપન્નતાથી પ્રસન્ન થયેલ મંત્રી મતિસાગર એકદમ બોલી ઉઠયા કે—

'હે સ્વામિન્! આપની બુદ્ધિ ઉમ્મરથી અધિક છે, આપની ગંભીરતા સાગરથી અધિક છે અને આપની ક્ષમા પૃથ્વીથી અધિક છે: અર્થાત્—આપ સ્વામિનું કથન તદ્દન બ્યાજબી છે. અને એથી 'સામ' નામના ઉપાયની અજમાયશ માટે આપ 'ચતુર્મુખ' નામનો દૂત, કે જે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ છે અને વાગ્મિતા આદિ ગુણોથી યુક્ત છે તથા જગત્‌માં વિખ્યાત છે તેને મોકલી આપો.'

*

## કાકા સાથે યુદ્ધના મેદાનમાં–

આ પ્રકારની પોતાના મંત્રીશ્વરની સલાહથી શ્રી શ્રીપાલ રાજાએ પણ પોતાના તે દૂતને ચંપા નગરી મોકલી આપ્યો. ત્યાં જઇને તે દૂતે પણ અજિતસેન રાજાની સમક્ષ દૂતની ભાષામાં મધુર વાક્યોથી જે જે કહેવા યોગ્ય હતું, તે સઘળું જ કહ્યું: પરંતુ એ કથનથી રાજા અજિતસેન વશ થવાને બદલે કોપાયમાન થયા અને ગુસ્સામાં ને ગુસ્સામાંજ દૂતને રવાના કર્યો. પરિણામે શ્રી શ્રીપાલ મહારાજા અને અજિતસેન રાજા વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. યુદ્ધમાંથી અજિતસેન રાજાની સેના ભાગી, એટલે અજિતસેન પોતે ચઢી આવ્યા! તેમને શ્રી શ્રીપાલ રાજાના સાતસો રાણાઓએ ઘેરી લીધા અને કહ્યું કે—

"पच्चारिओ अ तेहिं नरवर ! अजवि चएसु अभिमाणं ।

सिरिपालरायपाए पणमसु, मा मरसु मुहिआए ॥ १ ॥"

*

'હે નરવર! હજુ પણ અભિમાનને તજી દે અને શ્રી શ્રીપાલ રાજાના ચરણોમાં પ્રણામ કર તથા નિરર્થક મરી ન જા!'

*

રાણાઓના આ કથનનો પણ તિરસ્કાર કરીને જ્યારે રાજા

અજિતસેને યુદ્ધ કરવાનું ચાલુ જ રાખ્યું, ત્યારે તે લોકોએ તેને નીચે પાડી નાખીને જીવતોજ બાંધી લીધો અને બાંધી શ્રી શ્રીપાલ રાજાની પાસે લાવ્યા. રાજાઓ જેવા બાંધીને લાવ્યા, કે તરતજ શ્રી શ્રીપાલ રાજાએ શ્રી અજિતસેન રાજાને બંધનથી મુક્ત કરી નખાવ્યા અને પોતે કહેવા લાગ્યા કે–

"भणिओ अ ताय ! मा किंपि, निअमणे संकिलेसलेसंपि ।
चिंतेसु किंतु पुव्वं व, निअभुवं भुंतसु सुहेणं ॥१॥"

*

'હે તાત ! આપ આપના ચિત્તમાં સંકલેશનો એક લેશ પણ ન ચિંતવો, કિંતુ આપ પૂર્વની માફકજ સુખપૂર્વક આપની ભૂમિને ભોગવો.'

*

ગુણવાન આત્માઓની ઉત્તમતા આવા પ્રસંગોમાંજ ઝળકી ઉઠે છે, અન્યથા પોતાને વિના કારણે ભયંકર દશામાં મૂકનાર આત્માને આવી દશામાં પણ આવી જાતિનું આશ્વાસન આપવાની સદ્‌બુદ્ધિ ભાગ્યેજ ઉત્પન્ન થઈ શકે છે. ખરેખર, જેમ શ્રી જિનેશ્વરદેવનું શાસન લોકોત્તર છે, તેવીજ રીતિએ તે શાસનના આરાધક આત્માઓની કાર્યવાહીઓ પણ પ્રાયઃ એવીજ લોકોત્તર હોય છે અને હોવીજ જોઈએ તથા તે હોવામાં જ તે શાસનના આરાધક આત્માઓની વિશિષ્ટતા છે. પણ આ જાતિની વિશિષ્ટતા આવવી, એ સહજ નથી : એવી દશા પ્રાપ્ત કરવા માટે તો તેવા ગુણો મેળવવાનો અવિરતપણે અભ્યાસ કરવો પડશે.

*

જેવા શ્રી શ્રીપાલ રાજા ગુણવાન છે, તેવાજ રાજા 'અજિત-સેન' ગુણના જ્ઞાતા છે, એમ એમની વિચારણાથી તદ્દન સ્પષ્ટ થાય

છે. શ્રી શ્રીપાલરાજાની વિનય અને પરોપકારથી ભરેલી ઉદારરતાને જોઇને, રાજા અજિતસેન પોતાના ચિત્તમાં વિચારે છે કે—

"तो अजियसेणराया, चित्ते चिंतेइ ही मए किमिअं ।
अविमंसिअं कयं जं, दूअस्स न मन्निअं वयणं ॥ १ ॥

*

कत्थाहं वुड्ढोऽवि हु, परदोहपरायणो महापावो ।
कत्थ इमो बालोऽवि हु, परावयारिक्क धम्मपरो ॥ २ ॥"

*

'ખરેખર, આ કામ મેં ઘણુંજ વગર વિચાર્યું કર્યું છે, કે જે દૂતના વચનને અંગીકાર ન કર્યું. જો દૂતના વચનને અંગીકાર કર્યું હોત, તો મારી આવી દુર્દશા ન થાત.'

અસ્તુ. એ તો બન્યું એ ખરૂં—

'પણ પરનો દ્રોહ કરવામાં પરાયણ એવો હું ક્યાં અને પરોપકાર રૂપ જે એક અદ્વિતીય ધર્મ, તેની આરાધનામાં તત્પર એવો આ બાળક ક્યાં ?'

ખરેખર—

"गुत्तदोहेण कित्ती, नासइ नीई अ रायदोहेण ।
बालदोहेण सुगइ, हहा मए तं तिगंपि कयं ॥३॥"

*

'ગોત્રનો દ્રોહ કરવાથી કીર્તિ નાશ પામે છે, રાજાનો દ્રોહ કરવાથી નીતિ નાશ પામે છે અને બાળકનો દ્રોહ કરવાથી સુગતિ નાશ પામે છે : ખેદની વાત છે કે—મેં તો કીર્તિનાશક ગોત્રદ્રોહ,

નીતિનાશક રાજદ્રોહ અને સુગતિનાશક બાલદ્રોહ,—આ ત્રણે જાતિના દ્રોહ કર્યા છે.'

માટે—

"कत्थत्थि मज्झगणं, नरयं मुत्तूण पावचरिअस्स ।
ता पावघायणत्थं, पव्वज्जं संपवज्जामि ॥ ४ ॥"

*

'આવી જાતિના પાપચરિતવાળા મારા જેવા માટે નરકને છોડીને પણ સ્થાન કયાં છે ? અર્થાત્–મારા જેવા પાપી આત્મા માટે નરક શિવાય બીજું કોઇ પણ સ્થાનજ નથી : તે કારણથી સઘળાં પાપોનો ઘાત કરવા માટે શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલી પ્રવ્રજ્યાને હું ગ્રહણ કરૂં.'

કારણ કે—

**આવાં ઘોર પાપોથી છૂટવા માટે શ્રી જિનેશ્વરદેવની દીક્ષા, એ એક ઉંચામાં ઉંચું અને સારામાં સારૂં સાધન છે. પાપોના બંધનથી છૂટવા માટે, એ એક સીધામાં સીધો અને મહા કઠીન છતાં પણ સરલમાં સરલ અને જેની જોડી ન મળી શકે તેવો ધોરી રાજમાર્ગ છે. ભયંકરમાં પણ ભયંકર પાપી આત્માનો ઉદ્ધાર કરવાની તેનામાં શક્તિ છે અને એ શક્તિનો સાક્ષાત્કાર કરાવનારાં ઢગલાબંધ દૃષ્ટાંતો, શ્રી જિનેશ્વરદેવના શાસનમાંથી સ્થળે સ્થળે મળી આવે છે. એ દૃષ્ટાંતો જોયા પછી, તે તારક દીક્ષાનો વિરોધ કરવાની વૃત્તિ, કોઇ પણ વિવેકી આત્માના હૃદયમાં તો નહિજ ટકી શકે, એ એક નિર્વિવાદ વાત છે.**

*

એ જ વાતને રાસકાર મહામહોપાધ્યાયજી મહારાજાએ પણ નીચે પ્રમાણે આલેખી છે—

"આવા પણ બહુ પાપથી, ઉદ્ધરવા એક હત્થ :
પ્રવ્રજ્યા જિનરાજની, છે ઇક શુદ્ધ સમત્થ !"

*

આ રીતિએ વિચારતા શ્રી અજિતસેન રાજા શુભભાવનાથી ભાવિત મનવાળા થયા. તે શુભ ભાવનાના યોગે તે રાજાની પાપ-રાશિઓ ભેદાઇ અને કર્મોએ વિવર આપ્યું અને તેથી એમને પૂર્વ જન્મનું સ્મરણ થાય છે. આ વખતે દેવતા આવીને મુનિનો વેષ આપે છે. આ રીતિએ જાતિસ્મરણને પામેલા તથા દેવતાએ આપેલા મુનિવેષને પામેલા રાજા શ્રી અજિતસેને ચારિત્રનો સ્વીકાર કર્યો !

*

આવી રીતિએ ઉત્તમ ભાવના ઉપર આરૂઢ થયેલા આત્મા-ઓને વેષ આપવા પણ કોઈ કોઇ વખત દેવો આવે છે. જ્યારે પાપ ખસે અને કર્મનો ક્ષયોપશમ થાય, ત્યારે સૌ આધીન થાય. આથી સ્પષ્ટજ છે કે—ભાવના ફર્યા પછી પાપી પાપી રહી શકતો નથી.

*

## દુ:ખથી દીક્ષા લેવાય છે ?

**'असमर्थो भवेत् साधु'**-એમ પણ કહેવાય એવું અહીં નથી. બીજું આપત્કાળે પણ દીક્ષા લેવાનું મન કેટલાને થાય છે? ભટકી ખાનારા બાવા બનવું આ વાત સહેલી છે, પણ સાધુ થવું એ સ્હેલું નથી : અને તેમાંએ શ્રી જિનેશ્વરદેવની દીક્ષા લેવી, એ તો અતિશય કઠીન છે. એની ઓછામાં ઓછી આટલી કઠીનતા તો ખરીજ કે—સૂર્યાસ્ત પછી અને સૂર્યોદય થયા પછી પણ બે ઘડી ન થાય ત્યાં સુધી કાંઇ પણ ખવાય પણ નહિ અને પીવાય પણ

નહિ : દિવસે પણ ખાવાનું મન થાય ત્યારે આહાર મકાનમાં નજ હોય : એ તો આહાર લેવા જવું પડે અને મળે તો ભલે, નહિ તો તપોવૃદ્ધિ પણ માનવી પડે : પાણી પણ ત્રણ ઉકાળાનું મળે તો લેવાય : જ્યાં જવું હોય ત્યાં પગે ચાલીનેજ જવાય યાને પગેજ વિહાર કરાય : પડીલેહણ તથા આવશ્યકાદિ ક્રિયાઓ કરવીજ પડે ! જ્યાં–ત્યાં બજારમાં કે નાટકચેટક વિગેરે જોવા ન જવાય : માથાના વાળ પણ હાથેજ ખીંચવા પડે : આટલું તો ઓછામાં ઓછું પણ ખરૂં જ ને ? હવે વિચારો કે–દુનિયાનો કંટાળેલો અહીં આવે કયી રીતે ? લક્ષ્મી ન મળતી હોય, ઘર કે બજારમાં કોઈ ભાવ પૂછતું ન હોય, ખાવાપીવાની સામગ્રીમાં ખામી આવે ત્યારે તો દુનિયાથી કંટાળે, પણ એવો અહીં શા હેતુથી આવે ? આથી ખૂલ્લુંજ છે કે–શ્રી જિનેશ્વરદેવની દીક્ષા દુનિયાના કાયરો નથી લઇ શકતા. દીક્ષાના યોગે પાપ ખસે અને આત્મા શુદ્ધ બને, એ ભાવનાવાળો જ પ્રાયઃ આ દીક્ષા લઇ શકે છે. બાકી એવાં અને એથી પણ કેઇ ગુણાં અધિક કેઇનાં અપમાન આ જગત્માં થાય છે, પણ કેટલાએ દીક્ષા લીધી ? આ ભત્રીજો (શ્રીપાલ) તો સારો છે કે–પોતાના કાકાને ઉલટો પોતે નમે છે અને સુખેથી રાજ્ય ભોગવવાનું કહે છે : આ સ્થિતિમાં વૈરાગ્ય શી રીતિએ થાય ? કેટલાય કાકાઓએ ભત્રીજાની ગાળો ખાધી હશે, પણ વૈરાગ્ય કેટલાને આવ્યો ? આપત્કાલમાં પણ શ્રી જિનેશ્વરદેવની દીક્ષાના પરિણામ એમ નથી આવતા. ઉત્તમ દશા આવ્યા વિના ઉત્તમ પરિણામ આવતા પણ નથી. જ્યાં પોતાના કાકા અજિતસેને દીક્ષા લીધી, ત્યાં હવે શ્રી શ્રીપાલરાજાની ભાવના પણ ફરી. એમને થાય છે કે–કાકાએ તો કમાલ કરી : પોતે મેળવેલો વિજય તો ભાગ્યયોગે છે, જ્યારે આ કાકાનો વિજય તો પરાક્રમ યોગે છે ! પોતે તો કેટલોય કાળ ભટકીને આ સાહ્યબી મેળવી છે, જ્યારે કાકાએ તો એક ક્ષણમાં એવી સાહ્યબી મેળવી કે–દેવોને પણ નમવાનું મન થાય !

## દુન્યવી સુખ ઐાદિક ભાવે છે ને દીક્ષા તો પરાક્રમ છે!

લક્ષ્મી પુણ્યે મળે અને સાધુપણું પરાક્રમના યોગે–ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ થાય ત્યારે મળે. નિધાન જમીનમાંથી નીકળે, પણ સાધુતા કાંઈ જમીનમાંથી ન નીકળે : સાધુ તો થાય તો થવાય : પ્રયત્નો કરે અને સંસારની તૃષ્ણાઓ તથા આશાઓ ઉપર અંકુશ મૂકે તો સાધુ થવાય. શ્રી અજિતસેન રાજાએ મેળવેલો વિજય એવો છે કે–સામાન્ય આત્મા તે વિજયને ન મેળવી શકે. રાજઋદ્ધિ લેવા તો બહુ થોડું તજવું પડે છે, જ્યારે સાધુપણું લેવા માટે તો બહુ તજવું પડે છે. બાહ્ય સાધના માટે આંતરૂ શત્રુનો વિજય કરવો, તે દુશ્મનને દૂધ પાવા બરાબર : એટલે કે–સર્પને દૂધ પાઈને ઉછેરવા બરાબર છે. દુનિયાની સાહ્યબી માટે કરેલો આંતરૂ શત્રુનો વિજય, એ વિજય નથી પણ પરિણામે જે દિ તે દિ એ આંતરૂ શત્રુઓ વિફરવાના. આંતર શત્રુઓનો જય બે રીતે થાય. એક તો જડની સંપત્તિનો ત્યાગ કરવા અને એક જડની સંપત્તિ મેળવવા. ક્રોધાદિક કષાયો આત્માની નિર્મળતા માટે પણ દબાવાય છે અને દુનિયાની સંપત્તિની પ્રાપ્તિ માટે પણ દબાવાય છે. મુનિની ક્ષમાથીએ વેપારીની ક્ષમા કોઇ કોઈ વખત ચઢીયાતી દેખાય છે. જેટલો વિનય મુનિ મોક્ષ માટે કરે છે, તેટલો અથવા કદાચ તેથી વધારે પણ વિનય પૈસાટકા માટે વેપારી કરે છે : કારણકે–અનાદિ કાલથી એ શિક્ષણનો અભ્યાસ છે. ભય વખતે ભલે પૂંછડી પેસી જાય, પણ ટુકડો મળે એટલે એ હાલેજ. એવી નમ્રતાના શિક્ષણનો અભ્યાસ તો અનાદિકાલથી છે. શેઠ બનવા માટે નોકર શેઠનો વિનય ત્યાં સુધીજ કરે, કે જ્યાંસુધી પોતે શેઠ થાય! એ સાચો વિનય નથી : કેમ કે–એ શેઠ થાય એટલે પેલા શેઠે કરેલી હેરાનગતિ કહી સંભળાવ્યા વિના રહેજ નહિ. આંતરૂ શત્રુને દુનિયાની સાહ્યબી માટે દબાવાય, તે ઉલટા પ્રસંગે વધારે તેજ થાય :

અમૂકના ક્ષમાદિક ગુણુ શા માટે છે, એ વિચારવું એય સમ્યગ્ દૃષ્ટિનું કામ! એની પરીક્ષા ત્યાંજ છે. એ શા માટે?—એનો જે ઉત્તર મળે, એના ઉપર બધો આધાર: એ જાણ્યા પછી જ એ ગુણુની પ્રશંસા થાય કે નહિ, એની સેવા કરાય કે નહિ, એને શરણે જવાય કે નહિ, તે નક્કી થાય: ક્ષમા વિગેરે ક્યાં ગુણુ અને ક્યાં દુર્ગુણુ, એ નક્કી કરો. શ્રી અજિતસેન રાજાએ સાચો વિનય જોયો, વિચારણાથી વૈરાગ્ય જન્મ્યો અને સંયમ લીધું.

*

## દીક્ષિત બનેલ કાકાની શ્રી શ્રીપાલે કરેલી ભાવમય સ્તુતિ.

આ રીતિએ પોતાના કાકાશ્રીને સંયમધર બનતા જોઇને, શ્રી શ્રીપાલ નામના નરેશ્વર પોતાના પરિવારની સાથે એકદમ નમસ્કાર કરે છે અને ભક્તિપૂર્વક સ્તવના કરે છે. સ્તવન કરતાં શ્રી શ્રીપાલ મહારાજા બોલે છે કે—

"जेणेस कोहजोहो, हणिओ हेलाइ खंतिखग्गेणं।
[illegible]धारेणं, तस्स महामुणिवइ ! नमो ते ॥१॥

*

माणगिरिगरुअमय–सिहर अट्ठयं मद्दविक्कवज्जेणं।
जेण हणिऊण भग्गं, तस्स महामुणिवइ ! नमो ते ॥२॥

*

मायामयविसवल्ली, जेणऽज्जवसारसरलकीलेणं।
उक्खणिआ मूलाओ, तस्स महामुणिवइ ! नमो ते ॥३॥

*

जेणिच्छामुच्छावेल—संकुलो लोहसागरो गरुओ ।
तरिओ मुत्तितरीए, तस्स महामुणिवइ ! नमो ते ॥४॥

*

जेण कंदप्पसप्पो, विवेअसंवेअजणिअजंतेण ।
गयदप्पुच्चिअ विहओ, तस्स महामुणिवइ ! नमो ते ॥५॥

*

जेण निअमणपडाओ, कोसुंभपयंगमंगसमरागो ।
तिव्विहोऽवि हु निध्धूओ, तस्स महामुणिवइ ! नमो ते ॥६॥

*

दोसो दुट्ठगयंदो, वसीकओ जेण लीलामित्तेणं ।
उवसमसिणिनिउणेणं, तस्स महामुणिवइ ! नमो ते ॥७॥

*

मोहो महल्लमल्लोऽवि, पीडिओ ताडिऊण जेणेसो ।
वेरग्गमुग्गरेणं, तस्स महामुणिवइ ! नमो ते ॥ ८ ॥

*

एए अंतररिउणो, दुज्जेआ सयलसुरनरिंदेहिं ।
जेण जीआ लीलाए, तस्स महामुणिवइ ! नमो ते ॥९॥

*

पुव्वंपि तुमं पुज्जो, आसि ममं जेण तायमायासि ।
संपइ पुणो मुणीसर, जाओ पुज्जो तिलुक्कस्स ॥१०॥"

*

'હે મહા મુનિપતે ! જે આપે સમતા રૂપી તીક્ષ્ણ ધારાવાળા ક્ષમારૂપ ખડ્ગદ્વારા ક્રોધરૂપી યોદ્ધાને લીલાપૂર્વક હણી નાખ્યો, તેવા આપને મારો નમસ્કાર હો !'

*

'હે મહા મુનિપતે ! માનરૂપ પર્વતની ઉપર રહેલાં જાતિ, કુલ આદિ આઠ મદોરૂપ જે આઠ શિખરો, તેને જે આપે મૃદુતારૂપ અદ્વિતીય વજ્રદ્વારા હણીને ભાગી નાખ્યાં, તેવા આપને મારો નમસ્કાર હો !'

*

'હે મહા મુનિપતે ! જે આપે માયારૂપ વિષની વેલડીને સારભૂત સરલતા રૂપ જે સરલ શંકુ, તેના દ્વારા મૂળથી ઉખેડી નાખી, તેવા આપને મારો નમસ્કાર હો !'

*

'હે મહા મુનિપતે ! જે આપે નિર્લોભિતારૂપ નાવા દ્વારા ઇચ્છા અને મૂર્ચ્છારૂપ વેલાઓથી વ્યાપ્ત એવા લોભરૂપ સાગરને તરી લીધો, તેવા આપને મારો નમસ્કાર હો !'

*

'હે મહામુનિપતે ! જે આપે કંદર્પ એટલે કામદેવ, તે રૂપ સર્પને વિવેક અને સંવેગથી ઉત્પન્ન કરેલા યંત્રદ્વારા દર્પ એટલે અહંકાર રહિત કરી નાંખ્યો છે, તેવા આપને મારો નમસ્કાર હો !'

*

'હે મહા મુનિપતે ! જે આપે પોતાના મનરૂપ વસ્ત્ર ઉપરથી 'કુસંભના રંગ જેવો કામરાગ, પતંગના રંગ જેવો સ્નેહરાગ અને મંજના રાગ જેવો દૃષ્ટિરાગ'–આ ત્રણે પ્રકારના રાગને દૂર કરી નાખ્યા છે, તેવા આપને મારો નમસ્કાર હો !'

*

'હે મહા મુનિપતે! ઉપશમરૂપી અંકુશનો ઉપયોગ કરવામાં નિપુણ એવા જે આપે, દ્વેષરૂપ દુષ્ટ ગજેંદ્રને લીલા માત્રમાં વશ કરી લીધો, તેવા આપને મારો નમસ્કાર હો!'

*

'હે મહા મુનિપતે! જે આપે વૈરાગ્યરૂપ મુદ્દગરે કરીને મોટામાં મોટો જે મોહરૂપ મલ્લ, તેને પણ તાડના કરીને પીડિત કરી નાંખ્યો, તેવા આપને મારો નમસ્કાર હો!'

*

'હે મહા મુનિપતે! સકલ સુરવરેંદ્રોથી પણ દુર્જય એવા ક્રોધાદિક આંતરૂશત્રુઓને જે આપે લીલાપૂર્વક જીતી લીધા છે, તેવા આપને મારો નમસ્કાર હો!'

—આથી—

'હે પૂજ્ય! આપ તો મારે માટે પ્રથમ પણ પૂજ્ય હતા, કારણ કે–આપ મારા પિતાજીના ભાઇ છો: અને હવે તો મુનીશ્વર બનેલા આપ ત્રણે લોકના પૂજ્ય થયા છો!'

*

આ પ્રકારે ગુણના જ્ઞાતા શ્રી શ્રીપાલ રાજાએ, પોતાથી પરાભવ પામેલા છતાં ઉચ્ચ સ્થાને આરૂઢ થયા, કે તરત જ અને અનેક પાપોથી નિંદિત જીવનવાળા છતાંય પવિત્ર જીવનને સ્વીકાર્યું કે તરત જ, સદ્દભાવપૂર્ણ હૃદયે અને વિનય તથા બહુમાનથી નીતરતી વાણીદ્વારા 'શ્રી અજિતસેન' નામના મુનિપતિના ગુણોની પ્રશંસા કરી અને તે તારક મુનિપતિના ચરણમાં નમી પડયા.

*

આ રીતિએ સ્તવના અને નમસ્કાર કરીને શ્રી શ્રીપાલ રાજાએ, તે શ્રી અજિતસેન રાજાની રાજ્યગાદી ઉપર તેમના જ પુત્રને સ્થાપન કર્યો અને તે પછી પોતે જેમ ઈંદ્ર અમરપુરીમાં પેસે તે રીતિએ, જેમાં

અનેક પ્રકારની શોભા કરવામાં આવી છે તેવી ચંપા નગરીમાં શ્રી શ્રીપાલ મહારાજાએ સુમુહૂર્ત્તમાં મહોત્વસપૂર્વક પ્રવેશ કર્યો. ત્યાં હર્ષિત મનવાળા સઘળા રાજાઓએ એકત્રિત થઇને, શ્રી શ્રીપાલ રાજાને પોતાના પિતાના પટ્ટ ઉપર ફરીથી અભિષેક કર્યો અને શ્રીમતી મદનાસુંદરીને મૂખ્ય પટ્ટરાણીના પદે સ્થાપન કરી તથા બાકીની આઠ સ્ત્રીઓને લઘુ પટ્ટ-રાણીપણાના પદે સ્થાપન કરી અને તેજ વખતે શ્રી શ્રીપાલ મહારાજાએ એક મતિસાગર અને બીજા ધવલશેઠના ત્રણ મિત્રા, એમ ચારને પોતાના મંત્રીપદે સ્થાપ્યા તથા ધવલશેઠના પુત્ર વિમલને બોલાવીને સોનાના પટ્ટનું પ્રદાન કરવા પૂર્વક શ્રેષ્ઠિપદે સ્થાપન કર્યો, તેમ જ શ્રી જિનેશ્વરદેવનાં મંદીરોમાં વિધિ મૂજબ અટ્ઠાઇ મહોત્સવો કરાવીને, પરમભક્તિ પૂર્વક શ્રી સિદ્ધચક્રની પૂજાને કરાવી અને સ્થાને સ્થાને ઉંચાં શિખરથી શોભતાં શ્રી જિનેશ્વરદેવનાં મંદીરો કરાવ્યાં અને સર્વ જીવોને અભય આપનારી ઉદ્ઘોષણા કરાવી તથા દીન આત્માઓને દાન પણ દેવરાવ્યું : આ રીતિએ શ્રી શ્રીપાલ મહારાજાએ અનેકાનેક પુણ્ય કાર્યોને કરાવ્યાં.

*

હવે શ્રી સિદ્ધચક્રની શુદ્ધ આરાધના યોગે શ્રી શ્રીપાલ મહારાજા આ લોકમાં પણ પોતાની પ્રિયતમાઓ સાથે ન્યાયમાર્ગે રાજ્યનું પાલન કરતા ચંપાપુરીમાં છતાં ઈંદ્રની માફક અનેક પ્રકારની લીલાઓનો ઉપભોગ કરે છે.

° ° °

## નવપદની આરાધના કોને મોક્ષ આપે ?

આ બધો વૃત્તાંત, ' શ્રી રાજગૃહી ' નામની નગરીના ઉદ્યાનમાં શ્રી શ્રેણિક મહારાજાના પૂછવાથી, ચરમ તીર્થંપતિ શ્રી મહાવીર પર-માત્માના પ્રથમ ગણધરદેવ શ્રી ગૌતમસ્વામિજી મહારાજા ફરમાવે

છે. આ બધા ઉપરથી વિચારો કે—નવપદની આરાધના માટે યોગ્ય કોણ ? 'જેમને શ્રી જિનેશ્વરદેવના વચન ઉપર આસ્થા નથી, તેઓ એક પણ પદની આરાધના માટે યોગ્ય નથી.'—એ સહેજે આ બધી વાત ઉપરથી સમજી શકાય તેમ છે. ભગવાનના એક સિદ્ધાન્તના પાલન ખાતર શ્રીમતી મયણાસુંદરીએ સમગ્ર લોકના વિરોધને સહી, પિતાના પણ પ્રેમને ગુમાવી અને રાજસાહ્યબીને પણ તજી, કોઢીઆને પોતાની જીંદગી સમર્પી : આ બધા ભોગે પણ પ્રભુસિદ્ધાંતના પાલનનો એનો દૃઢ નિશ્ચય હતો અને તોજ તેણીને ગુરૂવચન ઉપર પ્રેમ થયો અને તેણી નવપદની આરાધના કરી શકી. આજે આટલી આટલી આરાધનાના દેખાવ છતાં શૌર્ય કેમ નહિ ? આરાધના તો સાધન છે, માટે તે શુદ્ધ જોઈયે. માટીના ભાજનને ગમે તેટલી આંબલી કે કોલસો ઘસે તો ચળકે નહિ, પણ ઉલટું કાણું થાય, એટલે પાણી પીવા જોગું પણ ન રહે : જ્યારે ધાતુનું વાસણ ચળકે. માટેજ કહેવું પડે છે કે—વસ્તુમાં યોગ્યતા હોવી જોઇયે. આજના કેટલાકો તો એમ પણ કહે છે કે—' નવપદની આરાધના બધાને સઘળો લાભ કેમ ન આપે ? '—પરન્તુ કહેનારાઓએ પણ સમજવું જોઇએ છીએ કે—સો વિદ્યાર્થી ભણનાર હોય તેમાં પહેલો નંબર એક જ રહે, પણ કાંઇ બધા જ ન રહે : અને બધા ન રહે એમાં ખામી કાંઇ શિક્ષણની નથી, પણ વિદ્યાર્થીઓની છે અને બધાય પહેલે નંબરે રહી પણ શી રીતે શકે ? જેની યોગ્યતા હોય તે જ પહેલો આવે ! હવે બાકીના નવાણું એને શિક્ષકનો પક્ષપાત કહે, તો એ ન જ ચાલે. શ્રી નવપદની શુદ્ધ ભક્તિપૂર્વકની આરાધના, જરૂર આરાધકને મુક્તિ આપે છે : પણ તે યોગ્ય આરાધકને મુક્તિ આપે કે વેઠ કરનારને ? મુક્તિ જવાની યોગ્યતા કોની, એ ખાસ વિચારણીય છે. આરીસામાં આંખો મીંચીને જોનારને પોતાનું મુખ કયી રીતે દેખાય ? આરીસો રૂપ દેખતાને બતાવે કે આંધળાને ? આજનાઓ તો કહે છે કે—' મૂહી આંખો રાખનારને તો આરીસો મ્હોં બતાવે એમાં નવાઈ શી ? આંધળાને

જણાવે તો ખરો.'–આવા આવા પણ બુદ્ધિવાળા આજે દેખાય છે ! નવપદની આરાધના એકફેલ બોલનારને મુક્તિ આપે ! માત્ર નવ દિવસ લૂખ્ખું ખાવા માત્રથી મુક્તિ મળી જાય એમ ? જો એમ મુક્તિ મળતી હોય, તો તો હિન્દુસ્તાનમાં લુખ્ખું ખાનારા આજે ઘણા છે : કુતરાંઓ પ્રાયઃ રોજ લુખ્ખું ખાય છે અને બીજાં ઢોર તો ઘાસ ખાય છે, તો એ બધાની મુક્તિ વ્હેલી થવી જોઇયે ! 'આજે કયો દિવસ છે '–એ પણ જેને ભાન ન હોય, પોતે આદમી છે કે ઢોર એની પણ જેને ખબર ન હોય, એવાને મુક્તિ શી રીતે મળે ? મુક્તિમાં તો તે આત્માને સ્થાન છે, કે જેના આત્માના એક પણ પ્રદેશ ઉપર એક પણ કર્મનો અણુ ન હોય ! આથી સ્પષ્ટ છે કે– આજે નવપદની આરાધના કરતાં છતાં પણ, જો કોઈ ઇચ્છિત ન પામે તો એમાં એ પવિત્ર વસ્તુનો દોષ નથી જ, પણ તેની કમનશીબીના યોગે થએલી દુરારાધનાનો જ છે !

## નવપદના આરાધકો પણ શાથી ભૂલે છે ?

( સભા૦ આજે નવપદની આરાધના માટે આયંબીલ કરનારા પણ, આજના ઉચ્છૃંખલોની માફક દીક્ષાને અયોગ્ય કહેવાની ધૃષ્ટતા સેવી રહયા છે અને કંઇ પણ જાણ્યા વિના ગુણ–દોષની પરીક્ષા કરવાની શેખાઇભરી વાતો કરે છે, આ શું ? )

મહાનુભાવ ! આમાં કશું જ આશ્ચર્ય પામવા જેવું નથી, કારણ કે–આજે પાપી સાહિત્યનો પ્રચાર એટલા જોશથી ચાલી રહ્યો છે કે– સામાન્ય આત્માઓ એના ઝપાટામાં આવી ગયા વિના રહેજ નહિ, કારણ કે–બિચારા સામાન્ય આત્માઓમાં તે જાતિની વિવેકબુદ્ધિ વિગેરે નજ હોઈ શકે. આજે પાપી સાહિત્યને પ્રચારવાનોજ ધંધો લઇ બેઠેલાઓએ, એકે એક પાપને આચરવાની પ્રતિજ્ઞા કરી દેખાય છે. અને એથીજ તેઓ નિર્ભીકપણે–' આગમપ્રણીત મર્યાદામાં

રહેનારા સુસાધુઓ' અને 'તે તારકોની નિશ્રાએ ચાલી પ્રભુશાસ્ત્રથી વિહિત કરાયેલાં સર્વોત્તમ અનુષ્ઠાનોને આચરી રહેલા સુશ્રાવકોને' 'અંધશ્રદ્ધાળુ' તરીકે ઓળખાવી, પોતાની દુષ્ટ નેમને પાર પાડવા માટે ઉત્સુક થયા છે! તેઓ એમ સમજે છે કે—આ રીતિના અસત્યનો પ્રચાર કર્યા વિના, આપણી ફાવટ કોઈ પણ રીતિએ થઈ શકે તેમ નથી. એટલે પોતાની તો યોગ્યતા કે અયોગ્યતાનો વિચાર કર્યા વિનાજ, સ્વતંત્રતાના નામે પોતે અંધ બની રહ્યા છે અને અન્ય ભદ્રિક આત્માઓને અંધ બનાવી રહ્યા છે. આથી સામાન્ય આત્મા જેમ તેમ બોલતા કે કરતા થાય, એમાં કશુંજ આશ્ચર્ય નથી. 'શ્રી અજિતસેન' રાજાએ જે સમયે અને જે દશામાં સંયમનો સ્વીકાર કર્યો, તે સમય અને તે દશાને જોઇને, શ્રી શ્રીપાલ મહારાજાની જગ્યાએ જો આજના પેલા યથેચ્છ બોલનારામાંનો કોઈ હોત તો કહેત કે— ' લીધી દીક્ષા ! શું કરે ન લે તો ! કેટલા ગુન્હા છે ? ' અજિતસેન પહેલાં કમ ગુન્હેગાર નથી ! ગુન્હેગાર પણ દીક્ષા માટે લાયક છે, એમાં હવે શંકા છે ? જો એમ ન હોય તો તો પછી દરિદ્રી ધનવાન થાય જ નહિઃ વિષ્ટા ચુંથનારથી ઝવેરાત પરખાયજ નહિ. વધુમાં શ્રીપાલ પોતે તો નિર્દોષ છે, પહેલેથી એની એક પછી એક કરણી સારીજ છે અને કાકા અજિતસેનમાં તો દોષો ભર્યા છે, છતાં એમણે પણ દીક્ષા લીધી અને રાજા શ્રીપાલ પોતે એમને નમ્યા. જો પૂર્વની અયોગ્યતા જોવાય, તો તો બધાયે નિગોદમાંથી આવ્યા છે. એ રીતે તો કોઇ જૈનશાસનમાં આવવા લાયક પણ રહી શકેજ નહિ, કેમકે- પહેલાં બધા મિથ્યાદ્રષ્ટિ છે. કુદેવ, કુગુરૂ અને કુધર્મને પહેલાં માનેલ એને સમ્યકૃત્વ તો અપાય શી રીતે ? બીડીની બાધા ન પીનારનેજ આપવી એમ ? દિવસમાં બસો બીડી પીનારને નજ અપાય એમને ? દીક્ષા લેનારને અમૂક સ્થાને જોગો હતો એમ ન કહેવાય ! કેવળજ્ઞાન થવા પહેલાં એકજ કલાક પહેલાં શ્રીમતી મરૂદેવા માતા કેટલાં મોહમય બની ગયેલાં હતાં ? મોહ જીતે ત્યારે કેવળજ્ઞાન થાય. પણ મોહ હોય

તો મોહ જીતવાનો એ તો ખરું ને ? જેમ અજ્ઞાન એ જ્ઞાની થવાને લાયક છે, તેમ અયોગ્ય વર્તન કરનાર શુદ્ધ વર્તનશાળી થવાને પણ પણ લાયક છે જ. બધા શુદ્ધ વર્તનવાળા હોત, તો તો આની કિંમત પણ શી હતી ? જેટલા ગુણવાન થયા એમનામાં પહેલાં તો દોષો જ હતા. માનો કે–એક આત્માએ દુનિયાનાં બધાં પાપો કર્યાં : પણ પરિણામ પલટાયા અને એણે સંયમ લીધું, તો તેમાં હરકત પણ શી ? સંયમ લીધા પછી અમૂક વર્ષ પાલન કર્યું અને પછી પડયો તો તે પાલન કરેલા કાલમાં પણ તે આત્મા યોગ્ય જ છે : પડે ત્યારથી પતિત કહેવાય છે, પણ લીધેલું અને પાળેલું સંયમ ફરીને જરૂર પ્રાપ્ત થનાર છે. શરૂઆતથી સમ્યક્ત્વ પામ્યા પછી ટકેજ, એ નિયમ નથી. મુક્તિ ન થાય ત્યાં સુધી સમ્યક્ત્વ કેઇ વાર આવે અને કેઇ વાર જાય : એજ રીતે સાધુપણું તથા શ્રાવકપણું પણ સ્ખલિત નજ થાય, એ નિયમ નથી. જેમ વહેપારમાં ખોટ અને લાભ ચાલ્યા જ કરે, એમ કરતાં એક દિવસ ભાગ્ય હોય તો કોટ્યાધિપતિ થવાનો મોકો મળી જાય, એજ રીતે અહીં પણ સમજવું. જોષી કહે કે– ' મરતાંય નજ જાય એવી આ લક્ષ્મી છે '–ત્યારેજ પ્રયત્ન કરવો એવો નિયમ કરવો છે ?

( સભા૦ ભોગવ્યું એ તો બાપનું ! )

એજ ન્યાય અહીં પણ સમજવાનો. પેલામાં તો જેમ જેમ વધારે આસક્તિ અને વધારે ભોગવટો, તેમ તેમ વધારે કર્મબન્ધન છે, જ્યારે આમાં તો જેમ જેમ અને જેટલી જેટલી આરાધના તેટલી કર્મમુક્તિ છે. માટે પડી જવાની બીતિથી વસ્તુને નહિ લેવા દેનારા તથા પડી જનારની ખામીથી વસ્તુને અયોગ્ય કહેનારા જાતે જ અયોગ્ય છે. સો વરસનું કાટ ખાધેલું વાસણ કારીગર પાસે આવે તો ઝળકતું થાય અને ખાડામાં પડી રહે તો વધુ કટાય.

## વિજ્ઞાનવાદ કે જડવાદ ?

(પ્રશ્ન૦ જેમ સાધુ માટે યોગ્યયોગ્યતાનો પ્રશ્ન, તેમ લેખક-વક્તા માટે નહિ ?)

એથીએ આગળ વધો—જન્મ પણ યોગ્યતા પૂછીને લેવાની વાત કરે ને ! એમના હિસાબે તો યોગ્યતા બધે માપવી પડશે. જોષી પણ ખોટા પડે છે. વરઘોડા મોટા કઢાય, મુહૂર્ત તથા લગ્ન સારૂં હોય, છતાં ચૉરીમાં મહોંકાણ નથી મંડાતી ? માટે જેનાથી છૂટવા સાધુપણું છે, તેનાથી છૂટવાની શક્તિને ખીલવો, ખીલવવા મહેનત કરો. 'પડાય તો હરકત શી ?'—એમ ન માનતા : પણ ' કોઈ પડેજ નહિ'—એ પણ ન બને. પડે ત્યાં સુધી માર્ગ બંધ એ બને ? દુનિયામાં કોઈ નીસરણી એવી નથી, કે જેના ઉપરથી કોઇ પણ પડયા ન હોય. છતે કઠેડે, છતે દોરડે, છતી સાંકળે, પગ લપસી જવાથી કે ઉંચું—નીચુ જોવાથી કેઇ પડી જાય છે. લાકડાની નીસરણીથી પણ જો ચઢતાં ગબડી જવાય છે, તો આત્માના અદૃશ્ય ઉત્તમ ગુણોરૂપી નીસરણી ચઢતાં પડી જવાય, એમાં નવાઈ પણ શી છે ? અનંતકાળે મહામુશીબતે સદ્‌ગુરૂનો સંયોગ સાંપડે ત્યારે ધર્મ પમાય, સંયમ સધાય, ત્યાં પૂર્વ જીવન ન જોવાય. આજની દુનિયાની ચર્ચા જડવાદની છે, વિજ્ઞાનવાદની નથી. જો વિજ્ઞાનવાદની હોય તો એને પારકા આત્મા માટે દુષ્ટ બુદ્ધિ ન થાય. જ્ઞાની કે વિજ્ઞાની કોઈ પણ આત્માને દુ:ખી ન ઇચ્છે, તો દુ:ખી કરે તો શાનો જ ! પણ તે આજના-ઓનો કાયદો જ જૂદો છે. આજના વિજ્ઞાનવાદી એટલે જડવાદીનો તો કાયદો કે—જ્ઞાન મેળવવા માટે કોઇને દુ:ખ દેવામાં પણ હરકત શી ? ઉંધા ચશ્માથી જોવાનું જ્યાં હોય, ત્યાં થાય પણ શું ? દુનિયાના પદાર્થોની પ્રાપ્તિ માટે ઉદ્યમની એવી બાંગ પોકારે કે—તેની પુષ્ટિ માટે સદાવ્રતમાં પણ પાપ કહીને ઉભા રહે અને અહીં સંયમ-ની વાતમાં ભાગ્યને ભળાવે ! આનું જ નામ જડવાદ. નાશવંતી ચીજ

માટે ઉદ્યમનું જ સમર્થન, એ જ જડવાદ. અબજોપતિ કે દુનિયાની શહેનશાહતવાળા, શું અબજો અને એ શહેનશાહત સાથે લઇને ગયા કે મૂકીને? નેપોલીઅન બોનાપાર્ટ માટે તો કહે છે કે—એ ઉત્સાહી હતો, સાહસિક હતો અને એની ડીક્ષનેરીમાં 'અશકય' શબ્દ નહોતો: પણ એ કયાં પ્રાણમુક્ત થયો? કેદમાં! એ શકય કે અશકય? જ્યાં જીંદગીની ખરાબી, ત્યાં ઉદ્યમની બાંગો પોકારવી અને આત્માના વિકાસ માટે કોઇ જાય ત્યાં પથરા ફેંકવા, એ જડવાદ શિવાય બીજું શું સૂચવે છે? આથી જ કહેવું જોઇએ કે—આજની ચર્ચાનાં મૂળ જડવાદ છે. એથી એવાઓ તત્ત્વ ન પામે: કારણ કે—એવાઓ તો તત્ત્વની વાતને જ હમ્બગ કહે છે! પાણીમાં એ જીવ માને? ન માને. વનસ્પતિમાં તો એમને બોઝ મળ્યા માટે માનવા લાગ્યા છે. અનંત જીવો જ્ઞાની જ્યાં કહે, ત્યાં પૂછે કે—ખાત્રી શી? આજે સાહિત્ય પણ જૂદી દૃષ્ટિએ વંચાય છે. હાથમાં પુસ્તક લે તે એમાં શું લખ્યું છે તે પહેલું જૂએ જ નહિ, પણ એ કયી સદીનું અને કયી ભાષામાં લખાયેલું છે એ જૂએ. એ જૂએ તે પણ પોતાની કઢંગી રીતિએ, એટલે ત્યાં પણ ગોથાં જ ખાય. જેમ લાકડાનો કીડો લાકડાને કોરી ખાય, તેમ આ સાહિત્યના કીડાઓ સાહિત્યને કોરી ખાનારા છે. શ્રી આચારાંગ તથા શ્રી સૂયગડાંગ, એ બે ગ્રંથ હાથમાં લે અને પછી તે ભાષા પન્નરમી અને સત્તરમી સદીની છે એવી કલ્પના કરે: પછી કહી દે કે—'આ શ્રી ગૌતમ મહારાજનું કહેલું નહિ.' હવે એ ભાષાને તે સદીની સિદ્ધ કરવા માટે મથે: તે એક વાકય અહીંથી લે ને એક વાકય બીજેથી લે, અને એ રીતિએ એ ભાષાને તેવી સદીની મનાવવા મથે. 'આ સદીમાં માત્રા આવી થતી હતી અને અમૂકની કૃતિમાં ઈ ઇં લખાયું છે અને અહીં પણ એમ જ છે, માટે આ ભાષા એ જ સદીની છે: એ ગ્રંથને શ્રી ગણધરદેવનો ન મનાય: એ તો શાસ્ત્રકારે ગપ્પાં માર્યાં છે.' બસ, આવી રીતે આજના લેભાગુ ભણેલાઓ વાતો કરે છે. પછી એ આચાર્યને

અણુસમજુ, મૂર્ખા વિગેરેના ઇલ્કાબ આપ્યાજ કરે. 'આવી ગાથા ઇતરમાં પણ આવે છે'—એમ કહીને મુકાબલાઓ કર્યા કરે, પણ એવાઓને ખબર નથી કે—આજ પણ છપ્પન ભાષા જાણનાર હયાતિ ધરાવે છે. પન્નરમી સદીની ભાષા એકવાર વાંચી જાય, તો તે ભાષામાં ભાષણ કરવાની તાકાત ધરાવનાર આજ પણ પડ્યા છે. આજે પણ અનેક ભાષામાં લેખ લખનારા એકજ આદમી છે ને? તો પછી અનંત જ્ઞાની ગમે તે ભાષામાં, ગમે ત્યાં, ગમે તે વસ્તુ સમજાવે એમાં વાંધો શો? અપભ્રંશ ભાષામાં પાંચ ભાષા આવે છે: સંસ્કૃત, માગધી, પ્રાકૃત, શૌરસેની અને પૈશાચી. શ્રી ઉપાધ્યાયજી મહારાજા મારવાડ વિચરતા, ત્યારે ત્યાંના લોકોના લાભ માટે એવી ભાષાનો પણ પ્રયોગ વાપરતા. માટે તે સદીની એજ ભાષા કહેવાય? આજ પણ સાધુ ગૂજરાતમાં ગૂજરાતી બોલે, બંગાળામાં હિંદી બોલે અને મારવાડમાં વળી અઠે—કઠેના મીશ્રણવાળી ભાષા બોલે, માટે એ પરથી ગૂજરાતી, હિંદી તથા અઠેકઠેવાળી ભાષાને વીસમી સદીની ભાષા ગણાય? નહિજ, આજે સાહિત્ય વાંચનારા એનું ખૂન કરે છે: ખૂનની દૃષ્ટિએજ વાંચે છે. કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા મહા વૈયાકરણીય પણ હતા. એટલે તેઓ ગમે તે પ્રયોગ ગમે ત્યાં કરે. એમનો પ્રયોગ કોઈ ઠેકાણે ન બેસે, તો પણ કોઈ વ્યાકરણ જાણનાર શંકા નહિજ કરે, પણ એને સિદ્ધ કરવાનીજ મહેનત કરશે. જો ઋષિપ્રયોગને ખોટો કહે, તો વ્યાકરણ માત્ર ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય! દરેક સંપ્રદાયની એ માન્યતા કે—એક મોટા વૈયાકરણનું નામ લે, પછી એમાં શંકા ન કરે: તેજ રીતિએ મહાકવિઓનાં કાવ્યોના પણ દોષ ન જોવાય, કારણ કે—તેઓ સમર્થ કવિઓ હતા. આજનાઓને એક શ્લોક બનાવતાં માથાં ખંજવાળવાં પડે છે, જ્યારે તે સમર્થો તો સરસ્વતી જેમ બોલ્યે જતા. જો કોઈ એ કવિઓના દોષ કાઢે, તો સુજ્ઞો એ દોષ કાઢનારને

બેવકૂફ કહે. બજારનો અનુભવી બજારની રૂખ જાણે. બધાના વેપારથી એનો વેપાર જૂદો હોય. પેલા બધાને નજરે આવક દેખાતી હોય એટલે એ બધા અનુભવીને હસે, પણ પરિણામે પેલા બધા રૂએ અને લાભ આને થાય: હવે એ બધા આને પૂછે કે–'તમને કોણે કહ્યું?' તો એનો જવાબ શો? અનુભવે કહ્યું. આવા અનુભવહીનોની સામે એક પણ વાતની ચર્ચા કરવી, તે આત્મશક્તિની બહાર છે. આજે જેને અને તેને આત્મિક બલ કહેવાય છે: સાચી રીતિએ તો રત્નત્રયીની પ્રાપ્તિના બલને આત્મિક બલ કહેવાય છે: અથવા એની પ્રાપ્તિ માટેના બલને તેવું બલ કહેવાય છે: પણ તે શિવાયના બલને પૌદ્ગલિક બલ કહેવાય છે. જ્યાં પૌદ્ગલિક બળ છે, ત્યાં આત્મા પુદ્ગલનો ગુલામ છે! હવે એને આત્મિક બળ કહેવાય પણ શી રીતે? રત્નત્રયીમાં આત્મા માલીક છે અને પુદ્ગલ ગુલામ છે. લુંટારા એવા જબરા કે–ધોળે દિવસે ધાડ પાડે. ન તો પોલીસ કે ન તેનો સુપ્રીન્ટેન્ડંટ એને પકડી શકે: જેને ઘેરથી થેલી લેવી હોય, તેને અમૂક ટાઇમે પોતાના આવવાની ખબર તથા થેલી હાજર રાખવાની નોટીસ આપે. પેલાને થેલી હાજર રાખવીજ પડે, કહેલા ટાઇમે પેલો આવેજ, પહેરા વચ્ચે થઇને આવેજ, થેલી આપવીજ પડે અને લઇને ચાલ્યો પણ જાય. એવાને પકડવાની જાહેરખબરો નીકળી હતી. વારૂ, બાબર દેવા લૂંટારાની વાત જાણો છો ને? આને આત્મબળીયો કહેવાય? બળ તો હતું, પણ કયી વસ્તુની સાધના માટે હતું એ કહો. જેવી સાધના તેવું તે બળ કહેવાય. મોટી શહેનશાહત ખડી કરવામાં વપરાતા બળને આત્મિક બળ કહેવાય? લાખ્ખોની સેનામાં ઘુમનારો પણ સાહ્યબીનો તો ગુલામ છે

## ગાંડાઓની ગાંડી દલીલો!

(સભા૦ પણ એ લોકોને દલીલ માનવી છે ક્યાં?)

બહુ ગાંડાઓ વચ્ચે ડાહ્યાએ તાકાત ન હોય તો મૌનજ રહેવું:

કારણકે-એવાઓ તો તર્કમાં આડા ઉડયાજ કરે. સુગરીએ વાંદરાને માળો બાંધવાની શીખામણ આપી હતી, ત્યારે વાંદરાએ એને 'ભયંકર શબ્દો' કહીને એનોજ માળો ભાગી નાખ્યો હતો. આ લોકો પણ આવુંજ કરે. દલીલે દેવાળું કાઢે ( દેવાળું હોયજ ) ત્યારે ગાળો દે. એવા વિતંડાવાદી સાથે સંવાદમાં ફાયદા પણ શા ? જરા પણ પણ નહિં. આંખમાં મોટો દુર્ગુણ કે-એ પારકા ડાઘજ જૂએ, પણ પોતામાંનું તરણું પણ ન જૂએ. જેમ વસ્તુ પાસે રાખો તેમ આંખ આંધળી. કાગળને આંખના પોપચાની કીનારીએ રાખીને વાંચો તો વંચાય ? આજના એ લોકો પણ એવા છે. પારકામાં ન હોય તો કલ્પીને અને નાના હોય તો મોટા દોષો જૂએ છે અને બીચારા પોતાના દોષોને તે જોઇ શકતાજ નથી. બીજાને વગર જાણ્યે કે વગર સમજ્યે પણ દંભી, સ્વાર્થી અને અનીતિખોર કહે, પણ તે પોતે એ ન વિચારે કે-પોતે કેવો ? એ ઓળખી શકતો નથી. એવા લોકોએ સાહિત્યની કદરૂપી દશા કરી છે. એમના હાથમાં કોઈ વૈરાગ્યનું પુસ્તક આપો તો પડેલું વાંચે નહિ, પણ સદીનો નિર્ણય કરવા બેસે અને એ પણ પોતાના ખ્યાલે કરે. જ્ઞાની કહે છે કે-અયોગ્યના હાથમાં આ પુસ્તક ન દેવાય. ચિત્રકળા નહિ જાણનારના હાથમાં રંગનાં કુંડાં અપાય, તો જેવી રીતિએ અજ્ઞાનતાથી એ હાથ અને કપડાં બન્નેય બગાડે, તેવીજ રીતે અયોગ્યના હાથમાં આગમ ન દેવાય. કહે છે કે-' આજના વિદ્વાનોને આગમ કેમ ન આપવાં ?' હું કહું છું કે-ફાયદો શો, એ બતાવો ! એમાંથી જે લઈ શકે એવાનેજ એની છૂટ છે. આજના ગણાતા વિદ્વાનોએ વગર યોગ્યતાએ છૂટ લીધી, માટે તો ઉન્માર્ગે ઉતરી ગયા. ચર્ચા પણ જડવાદના માર્ગે જ ઉભી થઇ છે. સાધુને પણ આગમ તરત નથી દેવાતાં. અમૂક મહિના તપ-જપ કરે, વિધિ-વિધાન કરે, ત્યારે અમૂક સમયે અમૂક ગ્રંથ વાંચવાની છૂટ મળે છે. અસ્તુ. શ્રી અજિતસેને દીક્ષા લીધી, ત્યારે એ પૂર્વે કેવા હતા ?-

એ પ્રશ્ન કે ચર્ચા શ્રી શ્રીપાલ તથા તેની માતાએ ન કર્યા, કારણ કે– એવા હતા ત્યારે હતા : સંયમી બન્યા પછી એ ન જોવાય!

સભા૦ સાહેબ! પણ એ લોકો તો પ્રશ્ન પણ ગાંડા કરે છે.)

ગાંડા પ્રશ્ન કર્યા વિના એમનાથી જીવાય તેમ નથી. એ તો કહે છે કે–' સાધુ બ્રહ્મચર્યની વાત કરતાં અબ્રહ્મચર્યને ખોટું કહે છે, તો સાધુ પોતે થયા ક્યાંથી? માબાપના અબ્રહ્મસેવન વિના સાધુ પેદા થાત શી રીતે?' કેવો પ્રશ્ન અને કેવી દલીલ! આ દલીલ એવી કે– એમાં એક એક ગાંડો જરૂર ફસાય.

× × ×

એ લોકો તો ત્યાં સુધી કહે છે કે–' અબ્રહ્મચર્ય ખોટું હોય તો શ્રી તીર્થંકર પેદા થાત?' કેવી દલીલ? અનંતા શ્રી તીર્થંકર અબ્રહ્મચર્યના પ્રતાપે થયા માટે એ પ્રશંસનીય? આવા ગાંડાને કેમ પહોંચાય? આ રીતે અબ્રહ્મચર્યની પ્રશંસા કરનારને સમ્યક્ત્વ આવે? કહે છે કે–' બ્રહ્મચર્ય તો સારું, પણ અબ્રહ્મને ખોટું કેમ કહેવાય?'–આવું બોલનાર જડવાદી છે : એમને આત્મવાદની ભાવના બીલકુલ થવાની શી રીતે? કહે છે કે–' શ્રી જિનેશ્વરદેવે બધું ભોગવ્યા પછી સમોસરણમાં બેસીને છોડવાની વાત કરી હતી : તો અમે પણ બધું ભોગવીને છોડીશું!' પણ વિચારતા નથી કે–એ જ્ઞાની તો સમર્થ હતા, ભોગ ભોગવતાં પણ નિર્લેપ રહેતા હતા, અને તમે તો એમાં લપટાયા કે–નીકળવાના જ નથી! એમને ભોગસંપત્તિમાંય ચિંતા નહોતી, જ્યારે તમારી ભોગસંપત્તિમાં શાંતિ નથી, એટલો તો ભોગસંપત્તિમાં ભેદ છે. એમને ભોગ ભોગવવામાં આસક્તિ નહોતી અને તમને આસક્તિનો પાર નથી. તો પછી એમની સાથે મુકાબલો ક્યાં કરો છો? બળવાન રાજાઓ તો કીલ્લો પણ લંઘી જતા અને તમે બારી પણ લંઘી શકતા નથી, તો પછી જ્યાં ત્યાં મુકાબલા શાના કરો છો? એક વેષધારીએ તો ભગવાન્ શ્રી મહાવીરદેવના જીવનમાં ચાર

આશ્રમ ઘટાવ્યાં છે. ત્યાં કોઇએ કહ્યું પણ કે–જૈન દર્શનમાં આશ્રમ વ્યવસ્થા નથી, તોયે બોલનારે આ રીતે સિદ્ધ કર્યા કે–'પહેલાં બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, બે વર્ષ નંદીવર્દ્ધન માટે રહ્યા તે વાનપ્રસ્થાશ્રમ અને પછી સંન્યસ્ત.'

*

આ રીતે ચાર આશ્રમ ઘટાવી એ બોલનાર કહે છે કે–'ભગવાનના શિષ્યોએ ચાર આશ્રમ સ્વીકારવાંજ જોઇયે : એમનાથી પરણ્યા વિના સંયમ લેવાયજ નહિ : પરણીને સંયમ લેવો એજ રાજમાર્ગ અને પરણ્યા વગર સંયમ લેવો, એ છીંડીમાર્ગ : કેમકે–બધા તીર્થંકરોએ એ રીતે દીક્ષા લીધી છે. નેમીનાથ તથા મલ્લીનાથ અપવાદ રૂપ છે.'–પણ આમ કહેનારે એ બાવીસે તીર્થંકરો ભોગાવલિ હોવાની વાતો કરી ગયા, તે એ લોકો ભૂલી જાય છે.

( સભા૦ ભૂલતા નથી, પણ પોતાને પણ ભોગાવળી છે એમ કહે છે. )

એની કાંઇ ખાત્રી છે ? એ લોકો પુસ્તકોમાંથી પોતાની વાતને પુષ્ટિ કરનારૂં શોધે છે. દોષદૃષ્ટિએ જ્યાં જૂએ ત્યાં બીજું કાઢે પણ શું ? અને એથીજ વાસ્તવિક સત્ય તે પામરોના હાથમાં આવતું નથી. માટે એવાઓથી જેમ બને તેમ અલગ રહેવું એમાંજ આત્મશ્રેયઃ છે. બાકી જેને લઢવુંજ હોય તો ઉપાયજ નથી. પેલો સામે જૂએ તો કહે કે–'ડોળા કેમ કાઢે છે ?' અને નીચું જૂએ તો કહે કે–'ભાળતો કેમ નથી ?' કારણ કે–દોષજ જોવો હોય ત્યાં વાર શી ? જેને નિંદાનીજ ટેવ છે, તેને દરેક રીતે એ સુલભ છે. જમવા જાય અને દુધપાક ગળ્યો હોય, તો કહે કે–'ન ખવાય માટે ખાંડ વધારે નાખી.' અને મોળો હોય તો કહે કે–'મળે તો નાખેને !' એજ રીતે શેરેશેર ઘીના મોદક બનાવે તો કહી દે કે–'ન ખવરાવવાની

દાનતે આવા બનાવ્યા.' અને જરા ઓછું ઘી નાખે તો કહે કે-'મળે તો નાખેને !' આ રીતે મૂર્ખાનાં કાર્યો, કાયદાઓ અને વચનો બધુંજ વિલક્ષણ હોય છે. અસ્તુ.

*

અમૂક સમય પછી વિશુદ્ધ ચારિત્ર્યને ધરનારા અને અવધિ-જ્ઞાનના સ્વામી એવા 'શ્રી અજિતસેન' નામના મુનિપતિ પણ વિહાર કરતા કરતા ચંપાનગરીમાં પધાર્યા અને તેથી આનંદ પામીને શ્રી શ્રીપાલ મહારાજા પણ, પોતાની માતા અને પ્રિયાઓ સાથે વંદન માટે આવ્યા અને આવીને ત્રણ પ્રદક્ષિણા પૂર્વક મુનિનાથને નમીને, વિનયમાં તત્પર થઇને, પરિવાર સાથે તે મુનિપતિની સન્મુખ બેઠા, એ મુનિપતિએ ભવ્યજીવોને ઉદ્દેશીને ધર્મદેશના કરવા માંડી.

× × × ×

## કયા મુનિ [illegible]દ્ધ દેશના દઇ શકે ?

આ સ્થલે તમે બરાબર યાદ રાખો કે-મુનિ માત્ર સંસારમાંથી પેદા થાય છે : અઢારે પાપસ્થાનક અથવા અમૂક પાપસ્થાનકો સેવી-નેજ આવેલા હોય છે : પોતે જેને ખોટું માનીને આવેલ હોય છે એનાથી જગત્‌ને બચાવવાનીજ ભાવનાવાળા તેઓ હોય છે : અને માટેજ તેઓ સંસારને અસાર તથા સંયમ અને મુક્તિનેજ સારભૂત બનાવનારી દેશના દઇ શકે છે. પણ પોતે અમૂક ભોગો ભોગવ્યા માટે આ બીચારા ભલે ભોગવે, એવી ભાવના આવે-તો તેવી દેશના નીકળી શકેજ નહિ. શું જે પોતે મોટી ઉંમરે નીકળ્યો હોય, તેથી બીજા આવનારને નાની વયમાં દીક્ષા ન આપે ? આપેજ. પોતાને કોઇ પૂછે કે-' તમે કેમ મોડા નીકળ્યા હતા ?'-તો કહી દે કે, જ્ઞાન થતું ન હતું. પોતે ભોગવેલી પાપમય દશા જગત્‌ના જીવો ન ભોગવે, એજ ભાવના મુનિની હોય અને માટે જ એ તેવી દેશના

દઈ શકે : માટે જ એ પાટે બેસીને સીધું બોલી શકે. જો એથી વિપરીત ભાવના હોય તો તો નખ્ખોદ જ વાળે. અજિતસેને પોતે ત્રણ પાપો—ગોત્રદ્રોહ, રાજદ્રોહ, બાળદ્રોહ—સેવ્યાં હતાં, માટે લોકો પણ એવું સેવીને આવે તો શી હરકત, એવી ભાવના એ મુનિને હોય ? નજ હોય. જો એવી ભાવના હોત, તો હવે જે દેશના દીધી છે તે ન નીકળત. મુનિને શાસ્ત્રે નિઃસ્પૃહી કહ્યા છે. એ પોતે પરિગ્રહધારી તો ન જ હોય, પણ એમને દુનિયાની પણ પરવા ન હોય. જેમાંથી જન્મે, જેનાથી જીવે, તેને અસાર કહેવાની એ શકિત ધરાવે. જેની નિશ્રાએ જીવે, એને પણ ઢંઢોળવાની તાકાત એ ધરાવે. જેનાં અન્ન-પાણી પર પોતે નભે છે, એને પણ–'પાપમાં પડયા છો'–એમ ખૂલ્લું કહેવાની શક્તિ મુનિ ધરાવે. જ્યાં ચીજ લેવા જાય ત્યાં ધર્મલાભજ આપે : કોઈ વધારે ઘી વહોરાવે માટે એને વધારે ઘી મળવાનો આશીર્વાદ મુનિ ન આપે. વહોરાવનાર આત્મા ધર્મલાભનો અર્થ પૂછે, તો મૂખ્યતયા ધર્મધ્વજ જ બતાવે. જે આટલી તાકાત ધરાવે તે જ મુનિ શ્રી જિનેશ્વરદેવના ધર્મની દેશના દઈ શકે. 'અમે તો સાધુ, આમના આધારે નીભનારા'—આ ભાવના આવી તો શુદ્ધ દેશના રૂકીજ જાય. ઇંદ્રોના રચેલા સમવસરણમાં બેસીને ભગવાન લક્ષ્મીને અસાર તથા ચંચલ કહે છે. રૂપાના, સોનાના, તથા રત્નના એમ ત્રણ ત્રણ ગઢ-વાળાં સમોસરણ ઇંદ્રો તથા દેવો રચે છે, એમાં જ બેસીને ભગવાન્ લક્ષ્મીને અસાર, ચંચલ, નશ્વર કહે છે, તથા દેવત્વને અસ્થિર કહે છે ! જેના ઘરમાં બેસે છે તેનું જ આ રીતે ઉન્મૂલન કરે છે, છતાં દેવો ભક્તિ કરે છે : કેમકે—એ તો પોતાને જગાડયા એમ માને છે : દેવો તો માને છે કે–' વિષયકષાયમાં અમે લીન હતા તેમાંથી પ્રભુએ જગાડયા. ' ઇંદ્રો કહે છે કે–' હે ભગવન્ ! અહીં જે આનંદ આવે છે, તે દેવલોકમાં પણ નથી આવતો.'– ભગવાન્ અસારતા કહેતી વખતે દેવત્વને બાકી નથી રાખતા. શ્રી તીર્થંકરદેવોના ઘણા ખરા અતિશયોની પૂર્તિ તો દેવો કરે છે : ધર્મ ફેલાવવામાં

દેવોની સહાય છે : ( કોઇ એમ ન માને કે–સહાયથી જ બધું થાય છે–દેવો તો ભક્તિવશાત્ નમ્ર થઇ થઈને આવે છે. ) અષ્ટ પ્રાતિહાર્ય દેવો કરે છે : છત્ર, ચામર, સિંહાસન, સુવર્ણકમલ વિગેરે દેવો રચે છે અને એના વડે ભક્તિ કરે છે : કાંટાને અધોમુખ કરવા એ પણ દેવોનું કામ છે : આ બધું છતાં ભગવાને દેવત્વને જરા પણ ન વખાણ્યું ! ત્યાં પણ અસારતા અને અસ્થિરતા કહી. દેવો તો ભગવાનને એવા જોઇનેજ ભક્તિથી આવ્યા છે. ભગવાન્ માતાના ગર્ભમાં આવે છે, ત્યારથીજ ઇંદ્રો હાથ જોડે છે અને માને છે કે– હવે દુનિયામાં એક ઉત્તમ આત્મા આવ્યો. શ્રી જિનેશ્વરદેવની દેશના મુનિપણામાં સફલ ત્યારે થાય, કે જો પૂર્વની અવસ્થા તે રૂપે ઓળખાવવાની તાકાત હોય ! આર્યદેશમાં જન્મ લઇ, મુનિપણું પામેલા એજ સમજાવે કે–આર્યદેશ, જાતિ અને કુલમાં જન્મ મુનિપણા માટેજ છે. મુનિને પણ આગમ, એનામાં તપ વિગેરેથી યોગ્યતા આવ્યા પછી જ સોંપાય છે. બીમાર દર્દીને સદ્‌વૈદ્ય એકદમ શક્તિની માત્રા ન આપે, હસ્ત આપે, પછી તાવ કાઢે અને તે પછી ધીમે ધીમે શક્તિની માત્રા આપે: એજ રીતે અહીં પણ ( મુનિ થનાર માટે પણ ) અનાદિકાલના રોગ કાઢવાના છે, માટે વેષ બદલવો પડે અને સંસારનું બધુંજ ભૂલવું પડે : મુનિ થાય એને ગામ, નગર, દેશ, કશું નહિ : એકજ વાત કે–દેવ, ગુરૂ તથા શાસનને સમર્પાય ! એ યોગ્યતા હોય તો સંયમ પ્રદાન થાય. ગામ તથા માબાપના નામના શબ્દોમાં પણ મોહ કરવાની શક્તિ છે. પોતાના ગામના નામથી અથવા ત્યાંના સંબંધી આવવાથી અસર જૂદી થાય છે. મુનિથી પૂર્વે અનુભવેલી દુનિયાદારીની એક પણ વાત યાદ ન કરાય: પૂર્વ સ્મરણનો ત્યાગ, એ મુનિ માટે વિધિ. પૂર્વની જાતની, કુલની ઓળખાણ કે સ્મરણથી પાપની પ્રાપ્તિની શરૂઆત થાય. આથીજ જૈનશાસને જે પ્રતિબંધ કરેલ છે, તે હેતુસર છે. આ બધું વિચાર-

વાની જેઓમાં તાકાત નથી, તેઓજ શાસ્ત્રને કલંકિત કરવાના નીચ પ્રયત્નો કરે છે.

*

'કેવળ ઉપકારબુદ્ધિથી, 'શ્રી અજિતસેન' નામના મુનિપતિ દેશનામાં શું કહે છે, તે આપણે હવે પછી જોઇશું : પણ અત્યાર સુધીના પ્રસંગો સાંભળ્યા પછી તમે સમજી શકશો કે–' શ્રી શ્રીપાળના રાસમાં માત્ર કોઢ જવાનીજ તથા રાજ્ય મળ્યાની અને પરણ્યાનીજ વાત છે અને વૈરાગ્ય નથી'–એમ જે કહેવામાં આવે છે, તે ભદ્રિકોને ફસાવવાની એક ભયંકર જાળ જ છે: કારણ—એ સત્યથી તદ્દનજ વેગળું છે.

અગીઆરમું વ્યાખ્યાન સમાપ્ત.

# વ્યાખ્યાન ૧૨ મું.

ચૈત્ર-કૃષ્ણા ચતુર્દશી : વીર સં.-૨૪૫૬.
તારીખ-૧૮ : ઍપ્રીલ : ૧૯૩૦ : શુક્રવાર.

## :: પ્રસંગ—૧૭ મો ::

## અવધિજ્ઞાની ' શ્રી અજિતસેન ' મુનિવરની ધર્મદેશના.

°°°

આપણે જોઇ ગયા કે–' ગોત્રદ્રોહ, રાજદ્રોહ અને બાલદ્રોહ' –આવા આવા ભયંકર દ્રોહને કરનાર રાજા **અજિતસેન** પણ, કર્મની લઘુતાથી અનેક શુદ્ધ વિચારણાના યોગે –સન્નિપાત થઈ જાય તેવી દશામાં પણ, – ગુણજ્ઞતાના યોગે વૈરાગ્ય પામીને મુનિવર બન્યા અને પરાજિત અવસ્થામાં પણ પોતાના કાકાને મુનિવર થયેલા નિરખીને, મહારાજા **શ્રી શ્રીપાલ** પણ તે તારક મુનિવરનાં પવિત્ર ચરણોમાં નમી પડ્યા અને તે મુનિવરની ભક્તિભર હૃદયે સ્તવના કરી.'–' આ પછી સુવિશુદ્ધ ચારિત્રના યોગે અવધિજ્ઞાનને પામેલા તે મુનિવર જે નગરીમાં **શ્રી શ્રીપાલ** મહારાજા રાજ્ય કરે છે, તેજ નગરીમાં પધાર્યા અને તે મુનિવર પધારવાના સમાચારથી શ્રી **શ્રીપાલ મહારાજા** પણ પ્રમોદથી પુલકિત થઇને, પોતાની માતા અને પત્નીઓની સાથે, તે મુનિવરને વંદના કરવા આવી પહોંચ્યા. વંદન માટે આવેલા **શ્રી શ્રીપાલ** મહારાજા ત્રણ પ્રદક્ષિણા દેવા પૂર્વક તે મુનિવરને નમીને, પોતાના પરિવારની સાથે વિનય કરવામાં તત્પર થઇને સામે બેઠા.'–'આ પછી કરૂણા કરવામાંજ એક તત્પર અને રાગ તથા રોષથી રહિત એવા તે મહર્ષિએ, ધર્મના સ્વરૂપને સ્પષ્ટ કરતી દેશના કરવાનો આરંભ કર્યો.'

*

હવે આપણે જોઈએ–' કરૂણાના સાગર એવા મહર્ષિ દેશનામાં શું ફરમાવે છે ? ' દેશના દ્વારા કરૂણાની એક મૂર્તિ સમા તે અવધિજ્ઞાની શ્રી અજિતસેન નામના મુનિપતિએ ફરમાવવા માંડ્યું કે–

મનુષ્યભવાદિની દુર્લભતા—

" भो भो भव्या ! भवोहंमि, दुल्लहो माणुसो भवो ।
चुल्लगाईहिं नाएहिं, आगमंमि विआहिओ ॥ १ ॥

*

लद्धंमि माणुसे जम्मे, दुल्लहं खित्तमारिअं ।
जं दीसंति इहाणेगे, मिच्छा भिल्ला पुलिंदया ॥ २ ॥

*

आरिएसु अ खित्तेसु, दुल्लहं कुलमुत्तमं ।
जं वाहसुणियाईणं, कुले जायाण को गुणो ॥ ३ ॥

*

कुले लद्धेवि दुल्लभं, रूवमारुग्गमाउअं ।
विगला वाहिआऽकाल–मया दीसंति जं जणा ॥ ४ ॥

*

तेसु सव्वेसु लद्धेसु, दुल्लहो गुरुसंगमो ।
जं सया सव्वखित्तेसु, पाविज्जंति न साहुणो ॥ ५ ॥

*

महंतेणं च पुन्नेणं, जाए वि गुरुसंगमे ।
आलस्साईहिं रुद्धाणं, दुल्लहं गुरुदंसणं ॥ ६ ॥

*

कहं कहं पि जीवाणं, जाएऽवि गुरुदंसणे ।
वुगाहियाण धुत्तेहिं दुल्लहं पज्जुवासणं ॥ ७ ॥

*

गुरुवासेऽवि पत्ताणं, दुल्लहा आगमस्सुई ।
जे निद्दा विगहाओ अ, दुज्जयासो सयाइ वि ॥ ८ ॥

*

संपत्ताए सुईए वि, तत्तबुद्धी सुदुल्लहा ।
जं सिंगारकहाईसु, सावहाणमणो जणो ॥ ९ ॥

*

उवइट्ठेऽवि तत्तंमि, तत्तबुद्धि सुदुल्लहा ।
जं तत्तरुइणो जीवा, दीसंति विरला जए ॥ १० ॥

*

जायाए तत्तसद्धाए, तत्तबोहो सुदुल्लहो ।
जं आसन्नसिवा केई, तत्तं बुज्झंति जंतुणो ॥ ११ ॥"

*

'હે ભવ્ય જીવો ! શ્રી જિનેશ્વરદેવના આગમમાં મનુષ્ય ભવના વિષયમાં વર્ણવવામાં આવ્યું છે કે–ભવોની પરંપરાવાળા આ સંસારમાં મનુષ્ય સંબંધી ભવ 'ચુલ્લક' આદિ દશ દષ્ટાંતોથી દુર્લભ છે : અર્થાત્– દશે દષ્ટાંતમાં દર્શાવેલી દશે દુર્લભ બાબતો બની શકે તેવી નથી, છતાં પણ કદાચ દશે બાબતો દેવસહાયથી કદાચ બની જાય, પણ આ મનુષ્યભવની પ્રાપ્તિ સુલભ નથી.'

આ કારણે કદાચિત્—

'મનુષ્ય ભવની પ્રાપ્તિ થઇ જવા છતાં પણ, આર્ય ક્ષેત્રની પ્રાપ્તિ દુર્લભ છે : કારણ કે—આ ભરત ક્ષેત્રમાં આવેલાં અનાર્ય ક્ષેત્રોમાં ઘણાજ મ્લેચ્છો, ભિલ્લો અને પુલિન્દો દેખાય છે, અર્થાત્—આર્ય ક્ષેત્રો કરતાં અનાર્ય ક્ષેત્રો અધિક છે. એટલે આર્ય ક્ષેત્રની પ્રાપ્તિ પણ કોઈ કોઇ પુણ્યશાલી આત્માઓનેજ થાય છે.'

— અને —

'આર્ય ક્ષેત્રોમાં ઉત્તમ કુલ દુર્લભ છે, કારણ કે—શિકારી અને કસાઇ આદિનાં કુલોમાં ઉત્પન્ન થયેલા આત્માઓને કયો ગુણ ઉત્પન્ન થઇ શકે તેમ છે ? આ પ્રશ્નનો ભાવ એ છે કે — આર્ય ક્ષેત્રોમાં પણ અધમ કુલોની અધિકતા છે, માટે ઉત્તમ કુલની પ્રાપ્તિ ભાગ્યવાન્ આત્માઓને થાય છે, અને બીજી વાત એ પણ છે કે—આર્યક્ષેત્રમાં ઉત્પન્ન થવા છતાં પણ જો હિંસક આદિ અધમ કુલોની પ્રાપ્તિથી આત્માને કોઇજ તેવા પ્રકારના ઉત્તમ ગુણની પ્રાપ્તિ પ્રાયઃ થઇ શકતી નથી.'

—ઉત્તમ કુલની પ્રાપ્તિ થવા છતાં પણ—

'પાંચે ઇંદ્રિયોની પરિપૂર્ણતા, નિરોગીપણું અને દીર્ઘ આયુષ્ય' —આ ત્રણ વસ્તુઓની પ્રાપ્તિ અતિશય દુર્લભ છે, કારણ કે—ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા આત્માઓમાં પણ એવા ઘણા આત્માઓ દૃષ્ટિગોચર થાય છે કે—જે આત્માઓ દૂષિત ઇંદ્રિયોવાળા એટલે આંધળા, કાણા, બાડા, બ્હેરા, બોબડા, મુંગા, બુચા, લુલા, લંગડા વિગેરે વિગેરે હોઇ તથાપ્રકારના રોગોથી રીબાતા હોય છે અને અકાલે મરણ પામતા હોય છે. માટે ઉત્તમ કુલની પ્રાપ્તિ થવા છતાં—'પાંચે ઇંદ્રિયોની પરિપૂર્ણતા રૂપ જે રૂપ, રોગરહિત જે આરોગ્ય અને દીર્ઘ આયુષ્ય' —તે અતિશય દુર્લભ છે અને તેના વિના મનુષ્યપણાની પ્રાપ્તિથી જે ગુણો મેળવવા યોગ્ય છે, તે ગુણોની પ્રાપ્તિ કરી શકાતી નથી.'

—કોઇ શુભોદયે—

'તે સઘળી વસ્તુઓ એટલે કે—' દશ દષ્ટાંતોથી દુર્લભ ગણાતો મનુષ્ય ભવ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુલ, પાંચે ઇંદ્રિયોની પરિપૂર્ણતા સ્વરૂપ રૂપ, રોગરહિતપણું અને દીર્ઘ આયુષ્ય '—આ બધીય શ્રેષ્ઠ વસ્તુઓની પ્રાપ્તિ થવા છતાં પણ સદ્ગુરૂનો સમાગમ દુર્લભ છે, કારણ કે—સદાને માટે સર્વ ક્ષેત્રોમાં સાધુઓ નહિ મળવાનું કારણ એ છે કે—પ્રથમ તો જગત્માં ત્યાગની વૃત્તિવાળા આત્માઓનીજ સંખ્યા અલ્પ હોય છે અને તેમાંથી પણ કુટુંબાદિનો ત્યાગ કરીને નીકળી જનારા આત્માઓની સંખ્યા ઘણી નાની નીકળી શકે છે અને તેવી સંખ્યામાં પણ શ્રી સર્વજ્ઞદેવોએ પ્રરૂપેલી સાધુતાને પામનારા આત્માઓ અતિશય અલ્પ સંખ્યામાં હોય છે. આથી નિશ્ચિતજ છે કે—સર્વ ક્ષેત્રોમાં સદા સાધુઓની પ્રાપ્તિ નજ થઇ શકે.'

— કદાચ મહાન્ પુણ્યોદયે —

'શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ 'પ્રાણુતિપાત વિરમણ' આદિ પાંચે મહાવ્રતોને ધરનારા, તે પાંચે મહાવ્રતોનું પાલન કરવા માટે ધીર, નિર્દોષ ભિક્ષા માત્રથીજ આજીવિકાને ચલાવનારા, સામાયિકમાં એટલે સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની આરાધનામાંજ રક્ત રહેનારા અને અવસરે એક શ્રી જિનેશ્વરદેવના સર્વશ્રેષ્ઠ અહિંસાદિ ધર્મનોજ ઉપદેશ આપનારા, એવા સદ્ગુરૂનો સંગમ થવા છતાં પણ, આલસ્ય આદિ તેર કાઠીયાઓથી રૂદ્ધ થયેલા પ્રાણીઓને તે સદ્ગુરૂનું દર્શન દુર્લભ છે.'

—કદાચ કોઇ પણ પ્રકારે—

'જીવોને તેવા સ્વરૂપના સદ્ગુરૂનું દર્શન થઇ જાય, તે છતાં પણ વિશ્વમાં કેવલ પાપનાજ પ્રચાર માટે વિચરી રહેલા ધૂર્તોથી વ્યુદ્ગ્રાહીત થયેલા આત્માઓ માટે તરણતારણ સદ્ગુરૂની સેવા દુર્લભ છે.'

—અને—

'સદ્‌ગુરૂના સહવાસમાં આવેલા આત્માઓને જ્ઞેય, હેય અને ઉપાદેયનો યથાર્થ વિવેક કરાવનાર શ્રી જિનેશ્વરદેવના આગમનું શ્રવણ દુર્લભ છે, કારણ કે–નિદ્રા અને 'રાજકથા, દેશકથા, સ્ત્રીકથા, ભોજન-કથા, દર્શનભેદિની કથા અને ચારિત્રભેદિની કથા'–આદિ વિકથાઓ સદાને માટે દુર્જય છે: અર્થાત્–સંસારરસિક આત્માઓ 'નિદ્રામાં' 'આરામ' અને 'રાજકથા' આદિ પાપકથાઓમાં 'આનંદ' માનતા હોવાથી, તેવા આત્માઓને જ્ઞેય, હેય અને ઉપાદેયનો સુંદરમાં સુંદર અને સરસમાં સરસ વિવેક કરાવનાર શ્રી જિનેશ્વરદેવના આગમનું શ્રવણ કરવું એ દુર્લભ છે.'

—તથા—

'જ્ઞેય, હેય અને ઉપાદેયનો યથાર્થ વિવેક કરાવનાર શ્રી જિનેશ્વર-દેવના આગમનું શ્રવણ થવા છતાં પણ, સાંસારિક આત્માઓને તત્ત્વ-બુદ્ધિ દુર્લભ છે, કારણ કે–લોક 'શ્રૃંગારકથા' આદિ કથાઓમાં સાવ-ધાન મનવાળો હોય છે. ખરખર, લોકના મોટા ભાગને 'શ્રૃંગારકથા' અને 'હાસ્યકથા' તથા 'અર્થકથા' અને 'કામકથા' આદિ કથાઓ સાંભળવાનો શોખ હોય છે અને એ શોખના પ્રતાપે તેઓ તે કથા-ઓના શ્રવણમાં જ સજ્જ રહે છે. એટલે સદ્‌ગુરૂઓ તેવા આત્મા-ઓને કારાવાસ સમા સંસારથી નિર્વેદ પમાડી, આત્માને સંવેગ, વૈરાગ્ય અને સમતારસના સાગરમાં ઝીલાવનાર શ્રી જિનેશ્વરદેવના આગમનું શ્રવણ કરાવે, તે છતાં પણ તે આત્માઓને તત્ત્વબુદ્ધિની પ્રાપ્તિ થવી એ દુર્લભ છે.'

—તેથી જ—

'સદ્‌ગુરૂઓએ ઉપદેશેલા શુદ્ધ તત્ત્વમાં પણ શ્રદ્ધા થવી દુર્લભ છે, કારણકે–જગત્‌માં શ્રી જિનેશ્વરદેવોએ કહેલાં તત્ત્વોમાં રૂચિવાળા

આત્માઓ વિરલા દેખાય છે. જગત્‌માં શ્રી જિનેશ્વરદેવોએ કહેલાં તત્ત્વોમાં રૂચિવાળા આત્માઓ વિરલા હોવાનું પણ એજ કારણ છે કે–શ્રૃંગાર આદિની કથાઓમાં રસિક લોકોને સદ્‌ગુરૂઓએ ઉપદેશેલાં તત્ત્વ ઉપર શ્રદ્ધા થતી નથી.'

—અને—

'કદાચ 'મોહનીય' કર્મના ઉપશમ આદિના યોગે 'તેજ એક સાચું અને શંકા વિનાનું છે કે જે શ્રી જિનેશ્વરદેવોએ કહ્યું છે'–આવી જાતિની તત્ત્વશ્રદ્ધા થવા છતાં પણ, તત્ત્વોનો બોધ થવો એ દુર્લભ છે : કારણ–જે આત્માઓની મુક્તિ થોડાજ કાળમાં થવાની છે, તેજ આત્માઓ તત્ત્વોના બોધને પામે છે, પણ અન્ય આત્માઓ પામતા નથી. ખરેખર, તત્ત્વોનો બોધ જે આત્માઓ આસન્નસિદ્ધ હોય છે તેઓને થાય છે, પણ અન્ય આત્માઓને થતો નથી.'

*

## ધર્મના પ્રકાર અને તેનું સ્વરૂપ.

'મનુષ્યભવ' આદિની દુર્લભતાનું વર્ણન કર્યા બાદ, ત્રણ જ્ઞાનના સ્વામી 'શ્રી અજિતસેન' નામના મુનિપતિ 'તત્ત્વ શું છે?' –તે બતાવતાં તત્ત્વસ્વરૂપ ધર્મના પ્રકારો કેટલા છે તે કહીને, તે સઘળાએ પ્રકારોના સ્વરૂપનું વર્ણન કરતાં ફરમાવે છે કેઃ—

"तत्तं दसविहो धम्मो, खंती—मद्दव—अज्जव ।
मुत्ती—तवो—दया—सच्चं, सोयं—बंभमकिंचणं ॥१२॥

*

खंती नाममकोहत्तं, मद्दवं माणवज्जणं ।
अज्जवं सरलो भावो, मुत्ती निग्गंथया दुहा ॥१३॥

*

तवो इच्छानिरोहो अ, दया जीवाणपालणं।
सच्चं वक्कमसावज्जं, सोयं निम्मलचित्तया ॥१४॥

*

बंभमट्ठार भेअस्स, मेहुणस्स विवज्जणं।
अकिंचणं न मे कज्जं, केणावित्थित्तिऽणीहया ॥१५॥"

*

'મનુષ્યભવ' આદિની દુર્લભતા દર્શાવતાં, મુનિપતિએ છેલ્લી દુર્લભતા તત્ત્વબોધની દર્શાવી, તો એથી સાહજિક રીતિએ એ પ્રશ્ન ઉદ્ભવે કે–'તત્ત્વ' એ શું વસ્તુ છે?'–તો આ પ્રશ્નનો પોતાની મેળે જ ઉત્તર આપતાં મુનિપતિ—

—ફરમાવે છે કે—

'૧. ક્ષમા, ૨. માર્દવ, ૩. આર્જવ, ૪. મુક્તિ, ૫. તપ, ૬. દયા, ૭. સત્ય, ૮. શૌચ, ૯. બ્રહ્મ અને ૧૦. આકિંચન્ય.'—આ દશ પ્રકારનો ધર્મ, એ આ વિશ્વમાં તત્ત્વરૂપ પદાર્થ છે.'

—હવે—

એ તત્ત્વસ્વરૂપ દશે પ્રકારના ધર્મનું સ્વરૂપ વર્ણવતાં મુનિપતિ ફરમાવે છે કે:—

'૧. 'ક્ષમા' એટલે 'ક્રોધનો અભાવ,' ૨. 'માર્દવ' એટલે 'માનનું વર્જન,' ૩. 'આર્જવ' એટલે 'સરલ ભાવ,' ૪. 'મુક્તિ' એટલે 'બેય પ્રકારની નિર્ગ્રંથતા–નિર્લોભતા,' ૫. 'તપ' એટલે 'ઇચ્છાનો નિરોધ,' ૬. 'દયા' એટલે 'જીવોનું પાલન,' ૭. 'સત્ય' એટલે 'પાપરહિત વાક્ય,' ૮. 'શૌચ' એટલે 'નિર્મલચિત્તતા,' ૯. 'બ્રહ્મ' એટલે 'અઢારે પ્રકારના મૈથુનનું વિવર્જન,' અને ૧૦. 'આકિંચન્ય' એટલે 'કોઇપણ વસ્તુથી મારે કાર્ય નથી એવા પ્રકારની નિઃસ્પૃહતા.'

*

## દશ પ્રકારના ધર્મને કલ્પવૃક્ષાદિની ઉપમા.

તત્ત્વરૂપ ધર્મના દશે પ્રકારોનું ટુંકાણમાં સ્વરૂપ વર્ણવ્યા પછી, મુનિપતિ 'કલ્પવૃક્ષ' આદિની ઉપમાઓથી એ દશ પ્રકારના ધર્મનું મહાત્મ્ય વર્ણવતાં ફરમાવે છે કેઃ—

"एसो दसविहोदेसो, धम्मो कप्पवदुमोवमो ।
जीवाणं पुण्णपुण्णाणं, सव्वसुक्खाण दायगो ॥१६॥"

*

'દશ પ્રકારના છે ઉચ્ચાર જેના એવો જે આ ધર્મ તે કલ્પવૃક્ષના જેવો છે. કલ્પદ્રુમની ઉપમાવાળો તે ધર્મ પૂર્ણ પુણ્યશાલી જીવોને સર્વ સુખોનો દાયક છે.'

*

## આ સ્થળે સમજવું જોઇએ કેઃ-

'શ્રી જિનેશ્વરદેવના શાસનમાં કલ્પવૃક્ષો દશ પ્રકારનાં માનવામાં આવેલાં છે અને ધર્મ પણ દશ પ્રકારનો છે: એ જ કારણે સર્વ સુખોના દાયક એવા ધર્મને કલ્પવૃક્ષની ઉપમા આપવામાં આવી છે: અન્યથા ધર્મને કલ્પવૃક્ષની ઉપમા વસ્તુતઃ ઘટતી નથી, કારણ કે-કલ્પવૃક્ષ જ્યારે આ લોકની જ ઇચ્છિત વસ્તુઓને આપે છે, ત્યારે ધર્મ તો આ લોક અને પરલોકના પણ ઇચ્છિતને આપવા સાથે, આત્માના અનંત ગુણોનો અવિર્ભાવ કરી, અનંતસુખના ધામરૂપ મોક્ષનગરમાં પણ પહોંચાડવાને સમર્થ છે. એ જ કારણે અનંતજ્ઞાનીઓએ ધર્મને સર્વત્ર સર્વ સુખોના દાયક તરીકે જ ઓળખાવ્યો છે, અર્થાત્—આ વિશ્વમાં એવું એક પણ સુખ નથી, કે જે આ દશ પ્રકારના ધર્મરૂપ કલ્પદ્રુમની ઉપાસનાથી પ્રાપ્ત ન થાય અને મુક્તિસુખ પણ એ ધર્મવૃક્ષની સંપૂર્ણ સેવનાથી પ્રાપ્ય છે.'

*

"धम्मो चिंतामणीरम्मो, चिंतिअत्थाणदायगो ।
निम्मलो केवल लाअ–लच्छिविच्छिड्डिकारओ ॥१७॥"

*

'ધર્મ એ ચિંતામણિની માફક મનોહર છે, કારણ કે–ચિંતામણિ જેમ આ લોકના ચિંતિત અર્થોને આપનાર છે, તેમ ધર્મ તો આ લોકના જ ચિંતિત અર્થને આપવા સાથે, આત્માને પણ લઘુકર્મિ બનાવનાર છે. એ જ કારણે ચિંતામણિ જેમ નિર્મલ છે, તેમ ધર્મ પણ નિર્મળ છે: અને નિર્મલતાના યોગે 'કેવલજ્ઞાન' રૂપ જે પ્રકાશ તે રૂપ જે લક્ષ્મી તેના વિસ્તારને કરનાર છે.'

*

<u>આ સ્થળે પણ એ સ્પષ્ટ છે કે:-</u>

'ચિંતામણિ પણ નિર્મલ અને દેવાધિષ્ઠિત હોવાથી આ લોકના ઇચ્છિત અર્થોને આપનાર છે, એજ કારણે ધર્મને ચિંતામણિની ઉપમા આપવામાં આવે છે, અન્યથા નિર્મલ એવા ધર્મની આગળ ચિંતામણિ પણ અકિંચિત્કર છે. કારણ કે–ચિંતામણિ એ માત્ર બાહ્ય શાંતિ જ આપનાર છે, ત્યારે ધર્મ એ બાહ્ય શાંતિ સાથે આંતરૂ શાંતિને પણ આપનારો હોઇ, શુભના કે અશુભના ગમે તેવા કર્મના ઉદય સમયે પણ, આત્માને સમાધિમગ્ન રાખીને કર્મરૂપ મળથી એકદમ અગર આસ્તે આસ્તે પણ હલકો બનાવીને, અનંત સુખના ભાજનરૂપ બનાવી શકે છે.'

"कल्लाणिक्कमओ वित्त–रूवो मेरूवमो इमो ।
सुमणाणं मणोतुट्ठिं, देइ धम्मो महोदओ ॥१८॥"

*

'જેમ મેરૂ પર્વત કેવલ સુવર્ણમય છે, તેમ ધર્મ પણ કેવલ

મંગલમય છેઃ જેમ મેરૂ પર્વત પ્રસિદ્ધ સ્વરૂપવાળો છે, તેમ ધર્મ પણ સુપ્રસિદ્ધ સ્વરૂપવાળો છેઃ જેમ મેરૂપર્વત ઘણો ઉંચો છે, તેમ ધર્મ ધર્માત્માને મહાન્ ઉદયને આપનાર છેઃ અને જેમ મેરૂપર્વત દેવતાઓના મનને આનંદ આપનાર છે, તેમ ધર્મ એકેએક સુંદર મનોવૃત્તિવાળા આત્માને માનસિક આનંદને આપનાર છે. આ કારણે ધર્મને મેરૂપર્વતની ઉપમા આપવામાં આવી છે.'

આ ઉપમામાં પણ સમજી શકાય તેમ છે કે—

'મેરૂ જ્યારે સુવર્ણમય છે, ત્યારે ધર્મ એ મંગલમય એટલે આ અગાધ અને એથીજ ભયંકર એવા સંસારસાગરથી પાર ઉતારનાર છેઃ મેરૂ જ્યારે માત્ર ગોળ પર્વત તરીકે પ્રસિદ્ધ છે, ત્યારે સંસારસાગરને તારનાર તરીકે અને દુર્ગતિમાં પડતા પ્રાણીગણને પકડી રાખનાર અને સદ્ગતિમાં સ્થાપન કરનાર તરીકે ધર્મ સુપ્રસિદ્ધ છેઃ મેરૂ જ્યારે ઉંચાઈમાં ઉંચો છે, ત્યારે ધર્મ પોતાના સ્વરૂપે સર્વ શ્રેષ્ઠ હોવા સાથે ધર્મનિષ્ઠ આત્માઓને ઉચ્ચ સ્વરૂપના બનાવીને, અંતે મોક્ષરૂપ મહાન્ ઉદયને અર્પનાર છેઃ અને મેરૂ જ્યારે કુતુહલપ્રિય દેવાદિકનેજ અને તે પણ માત્ર કુતુહલરૂપ આનંદનેજ આપનાર છે, ત્યારે ધર્મ એ સુંદર મનોવૃત્તિવાળા પ્રાણીમાત્રને શાશ્વત્ આનંદ અને એ શાશ્વત્ આનંદની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી આત્મિક આનંદ, એટલે—કર્મબંધને કરનારો નહિ, પણ કર્મક્ષયનેજ કરનારો એવો જે આનંદ તેને આપનાર છે. આથી એ સ્પષ્ટ જ છે કે—કયાં શુદ્ધ ધર્મરૂપ મેરૂ અને કયાં એ શુદ્ધ ધર્મરૂપ મેરૂની આગળ દેવપર્વત તરીકે ઓળખાતો છતાંય વસ્તુતઃ અકિંચિત્કર જેવો પર્વત રૂપ મેરૂ ? અને એવા પણ મેરૂની જે જૈનશાસનમાં ઘણીજ પ્રસિદ્ધિ છે, તેનું કારણ તેની સ્વર્ણમયતા વિગેરે નથી, પણ ત્રણ લોકના નાથ અને પ્રાણીમાત્રના હિતૈષી તથા અનેક આત્માઓનો આ સંસારસાગરથી ઉદ્ધાર કરનારા એવા અનંતા શ્રી જિનેશ્વરદેવોની અભિષેકભૂમિ છે એ છે.'

*

**ધર્મને જંબૂદ્વીપની ઉપમા—**

કલ્પવૃક્ષની, ચિંતામણિ રત્નની અને મેરૂપર્વતની ધર્મને ઉપમા આપ્યા બાદ ' જંબૂદ્વીપ 'ની ઉપમા આપતાં મુનિપતિ ફરમાવે છે કે—

"सुगुत्तसत्तखित्ती, सव्वस्सव य सोहिओ ।
धम्मो जयइ संवित्तो, जंबूदीवोवमो इमो ॥१९॥ "

*

' શ્રી જંબૂદ્વીપ જેમ સર્વસ્વની માફક સુંદર રીતિએ રક્ષાયેલા ' ૧–ભરત, ૨–ઐરવત, ૩–મહાવિદેહ, ૪–હેમવત, ૫–હૈરણ્યવત, ૬–હરિવર્ષ અને ૭–રમ્યક્ '–આ સાત ક્ષેત્રોથી સુશોભિત છે, તેમ ધર્મ પણ ' ૧–શ્રી જિનેશ્વરદેવોનાં મંદિર, ૨–શ્રી જિનેશ્વરદેવોનાં બિંબો, ૩–શ્રી જિનેશ્વરદેવનાં આગમો, અને એ ત્રણેની શ્રદ્ધાપૂર્વક સેવા, ભક્તિ અને પ્રચારને કરનાર ૪–સાધુઓ, ૫–સાધ્વીઓ, ૬–શ્રાવકો અને ૭–શ્રાવિકાઓ.'–આ સુરક્ષિત સાતે સુક્ષેત્રોથી સુશોભિત છે અને જેમ શ્રી જંબૂદ્વીપ, સમ્યક્ પ્રકારે ગોળ છે, તેમ ધર્મ પણ સમ્યક્ પ્રકારના આચારવાળો છે, માટે જ મુનિપતિ ફરમાવે છે કે–જંબૂદ્વીપની ઉપમાવાળો આ દશ પ્રકારનો ધર્મ વિશ્વમાં સદાને માટે જયવંતો વર્તે છે.'

*

**આ ઉપમાને પણ સ્પષ્ટતાથી સમજાવે છે કે–**

' ક્ષેત્રોની સમાન સંખ્યા અને સંપૂર્ણ ગોળાકાર તથા શાશ્વત સ્થાયિતાના જ યોગે જંબૂદ્વીપની ઉપમા ધર્મને આપવામાં આવી છે, અન્યથા વિષમતાથી ભરેલાં ક્ષેત્રો અને ચકરી ખવડાવનાર ગોળાકારતા તથા તેની સામાન્ય સ્થાયિતા સાથે ધર્મને મેળ પણ શો છે ? ક્યાં એકાંત નિર્દોષતાની મૂર્તિ સમાં અને ગુણરત્નોથી ભરેલાં

ધર્મરૂપ જંબૂદ્વીપનાં ક્ષેત્રો અને ક્યાં અનેક જાતિની વિષમતાથી ભરેલાં તથા દોષોથી પણ બહુ રીતિએ લેપાયેલાં આ જંબૂદ્વીપનાં ક્ષેત્રો ? ક્યાં કેવળ ચકરાવો ખવડાવનારી જંબૂદ્વીપની ગોળાકારતા અને ક્યાં ધર્મરૂપ જંબૂદ્વીપની સુંદર આચારમયતા ? તથા ક્યાં માત્ર વસ્તુરૂપે સ્થિર થયેલી જંબૂદ્વીપની શાશ્વતસ્થાયિતા અને ક્યાં ધર્મરૂપ જંબૂદ્વીપની પ્રાણીમાત્રના કલ્યાણ માટે જ નિર્મિત થયેલી શાશ્વતસ્થાયિતા ?'

—આથી—

સ્પષ્ટ છે કે–'અનંતા શ્રી જિનેશ્વરદેવોએ જીવનમાં જીવી જીવીને ઉપદેશેલો અને એજ કારણે સર્વશ્રેષ્ઠ એવો આ દશ પ્રકારનો ધર્મ ખરેખર અનુપમ છે: જગત્‌માં એની જોડી શોધીએ મળી શકે તેમ નથી: અને આજ કારણે એ દશ પ્રકારનો ધર્મ પરમ તત્ત્વમય છે.'

*

## નવે પદોની તત્ત્વમયતા—

'પરમ શુદ્ધ તત્ત્વરૂપ જે ધર્મ–તેની પ્રરૂપણા કરનારા શ્રી જિનેશ્વરદેવો, તે ધર્મરૂપ તત્ત્વના ફલરૂપ શ્રી સિદ્ધભગવાનો, તે ધર્મરૂપ આચારને દર્શાવનારા આચાર્ય ભગવાનો, શિષ્યોને તે ધર્મ શીખવતા ઉપાધ્યાય ભગવાન, અને તે ધર્મને સમ્યક્‌પ્રકારે સાધનાર સાધુ ભગવાનો તથા તે ધર્મની શ્રદ્ધા કરવાથી થતું સમ્યગ્દર્શન, તે ધર્મના અવબોધથી થતું સમ્યગ્‌જ્ઞાન, તે ધર્મની આરાધનારૂપ સમ્યક્‌ચારિત્ર અને સમ્યક્‌ચારિત્રના યોગે થતી નિર્જરારૂપ જે સમ્યક્‌તપ'–આ નવે પદો ઉત્તમ તત્ત્વસ્વરૂપ છે, એમ દર્શાવતાં મુનિપતિ ફરમાવે છે કેઃ–

"एसो अ जेहिं पन्नत्तो, तेऽवि तत्तं जिणुत्तमा ।
एअस्स फलभूआ य, सिद्धा तत्तं न संसओ ॥२०॥

*

दंसंता एयमायारं, तत्तमायरिया वि हु ।
सिक्खयंता इमं सीसे, तत्तमुज्झावयावि अ ॥२१॥

*

साहयंता इमं सम्मं तत्तरूवा सुसाहुणो ।
एअस्स सद्दहाणेणं, सुतत्तं दंसणंपि हु ॥ २२ ॥

*

एअस्सेवावबोहेणं, तत्तं नाणंपि निच्छयं ।
एअस्साराहणारूवं, तत्तं चारित्तमेव य ॥२३॥

*

इत्तो जा निज्जरा तीए, रूवं तत्तं तवोऽवि अ ।
एवमेआइं सव्वाइं, पयाइं तत्तमुत्तमं ॥२४॥"

*

'આ ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ કે જે કલ્યાણના અર્થિમાત્રને સંસાર સાગરથી તારનાર છે, તે ધર્મ જે વિશ્વતારક શ્રી જિનેશ્વરદેવો-એ સુંદરમાં સુંદર રીતિએ દર્શાવ્યો, તે શ્રી જિનેશ્વરદેવો પણ આ વિશ્વમાં તત્ત્વરૂપ છે: અને આ દશ પ્રકારના ધર્મનું સંપૂર્ણ રીતિએ સેવન કરવાથી સિદ્ધિપદને પામેલા જે સિદ્ધ ભગવાનો તે શ્રી સિદ્ધ ભગવાનો પણ આ વિશ્વમાં તત્ત્વરૂપ છે, એમાં કોઇપણ જાતનો સંશય નથી.'

—વળી—

'આ દશ પ્રકારના ધર્મરૂપ આચારને દર્શાવતા શ્રી આચાર્ય ભગવાનો પણ તત્ત્વરૂપ છે અને શિષ્યોને આ દશ પ્રકારના ધર્મને શીખવતા જે શ્રી ઉપાધ્યાય ભગવાનો, તે શ્રી ઉપાધ્યાય ભગવાનો પણ આ વિશ્વમાં ખરેજ તત્ત્વરૂપ છે.'

—તથા—

' આ દશ પ્રકારના ધર્મને સમ્યક્ પ્રકારે સાધતા સુસાધુઓ પણ તત્ત્વરૂપ છે અને આ દશ પ્રકારના ધર્મની શ્રદ્ધા કરવાથી થતું જે દર્શન એટલે સમ્યક્ત્વ, તે સમ્યક્ત્વ પણ આ વિશ્વમાં નિશ્ચય-પૂર્વક સુતત્ત્વ છે. '

—અને—

' આ દશ પ્રકારરૂપ ધર્મના સમ્યગ્જ્ઞાનથી થતું જે નિશ્ચયાત્મક જ્ઞાન, તે જ્ઞાન પણ આ વિશ્વમાં તત્ત્વ છે અને આ દશે પ્રકારના ધર્મની આરાધના રૂપ જે સમ્યક્ચારિત્ર તે પણ તત્ત્વરૂપ છે. '

— તેમજ —

' એ દશ પ્રકારના ધર્મની અખંડ આરાધનારૂપ ચારિત્રથી થતી જે કર્મોની નિર્જરા, તે સ્વરૂપ જે તપ તે સમ્યક્ તપ પણ તત્ત્વરૂપ છે. આ પ્રકારે આ શ્રી અરિહંતદેવ આદિ સઘળાંય પદો, એ આ વિશ્વમાં સર્વોત્કૃષ્ટ તત્ત્વ છે. '

— તેજ કારણથી —

"तत्तो नवपइ एसा, तत्तभूआ विसेसओ ।
सव्वेहिं भव्वसत्तेहिं, नेआ झेआ य निच्चओ ॥२५॥"

*

' આ તત્ત્વભૂત નવ પદી સઘળાં ભવ્ય પ્રાણીઓએ વિશેષ પ્રકારે જાણવા યોગ્ય છે અને સદાને માટે ધ્યાન કરવા યોગ્ય છે. '

*

અંતિમ આજ્ઞા.

આ રીતિએ મનુષ્યભવાદિકની દુર્લભતાનું, તત્ત્વરૂપ ધર્મનું અને એ તત્ત્વરૂપ ધર્મના પ્રણેતા શ્રી અરિહંતદેવો આદિ નવે પદોની

તત્ત્વમયતા, જ્ઞેયરૂપતા અને ધ્યેયરૂપતાનું નિરૂપણ કર્યા પછી, હવે ઉપસંહાર કરતાં તે નવે પદોની આરાધનાનું ફલ દર્શાવી મહાભાગ્યશાલિ આત્માઓને ઉદ્દેશીને અંતિમ આજ્ઞા કરતાં ફરમાવે છે કે-

"एयं नवपयं भव्वा !, झायंता सुद्धमाणसा ।
अप्पणा चेव अप्पंमि, सक्खं पिक्खंति अप्पयं ॥२६॥

*

अप्पंमि पिक्खिए जं च, खणे खिज्जइ कम्मयं ।
न तं तवेण तिव्वेण, जम्मकोडीहिं खिज्जए ॥२७॥"

*

'હે ભવ્યજીવો ! આ નવપદોનું ધ્યાન કરતા શુદ્ધ મનવાળા આત્માઓ, પોતાના જ આત્માદ્વારા એટલે કે-સ્વયમેવ પોતાના આત્મામાં પોતાના આત્માને સાક્ષાત્ જૂએ છે.'

— અને —

'આત્માનો સાક્ષાત્કાર કર્યે છતે એક ક્ષણ માત્રમાં જે કર્મોનો ક્ષય થાય છે, તે કર્મો જન્મની કોટિઓ સુધી તીવ્ર તપ કરવા છતાં પણ ક્ષય પામતાં નથી.'

— તે કારણથી —

"ता तुज्झे भो महाभागा !, नाऊणं तत्तमुत्तमं ।
संम्मं झाएह जं सिग्घं, पावहाणंदसंपयं ॥२८॥"

*

'હે મહાભાગો ! તમે આ ઉત્તમ તત્ત્વને જાણીને, તે નવે તત્ત્વોનું સમ્યક્ પ્રકારે ધ્યાન કરો, કે જેથી જલ્દી આનંદસંપદાને પામો.'

°ں°

આ પ્રકારની ધર્મદેશના કરીને 'શ્રી અજિતસેન' નામના અવધિજ્ઞાની મુનિરાજ મૌન થયા, કે તરતજ વિનયમાં તત્પર એવા શ્રી શ્રીપાલ મહારાજાએ તે મુનિપતિ પ્રત્યે કહ્યું કે—

'હે જ્ઞાનસમુદ્ર ભગવન્! કયા કુકર્મે કરીને મને બાલપણામાં તેવા પ્રકારનો રોગ થયો? અને કયા સુકર્મે કરીને તે રોગ નાશ પામ્યો? વળી કયા કર્મે કરીને હું સ્થાને સ્થાને આવા પ્રકારની ઋદ્ધિને પામ્યો? અને કયા કર્મે કરીને હું સમુદ્રમાં પડયો? તથા કયા નીચ કર્મને કરીને હું મહા ભયંકર એવા ડુંબપણાને પામ્યો?—
—આ બધીય બાબતો આપ કૃપા કરીને કહો.'

*

આ પ્રશ્નાત્મક કથનના ઉત્તરમાં શ્રી અજિતસેન નામના મુનિવરેંદ્રે ફરમાવ્યું કે—

"तो भणइ मुणिवरिंदो, नरवर ! जीवाण इत्थ संसारे ।
पुव्वकयकम्मवसओ, हवंति सुक्खाइं दुक्खाइं ॥१॥"

*

'હે નરવર! આ સંસારમાં જીવોને સુખો અને દુઃખો પૂર્વે કરેલાં કર્મોના વશથી થાય છે.'

*

## અંતિમ કથાલેશ.

આ પ્રમાણે કહીને તે મુનિપતિએ શ્રી શ્રીપાલ મહારાજા આદિના અનેક વિચિત્રતાથી ભરેલા પૂર્વભવ કહી બતાવ્યા. તે સાંભળીને શ્રી શ્રીપાલ મહારાજાએ પોતાના ચિત્તમાં વિચાર્યું કે—

"अहह अहो केरिसयं, एअं भवनाडयसरूवं ।"

*

'ખેદ અને આશ્ચર્યની વાત છે કે—આ સંસારરૂપ નાટકનું સ્વરૂપ કેવા પ્રકારનું વર્તે છે!'

*

આ પ્રમાણે પોતાના ચિત્તમાં વિચારીને શ્રી શ્રીપાલ મહારાજા કહે છે કે—

"पभणेइ अ मे भयवं ! संपइ चरणस्स नत्थि सामत्थं ।
तो काउण पसायं, मह उचिअं दिसह करणिज्जं ॥१॥"

*

'હે ભગવન્! હાલ હવે મારામાં ચારિત્રનો સ્વીકાર કરવાનું અને તેનું નિરતિચારપણે પાલન કરવાનું સામર્થ્ય નથી, માટે મારી ઉપર કૃપા કરીને મારે માટે યોગ્ય એવું જે કર્ત્તવ્ય હોય તે આપ દર્શાવો.'

*

શ્રી શ્રીપાલ મહારાજાએ આ પ્રમાણે કહેવાથી 'શ્રી અજિતસેન' મુનિવરેન્દ્રે પણ ફરમાવ્યું કે—

"तो भणइ मुणिवरिंदो, नरवर ! जाणेसु निच्छयं एयं ।
भोगफलकम्मवसओ, इत्थ भवे नत्थि तुह चरणं ॥११॥

*

किंतु तुमं एयाइं, अरिहंताई नवावि सुपयाइं ।
आराहंतो सम्मं, नवमं सग्गं पि पाविहिसि ॥२॥

*

तत्तो वि उत्तरुत्तर—नरसुर सुक्खाइं अणुहवंतो अ ।
नवमे भवंमि मुक्खं, सासयसुक्खं धुवं लहसि ॥३॥"

*

'હે નરવર! આ વાત તું નિશ્ચયપૂર્વક જાણ કે—ભોગકર્મના વશથી આ ભવમાં તને ચારિત્રની પ્રાપ્તિ નથી.'

— કિંતુ —

'આ 'શ્રી અરિહંત' આદિ નવે પણ સુપદોને સમ્યક્પ્રકારે આરાધતો તું 'આનત' નામના નવમા દેવલોકને પણ પામીશ.'

— અને —

'તે દેવલોકથી ચવ્યા પછી પણ અધિક અધિક મનુષ્ય લોકનાં અને દેવલોકનાં સુખોનો અનુભવ કરતો તું નવમે ભવે નિશ્ચયપૂર્વક શાશ્વત્ સુખવાળા મોક્ષને પામશે.'

*

આ પ્રકારના મુનિપતિના વચનને સાંભળીને આનંદને પામેલા શ્રી શ્રીપાલ મહારાજ પોતાના સ્થાને ગયા અને તે મુનિનાથ પણ અન્યત્ર વિહરી ગયા.

*

આ પછી શ્રી શ્રીપાલ મહારાજ પોતાની પ્રિયતમાઓ સાથે ભક્તિપૂર્વક, શ્રી મુનિચંદ્ર નામના ગુરૂદેવે ફરમાવેલા વિધાનપૂર્વક શ્રી સિદ્ધચક્રની આરાધના કરે છે. એ રીતિએ આરાધન કરતા પોતાના પતિને શ્રીમતી મદનાસુંદરી કહે છે કે—

"अह मयणसुंदरी भणइ, नाह! जइसा तए कया पुव्वि ।
सिरिसिद्धचक्कपूआ, तइआ नो आसि भूरि घणं ॥१॥

*

इण्हि च तुम्हं एसा, रज्जसिरी अत्थि वित्थर समे ।
ता कुणह वित्थरेणं, नवपयपूअं जहिच्छाए ॥२॥"

*

'હે નાથ! જે સમયે આપે શ્રી સિદ્ધચક્રની પૂજા પૂર્વે કરી હતી, તે સમયે આપની પાસે ઘણું ધન ન હતું.'

—અને—

'હાલમાં તો આપની પાસે આ વિસ્તારવાળી રાજ્યલક્ષ્મી વિદ્યમાન છે, તે કારણથી આપ ઈચ્છા મુજબ એટલે કે—જેટલી રીતિએ બની શકે તેટલી રીતિએ, ખૂબ વિસ્તારથી નવપદની પૂજા કરો.'

*

પોતાની પત્નીના તે વચનને સાંભળીને અતિશય ભક્તિ અને શક્તિએ કરીને સહિત એવા શ્રી શ્રીપાલ મહારાજાએ પણ સારામાં સારી રીતિએ અનેક આત્માઓ બોધિબીજાદિને પામે તેવી રીતિએ, શ્રી અરિહંત આદિ નવે પદોની ઉત્તમ પ્રકારના વિધિવિધાન પૂર્વક નાના પ્રકારની પૂજાદ્વારા ખૂબ ખૂબ આરાધના કરી અને સાડાચાર વર્ષે તે તપની પૂર્ણાહુતિ થયા પછી, તે પરમપુણ્યશાલી નરપતિએ પોતાની રાજ્યલક્ષ્મીની સફલતા લુંટી શકાય અને સાર્થકતા સાધી શકાય તેવી રીતિએ ઘણી ઘણી ભક્તિપૂર્વક તે તપનું સુવિશાલ ઉદ્યાપન કર્યું અને અંતે પણ એ નવે પદોના ધ્યાનમાં જ લીન થઇને પરલોક સાધ્યો અને નવમે દેવલોકે પહોંચ્યા અને શ્રી શ્રીપાલ મહારાજાની માતા તથા પત્નિઓ પણ શુભ ધ્યાનપૂર્વક મરીને તે જ નવમે દેવલોક શ્રેષ્ઠ સુર તરીકે ઉત્પન્ન થયાં. તે દેવલોકથી ચ્યવીને ફરીથી એ બધાય મનુષ્ય ભવ પામી, ત્યાં ધર્મની આરાધના કરી ફેર દેવો થશે. એ એ રીતિએ ચાર વાર દેવ અને મનુષ્ય થશે. તે પછી શ્રી શ્રીપાલના ભવથી નવમે ભવે મનુષ્યપણાને પામીને અને કર્મરાશિને ખપાવીને પરમપદ પામશે.

*

શ્રી શ્રેણિક મહારાજાના પ્રશ્નના ઉત્તરમાં ઉપરથી અંશે અંશે

દર્શાવેલી શ્રી શ્રીપાલ રાજાની યથાસ્થિત કથા કહીને, ગૌતમસ્વામિજી મહારાજા કહે છે કે—

"एवं भो मगहेसर !, कहियं सिरिपालनरवरचरित्तं ।
सिरिसिद्धचक्कमाहप्प – संजुअं चित्तबुज्जकरं ॥१॥"

*

'હે મગધેશ્વર! આ પ્રકારે શ્રી સિદ્ધચક્રના મહાત્મ્યે કરીને સહિત અને ચિત્તને આશ્ચર્ય પમાડનારૂં એવું શ્રી શ્રીપાલ રાજાનું ચરિત્ર કહ્યું.'

°₀°

## : : : : : ઉપસંહાર : : : : :

°₀°

**આ** રીતિએ આપણે શ્રી શ્રીપાલ મહારાજાના ચરિત્રના અમુક પ્રસંગો જોઇ ગયા. 'આ ચરિત્રમાં મૂખ્ય પાત્ર શ્રીમતી મદનાસુન્દરી છે. તે શ્રીમતીએ પ્રભુસિદ્ધાંતના સ્થાપન ખાતર તમામ આપત્તિઓ સહી તે હા, પણ પિતા આદિ પ્રાયઃ સમગ્ર લોકના વિરોધની એક લેશ પણ પરવા ન કરી.'—આ વાતને બરાબર લક્ષ્યમાં રાખી લેવાય તો શ્રીપાલના ચરિત્રને અગર રાસને વાંચનારા તથા સાંભળનારાઓથી લોકવિરોધના જે જાતિના જાપ હાલમાં ઘડી ઘડી જપાય છે તે ન જપાય. પરંતુ દુનિયા સ્વાર્થી છે, માટે આવા પુણ્યપુરૂષના પણ ચરિત્રમાંથી અથવા રાસમાંથી ફાવતું જ લે છે અને એજ કારણે આજના રાસ વાંચનાર તથા સાંભળનારાઓમાં, જેઓ તુચ્છ સ્વાર્થને વશ છે તેઓ સત્યને પામી શકતા નથી, ન પામી શકે એ પણ સહજ છે. બીજું એ પણ સ્પષ્ટ જ છે કે—ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજી મહારાજાએ રાજગૃહિના ઉદ્યાનમાં શ્રેણિક મહારાજાના પ્રશ્નના ઉત્તરમાં આ ચરિત્ર કહ્યું છે, એટલે એમાં આજના વિતંડાવાદિઓનો એક

પણ કુતર્ક ચાલી શકે તેમ નથી. ભગવાન્ શ્રી ગૌતમમહારાજા પોતેજ શ્રીમતી મયણાસુંદરીને તત્ત્વજ્ઞાતા તરીકે વખાણે છે. ગમે તેવા સમયે જે સિદ્ધાંતથી ન ચળે, તેજ વસ્તુતઃ તત્ત્વજ્ઞાતા કહેવાય છે. આપણે એ પણ જોઇ ગયા કે-શ્રીમતી મદનાસુંદરીએ પતિ તરીકે અંગીકાર કરેલ કોઢીયાએ, જ્યારે તેને સુખેથી ગમે તે અન્ય પુરૂષ-રત્નને વરવાનું કહ્યું, ત્યારે એની આંખમાંથી આંસુ આવ્યાં. બધા વિષમ પ્રસંગોમાં પ્રસન્ન વદને રહેનારી હવે આંસુ આણે છે. કારણ કે-એ વચન એના શીલધર્મને બાધકર્ત્તા હતું. વિચારો કે-શ્રી જૈનશાસનને પામેલા આત્માની કેવી વિશિષ્ટ ભાવના હોય છે. શ્રી ગુણસાગરની આઠે સ્ત્રીઓને ચૉરીમાં કેવલજ્ઞાન થયું, તે આવીજ ભાવનાના યોગે! મહાસતી શ્રીમતી મદનાસુંદરી ભયંકર દુઃખદ અવસ્થામાં પણ પોતાના પતિની સાથે જ્યારે મંદિરમાં પ્રવેશ કરે છે, ત્યારે પણ તે શ્રીમતી મયણાસુંદરી ભક્તિમાં લીન થાય છે. આવા દુઃખમાં ભક્તિ કોને ગમે? તેનેજ કે જેને ધર્મતત્ત્વ રૂચ્યું હોય! આજનાઓ જે કહે છે કે-ભૂખે પેટે ધર્મ ન થાય, તેઓને માટે આ દૃષ્ટાંત કાંઇ કમ નથી. શું શ્રીમતી મદનાસુંદરીની આપત્તિ કમ છે? મા, બાપ, અને રાજ-પાટ વિગેરે સઘળુંય તજ્યું અને કોઢીયો પતિ મળ્યો, તે છતાંય ભક્તિમાં લીનતા એ કાંઇ ઓછું નથી. આવા પ્રસંગે પણ ભક્તિભાવ સમ્યગ્દૃષ્ટિ આત્માનેજ ટકી રહે. ગુરૂ પાસે જઇને પણ ધર્મ ઉપર થઇ રહેલા લોકાપવાદને ટાળવા ખાતર પોતાના પતિને કોઢ જાય એવો ઉપાય પૂછ્યો, એ પણ જોયું અને એ માગણીના પ્રતિકારમાં એ વસ્તુનો ખૂલ્લો ઇન્કાર કરતાં, ગુરૂદેવ ખૂલ્લું જણાવે છે કે—સાધુને ચિકિત્સા, વિદ્યા, તથા મંત્રતંત્ર કહેવાનો અધિકાર નથી, કારણ કે-એ તમામ સાવદ્ય ક્રિયા છે. પછી ગુરૂ અનવદ્ય ઉપાય તરીકે નવપ-દનું આરાધન બતાવે છે. આપણે જોઇ ગયા કે-શ્રીમતી મદનાસુંદરીએ અને શ્રીપાલ મહારાજાએ નવે પદની આરાધના કરી, પરિણામે કોઢ ગયો, મયણાની માતા આવી, એને પણ વિકલ્પ થયો, પણ તે મય-

ન્નુાસુંદરીએ શમાવ્યો તથા પોતાના બાપનો બેટો થયો અને એને પણ ધર્મી બનાવ્યો, એ વિગેરે આપણે જોઇ ગયા.

*

આ રીતિએ જેમા અનેક સ્થળે વૈરાગ્ય ઠાંસી ઠાંસીને ભરેલો છે, તે શ્રીપાળ રાજાના રાસમાં અગર ચરિત્રમાં વૈરાગ્ય નથી એમ કોઇપણ રીતે કહેવાય તેમ નથી, પણ રાગડા ખીંચીને તે વાંચનારની તથા સાંભળનારની દૃષ્ટિમાં ભેદ હોવાને લઇને, વૈરાગ્ય ન દેખાય એ જૂદી વાત છે. ખરી રીતિએ તો જે રીતિએ જે વંચાવું તથા સંભળાવું જોઇએ, તે રીતિએ વંચાતું પણ નથી અને સંભળાતું પણ નથી. જ્યારે જ્યારે સાહ્યબીના પ્રસંગો આવે ત્યારે ત્યારે ખૂશી થાય છે અને એવાજ પ્રસંગો ખાસ યાદ રાખે છે. આ રીતે ધ્યેયજ જાય ત્યાં શું થાય ? આવાઓમાં જાતિએ જૈનત્વ છે, પણ વસ્તુતઃ જૈનત્વ પણ નથી. જૈન એટલે દુનિયાથી જૂદા. દુનિયાનીજ ભેળા ભળનારા ખરી રીતિએ પોતાના જૈનત્વને ગુમાવે છે. દુનિયાથી ન્યારાની વાત તો દૂર રહી, પણ શાસ્ત્ર તો કુટુંબથી પણ ન્યારા રહેવાનું કહે છે. સાચો જૈન કદાચ ન્યારો ન પણ થઈ શકે, પણ હૃદયથી ન્યારો રહે તો ખરોજ. સમ્યગ્દૃષ્ટિની એ ખાસ વ્યાખ્યા છે. દેશવિરતિની માત્રા એથી પણ વધારે છે. પણ એ દશા સર્વવિરતિની ભાવના ઉપર નિર્ભર છે. નવકાર ઉપર શ્રદ્ધા ધરાવે એને સર્વવિરતિ ઉપર તો શ્રદ્ધા હોયજ. કોરા નવકાર ગણનારા અને પરમેષ્ઠિની કિંમત નહિ આંકનારા, વસ્તુતઃ જૈનજ નથી. નવકાર ગણે અને એમાં જે વિહિત છે તેને ન માને, એ કેમ નભે ? વાણીયા-શાહ બધા, પણ ધીરાય કોને? તેમ જાતિએ જૈન બધા, પણ સમ્યગ્દૃષ્ટિ કોણ? એ ભેદ તો પાડવોજ પડશેને ! સસરાથી સત્કાર .પામેલા શ્રી શ્રીપાલને સસરાના નામથી ઓળખાવાથી શરમ લાગી અને એવી શરમ લાગવાથી શ્રી શ્રીપાલ ચાલી નીકળ્યા અને પાછા આવી ગયા, એ બધુંય સામાન્ય રીતેજ આપણે જોઇ ગયા, કારણ કે-વચ્ચેની વાતો આપણે

મૂકી દીધી છે. શ્રીમતી મયણાસુંદરીની સૂચનાથી એના બાપને કે કુહાડો લઇને બોલાવ્યો, એ આવ્યો; એને દૂરથી દેખતાંજ કુહાડો પડાવી લીધો અને સત્કાર કર્યો, એ પ્રસંગે 'આ પતિ મને મારા કર્મે આપ્યો !' વિગેરે વિગેરે કહીને શ્રીમતી મયણાસુન્દરીએ પોતાના પિતાને સમ્યગ્ધર્મમાં સ્થીર કર્યો. ત્યાં નાટકના ટોળામાં આવેલી સુરસુંદરીના નૃત્યનો પ્રસંગ પણ જોઇ ગયા, જેને રાજાએ રાજકુંવરને પરણાવી હતી તે નટી બની. આપણે જોઇ ગયા કે—એ નાચી શકતી નથી, દુહો કહે છે, ઓળખાણ પડે છે અને ત્યાં બધાએ ધર્મ પામે છે. પછી મંત્રીની સલાહથી શ્રી શ્રીપાળ પોતાનું રાજ્ય બથાવી પડેલ કાકા ઉપર ચઢાઇ કરવાનો વિચાર પણ કરે છે, અને રાજનીતિ મુજબ દૂત મોકલ્યા પછી ન માનવાથી યુદ્ધ કરે છે, યુદ્ધમાં બાંધે છે અને પોતેજ બંધન છોડી કાકાને નમે છે, અને સુખેથી રાજ્ય ભોગવવા વિનવે છે. શ્રી અજિતસેને રાજદ્રોહ, ગોત્રદ્રોહ અને બાળદ્રોહ કરેલ છે અને એ પાપોથી છૂટવા માટે દીક્ષા વિના એક પણ શરણ નથી એમ વિચારી, શ્રી અજિતસેન રાજા સંયમ લેવા તૈયાર થાય છે અને એ ઉત્તમ ભાવના થતાં દેવ આવીને વેષ આપે છે. હવે વિચારો કે—પૂર્વની કાર્યવાહી ખરાબ છતાં લાયક ખરાને ! દેવ વેષ આપે છે તે વર્ત્તમાન ભાવના જોઇને ને ? આથી સ્પષ્ટ છે કે—પૂર્વની કાર્યવાહી ઉપર આધાર ન રખાય. આજે જેટલા વિદ્વાન્ છે, તે બધા પહેલાં તો અજ્ઞાન હતા ને ? કેટલાક કહે છે કે–' એકવાર આવેલા સારા પરિણામ ન જાય એની ખાત્રી શી ? ' પણ જ્ઞાની કહે છે કે—એવો એક પણ પરિણામ નથી ( સમ્યક્ત્વનો, દેશવિરતિપણાનો કે સર્વવિરતિપણા વિગેરેનો ) કે જે ન પલટાય : એક પરિણામ અંતરમુહૂર્તથી વધારે નજ રહે : ક્ષયોપશમ સમ્યક્ત્વ અસંખ્યાતવાર આવે અને જાય : દેશવિરતિના પરિણામ પણ ઘણી વાર આવે અને જાય : ક્ષપકશ્રેણિ મંડાય નહિ ત્યાં સુધી પતનક્રિયા ચાલૂજ છે : પરિણામ તીવ્ર-મંદ થયાજ કરવાના. ચઢેલા ન પડતા હોય તો જોઇતું શું હતું ?

ચઢીને પડવાના છે, નિહ્નવો થવાના છે અને કુમત કાઢવાના છે, એવું જાણવા છતાંએ સર્વજ્ઞોએ એમને ચઢાવ્યા. શ્રી તીર્થંકરદેવના આત્માઓ પણ ચઢીને પડેલા છે, તો પછી સર્વવિરતિના પરિણામ લીધા પછી જાયજ નહિ, એમ બનેજ કેમ ? વારૂ ! ચરમશરીરી વિના બધા અવિરતિમાં તો જવાનાજ છે. મુનિ કાલધર્મ પામીને જો મુનિપણામાંજ, એટલે કે–સમ્યગ્દૃષ્ટિ અવસ્થામાં આયુષ્ય બાંધ્યું હોય તો દેવલોકમાંજ જાય. અને ત્યાં તો વિરતિપણું છેજ નહિ અને મુનિપણું પામ્યા પહેલાં આયુષ્ય બંધાઇ ગયું હોય, તો પણ મરીને જે ગતિમાં જવાના તે ગતિમાં અવિરતિ તરીકેજ જવાના છે, એ તો નિશ્ચિતજ છે. તો પછી જેના પરિણામ ન જવાના હોય એજ આત્મા સર્વવિરતિ લે, એમ કેમ જ બોલાય ? સર્વવિરતિના પરિણામ જેને થાય એની પૂર્વની કાર્યવાહી ન જોવાય અને પ્રાયઃ પછી પણ પરિણામ પડવાના છે એમ જ માનવાનું : તો હવે જોવાનું બાકી રહ્યું શું ? એજ કે–વર્ત્તમાનની યોગ્યતા અને એજ જોવાય. સંયમી થયા પછી નિહ્નવ પણ થાય, વેશ્યાને ઘેર પણ જાય, કારણ કે–તીવ્ર કર્મના યોગે જે ન થાય એ ઓછું. ખરેખર, કર્મની વીડંબના કમ નથી. દુનિયાના લોકોએ પણ–'લાખ મળે તે ઓછા નજ થવાના હોય તો લેવા'–એવો નિયમ કર્યો છે ? શું લાખ મળ્યા પછી કાખ કૂટનારા નથી જોયા ? ઘર મંડાય તે ભાગે જ નહિ, એવો કાયદો ઓછોજ છે ? કાં તો ભાઇ જાય કે કાં તો બાઇ જાય, કારણ કે–જન્મે તે મરે એ નક્કી છે, તો પછી આ બધામાં શંકા નથી કરતા અને અહીં શંકા કેમ ? મુદ્દો એ છે કે–સન્માર્ગે ચઢવાની ભાવના જ નથી. ભાવના વિના શુદ્ધ વિચાર પણ નજ આવે. ઉન્મત્ત લોકો તો કહે છે કે–'સેવ્યું અને ભોગવ્યું તે આપનું.' આવાઓ શી રીતે ધર્મ પામે ? બાકી જો એવી ખાત્રીની વાતો કરવામાં આવે તો તો કોઇને નવકારશીનું પચ્ચખ્ખાણ નહિ અપાય, કારણ કે–બ્હાર જાઇને એની ભાવના નહિ ફરે એની ખાત્રી શી ? કોઇ જામીન લાવે

તો એ પણ ક્યાં કેવલી છે? સાધુને તમે નમો છો, પણ તેનામાં સાધુપણાની ખાત્રી શી? વ્યવહારમાં પણ આવી વાતો કરશો, તો એક ઘર પણ નહિ ચાલે. સ્ત્રીની રસોઈ કેમ ખવાય? સ્ત્રીએ બનાવેલી રસોઈમાં ઝેર નહિ હોય એની શી ખાત્રી? પણ નહિ, ત્યાં તો કહે છે કે—અમે ચેષ્ટા પરથી પ્રેમનું અનુમાન કરીએ છીએ. જો તેઓ આટલી પરીક્ષા કરી શકે, તો દીક્ષા લેનારની પરીક્ષા શુદ્ધ દૃષ્ટિવાળા સાધુઓ કેમ ન કરી શકે?

( [illegible] ઠેઠની પરીક્ષા નહિને ! )

પણ ઠેઠની પરીક્ષા દુનિયાને પણ ક્યાં છે? પારકા ઘરનીને વરઘોડે ચઢીને લાવો છો તે પોતાની મૂડીને બાપને ત્યાં નહિ લઈ જાય એની ખાત્રી શી? ઉત્તમ કુલમાં જન્મેલી હોય, સારા સંસ્કારવાળી હોય, એવું બધું જોવાય: છતાંય ગાંડી આવે તો નીભાવાય છે ને! અહીં પણ એ રીતે જોઇને આપ્યા પછી કોઇ હીણકર્મી પાકે એની ના નથી. માટે એવી અજ્ઞાનતા ભરેલી વાતો નજ કરાય, કારણ કે—તેવી વાતોથી મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજાના કહેવા મુજબ, માર્ગનો જ ઉચ્છેદ થઈ જાય. શ્રી અજિતસેન મુનિને નમીને શ્રી શ્રીપાળે સ્તુતિ કરી, તે પણ આપણે જોઈ ગયા. મોક્ષમાર્ગનો પુરૂષાર્થ નિયમા ફળે છે અને અર્થ—કામનો પુરૂષાર્થ ભાગ્ય હોય તો જ ફળે છે: એ પુરૂષાર્થ અકિંચિત્કર છે. મહેનતથી સધાય છે માટે જ પુરૂષાર્થ કહ્યો. ઝેર ચીજ તો ખરી પણ ખવાય? ઔષધમાં તો ઝેર ઝેર નથી રહેતું, પણ ઔષધ બની જાય છે. ઝેર ખવાય ખરૂં, પણ જેને મરવું હોય તેનાથી: એજ રીતે અર્થકામ પુરૂષાર્થ સેવાય તેનાથી, કે જેને સંસારમાં ભટકવું હોય. આબરૂના નાશ વખતે મરી જવા માટે ઝેર ખાવાનું મૂર્ખાઓએ શોધ્યું. એ રીતે મરનારની આબરૂ વધતી નથી, પણ ઉલટું કહેવાય છે કે—મરતો ગયો અને મારતો ગયો. જે મારાને મરે એની ગતિ કયી થાય? ઝેર

જેમ મૂર્ખતાના યોગે ખવાય છે, તેમ અર્થકામ પણ અજ્ઞાનતાના યોગે સેવાય છે.

*

ત્રણ ત્રણ દ્રોહ કર્યા પછી મુનિ થયેલા શ્રી 'અજિતસેન' નામના મુનિપતિ અવધિજ્ઞાની થયા, પછી બોધ કરવા આવ્યા અને દેશના સંસારથી બહાર નીકળવાની આપી. પોતે વીસ વર્ષ સંસારમાં રહ્યા હોય અને કોઇ અઢારમે વર્ષે નીકળવા આવે, તો મુનિથી ના ન પડાય. બધા નીકળે તો સંસારનું શું થાય, એ ચિંતા મુનિ ન કરે. પોતે જે અટવીમાં સલામત આવ્યો એ ભયના સ્થાનમાં એ કોઇને નજ જવા દેને? સામો ન માને અને અને જાય એ વાત જૂદી.

## દેશનામાં મુનિપતિએ શું ફરમાવ્યું?—

આ સંસારમાં દશ દૃષ્ટાંતે મનુષ્યભવ દુર્લભ છે. એથી અધિક દુર્લભ આર્યક્ષેત્રે મનુષ્ય જન્મ છે. ઉત્તમ કુલ અને ઉત્તમ જાતિમાં જન્મ એ એથી પણ દુર્લભ છે, કારણ કે–ઘણાયે ભીલ્લાદિ મ્લેચ્છો વસે છે, ત્યાં જન્મ થાંય તોયે નકામો છે. ત્યાર બાદ રૂપ ( પાંચે ઈંદ્રિઓની સંપૂર્ણતા ) દુર્લભ છે. બધું મળે પણ આંધળો વિગેરે હોય તો ધર્મ ન કરી શકે. આ બધું થયા પછી ગુરૂસંગ દુર્લભ છે. આગળની ચીજો પાછળની ચીજોને સફળ કરનારી છે, એ ખાસ લક્ષ્યમાં રાખવું. મનુષ્યભવ પણ જો અનાર્યક્ષેત્રમાં હોય તો નકામો. આર્યક્ષેત્રમાં થાય પણ નીચ કુળમાં થાય તો નકામો. બધું મળ્યું હોય, પણ ગુરૂનો યોગ ન થાય તો નિષ્ફળ. જ્યાં અનાર્ય આચાર હોય તે કુળ, જાતિ, આર્ય છતાંય અનાર્ય જેવી જ! બધા ક્ષેત્રમાં સાધુ ન હોય, કેમકે–સાધુ અલ્પ જ હોય. આથી જ શ્રાવક માટે વિધિ કે–લાખોની આવક હોય, પણ જ્યાં જિનમંદિર અને સાધુનો તથા સાધર્મીનો યોગ ન હોય, ત્યાં એ ન રહે. જિનમંદિર ન હોય ત્યાં સાધુનું આવાગમન પણ ન હોય અને એના આવાગમન વિના સાધર્મીનો યોગ

પણ ન હોય. જ્યાં ધર્મ શબ્દનું શ્રવણ તે આર્ય જાતિ કહેવાય. જ્યાં ઉત્તમ નીતિના પાલન પૂર્વક ધર્મસેવન હોય તે ઉત્તમ કુળ : ત્યાં પણ નીચા-ઉંચાના ભેદ હોય. ગુરૂનો યોગ થાય પણ દર્શન દુર્લભ. ગામમાં આવે પણ લાભ શો? ત્યાં તેર કાઠીયા નડે છે. આલસ, મોહ, અવજ્ઞા, મોટાઇ, ક્રોધ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, વ્યાક્ષિપ્ત ચિત્ત, કુતુહલ અને કામચેષ્ટા-એ કાઠીયાઓ નડે છે.

( પ્રશ્ન૦ ભય શો? )

સંસાર છૂટી જાય તેનો અગર પૈસા ખરચાવે એનો વિગેરે! પ્રમાદ પણ જબ્બર કાઠીયો છે. ખાવાપીવામાં અને બજાર વિગેરે સ્થળે જવામાં આળસ નહિ અને અહીં આળસ આવે. 'હું કોણ?' એ મોટાઇ અહીં પણ સાથે લાવે. પૉઝીશન જાળવવાની અહીં પણ ચિંતા કરે. આ તેર કાઠીયામાંથી પસાર થાય ત્યારે દર્શન થાય. દર્શન વિના બધું નિષ્ફળ. મહા મુશીબતે, કોઇની પ્રેરણાથી દર્શન થયું પછી સેવા દુર્લભ, કેમકે-ધૂર્તો બહુ ફરે છે, ધૂર્તો કાયમ હોય જ. શ્રી જિનેશ્વરદેવના શાસનની ઉપસ્થિતિની સાથે જ મિથ્યાવાદીઓ, ધૂર્તો બધા ખરા જ. સત્યવાદની સાથે જ અસત્યવાદ જન્મે. ભરત અને ઐરાવતમાં શ્રી જિનેશ્વરદેવના મતની સાથે જ કુમત જન્મેલ હોય છે. નિહ્નવો તેને કહેવાય, કે જે માર્ગ પામીને પછી ખસેલા પણ અર્દ્ધપુદ્ગળ પરાવર્તમાં નિયમા મોક્ષે જનારા. આથીજ આજના ઉત્સૂત્રભાષીઓને નિહ્નવ ન કહેવાય, કારણ કે-કહેવાથી ઉલટો નંબર વધી જાય. એ લોકો કહે છે કે-'હીરસૂરીશ્વરજી કેવા ક્ષમાના સાગર કે નિહ્નવ કહેવાનું હવે બંધ કરવાનું કહે છે'-પણ એ મૂર્ખાઓ એમનો ભાવ ન સમજ્યા કે-હવેના ઉત્સૂત્રપ્રરૂપકો તો નિહ્નવપણાને પણ લાયક નથી, બલ્કે એથી પણ ઘણા હલકા છે. આઠે નિહ્નવ નક્કી અર્દ્ધપુદ્ગળ પરાવર્તનમાં મોક્ષે જનાર છે. તેવા કોઇને ગોશાળો પણ ભૂલે ચૂકે ન કહેતા, કેમકે-એ પણ મરતાંયે પામી ગયો. એવું

પામ્યો કે-બધા ભક્તોને ભેળા કરીને પોતાને ગુરૂદ્રોહી તરીકે ઓળખાવ્યો, શ્રી જિન તો મહાવીર જ છે એમ કહ્યું અને પોતાના મુડદાને કુતરાની જેમ નગર વચ્ચે ઢસડવા તથા પોતાના શબસ્પર્શથી અપવિત્ર થતી જમીનને પાણીથી છાંટી પવિત્ર કરવાનું કહ્યું. એના મરણ પછી ગૌતમમહારાજે ગોશાળા સંબંધી પ્રશ્ન પૂછતાં, ભગવાને તેના સંબંધી બીજું બધું કહેવા સાથે, એ પણ સૂચવ્યું કે-'એ પામી ગયો અને એનો સંસાર નિયત થયો.' ઉત્તમ આત્માઓ એવા કે-વળ્યા પછી વાંકા નહિ. ઈંદ્રભૂતિ કેટલા અભિમાની હતા! પણ ભગવાનને જોયા કે તરત વિચાર્યું કે-'હું ધારૂં છું તે આ નહિ. મેં શાસ્ત્રોમાં જોયું કે-સકળ દોષરહિત અને સકળ ગુણસહિત વીતરાગ થનાર છે, તે આ લાગે છે.' કારણ કે-એ ભણેલા હતા. આજનાઓ તો એક પાનું વાંચીને આખા પુસ્તકની વાતો કરે અને એથી જ તેઓ ભાવને સમજી શકતા નથી. તે પછી ઈંદ્રભૂતિએ તરત જ નક્કી કર્યું કે-'હૃદયનું શલ્ય કહે તો શરણે થવું.' એ રીતે શરણે થયા પછી જીંદગીભર હાથ જોડીને જ ઉભા રહ્યા. આજ તો પામવું પણ મુશ્કેલ છે અને પછી પણ મુશ્કેલ છે. શ્રી ગૌતમ મહારાજે આખી દ્વાદશાંગી રચી, પણ તમામ વાત ભગવાનના નામે જ કહી. સંસારનો કાયદો પણ કહે છે કે-અવાડામાં આવે કુવાથી. પણ આજના તો આપણા અવાડા પણ વિચિત્ર છે, કારણ કે-જે શાસ્ત્રથી માર્ગ પામ્યો તેને જ ગાળ દે છે અને એના નાશની વાતો કરે છે, માટે ધૂર્તો તો કાયમ રહેવાના. અને ધૂર્તોથી બચ્યા પછી આગમની શ્રુતિનો લાભ દુર્લભ છે, કારણ કે-ત્યાંય નિદ્રા અને વિકથા દુર્જય છે. વ્યાખ્યાનમાંય ઉંઘ આવે. શ્રીપાલનો રાસ વાંચીને જેમ ફાવતી વાત કરે છે, એમ ત્યાંય વિકથા કરે. જેનાથી આરંભ-સમારંભ આદિ વધે તે વિકથા. આગમશ્રુતિ પછી તત્ત્વબુદ્ધિ દુર્લભ. શ્રૃંગાર રસનો પ્રેમ જ્યારે ઘટે, ત્યારે તત્ત્વશ્રદ્ધા થાય. ભવના ભય વિના ધર્મપ્રેમ ન થાય. શ્રાવકને ઘરમાં-બંગલામાં પેસતાં ભય થાય અને

ઉપાશ્રયથી નીકળતાં ત્રાસ થાય. સુબાહુકુંવરને માતા સમજાવે છે કે-'તને પાંચસે ઉત્તમ ઉત્તમ રાજકુંવરીઓ પરણાવી છે, છતાં સંસારથી નીકળવાની વાત કેમ કરે છે?'-તો ઉત્તરમાં શ્રી સુબાહુ કુમાર કહે છે કે-' ઘરમાં જો એક સાપણુ હોય તો ન રહેવાય, તો પાંચસેં સાપણુ વચ્ચે કેમ રહેવાય!' સંસારીની એ જ દશા છે. ભલે સો પોતાને મૂછાળા માને, પણુ ત્યાં શી દશા છે તે છૂપી નથી. વિષયવાસનાની તીવ્રતાએ જગત્‌ને ભાન ભૂલાવ્યું છે. ભય એ સામાન્ય છે. ત્રાસની માત્રા વધારે છે. ઉપાશ્રયથી નીકળતાં ત્રાસ થવો જોઇયે. એક દિ નીકળે, પણુ બીજે દિ નીકળવાનું મન ન થાય, એવો ત્રાસ થવો જોઇયે. જે દુધનું ઘી બનાવવું હોય તેને માટીની ગોળીમાં નાંખવું પડે, તેમ શ્રોતાઓના આત્માને દુધ જેવો બનાવવો છે. મંદીર અને ઉપાશ્રયમાં રહી જાય એવો બનાવવો છે. અસ્તુ. ભવનો ભય ન થાય ત્યાં સુધી તત્ત્વશ્રદ્ધા ન થાય. પછી તત્ત્વરૂચિ દુર્લભ અને પછી તત્ત્વનું જ્ઞાન દુર્લભ. કારણુ કે-થોડા કાળમાં મુક્તિ જનારા આત્મા થોડા હોય છે અને તેવા આત્માઓને જ વાસ્તવિક તત્ત્વનો અવબોધ થાય છે. તથા તત્ત્વ એ દશ પ્રકારનો યતિ ધર્મ છે. આ ધર્મ કલ્પદ્રુમ સમાન છે. પેલાં કલ્પદ્રુમ ઇચ્છિત આપે, પણુ તે આ લોકનું જ આપે અને આ કલ્પદ્રુમ યાવત્ મુક્તિ આપે. કલ્પતરૂનો આજે અભાવ નથી, પણુ જગત્‌ને પેલાં કલ્પતરૂ જોઇયે છે. પેલાં કલ્પતરૂ તે પુણ્યશાળીઓને મળ્યાં હતાં, કે જે માગતા નહોતા. ભોગની ઇચ્છાની એમનામાં મંદતા હતી. એમને સાહ્યબી સાચવતી જ્યારે આજનાઓ સાહ્યબીને સાચવે છે. એથી જ જગત્‌ના લોકો સાહ્યબીના માલીક નથી, પણુ સાહ્યબીના પૂજારી છે. આજનાઓને તો દીક્ષાના પરિણામ થાય તોયે સંકેલવામાં પડે તો પાર ન આવે. સંસાર એ સૂતરના ગુંચવાયલા કોકડા જેવો છે. દુનિયાના કારીગરોની જીંદગી ખતમ થાય તોયે એનો અણીશુદ્ધ તાર ન નીકળે. એ તો કાતર જ મૂકવી પડે, પણુ

કાતર મૂકતાં આજનાઓનો જીવ ચાલતો નથી. દશાર્ણભદ્ર કાંઈ ગાદીની વ્યવસ્થા કરીને નહોતા આવ્યા. પણ એ માલીક હતા, ગુલામ નહોતા.

× × ×

ઉડાઉગીરી ન જોઇયે પણ ઉદારતા તો જોઈએ જ. આને અંગે દૃષ્ટાંત કહી ગયા છીયે. ધૂળમાં પડેલું તેલનું ટીપું પણ ઉપયોગમાં લેતા સસરાને જોઈ, નવી વહુને શંકા થઈ કે—સસરો કરકસરીઓ છે કે કૃપણ ! એ જોવા માથું મટાડવાનો સાચાં મોતી વાટવાનો ઉપાય કહ્યો, ઉપાય કહેતાંની સાથે સાચાં મોતીનો ઢગલો કર્યો અને તે વાટવા સસરો તૈયાર પણ થયો, કે વહુનું માથું મટી ગયું. ધર્મને જંબૂદ્વીપની ઉપમા પણ આપી છે. જંબૂદ્વીપમાં જેમ સાત ક્ષેત્ર છે, તેમ ધર્મમાં પણ સાત ક્ષેત્ર જિનમંદિર, જિનમૂર્તિ, જિનાગમ, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ! આ બધી સામગ્રી પામીને નવપદની આરાધના કરવાની છે. ધર્મ કહેનાર તે અરિહંતદેવ, એને આરાધીને મુક્તિ ગયા તે સિદ્ધ ભગવાન, અરિહંતે કહ્યા મુજબ આચાર પાળનાર તથા પ્રવર્તાવનાર તે આચાર્ય, સાધુઓને ભણાવનાર તે ઉપાધ્યાય, પોતે સાધનાર તથા સાધકને સહાય કરનાર તે સુસાધુ, શ્રદ્ધાપૂર્વક તત્ત્વની માન્યતા તે સમ્યગ્ દર્શન, એનો બોધ તે સમ્યગ્જ્ઞાન, એની આરાધના તે સમ્યક્ચારિત્ર, અને જેના યોગે કર્મની નિર્જરા થાય તે સમ્યક્તપ. આ નવે પદો ઉત્તમ તત્ત્વો છે. વિધિપૂર્વક એને આરાધવા જેવાં છે. ધ્યાન કરવા યોગ્ય છે. તીવ્ર તપથી કોટિ ભવોનાં કર્મોનો પણ ક્ષણમાં ક્ષય થાય છે. આત્માને જાણનારો કર્મક્ષય કરી શકે છે. આ નવે પદો કલ્યાણપ્રદ છે, મુક્તિને આપનારાં છે. ત્રણ દ્રોહને કરવાવાળા શ્રી અજિતસેન મુનિ પણ આવી દેશના દેવાને લાયક થયા, એ આપણે જોઈ ગયા. દેશનાને પરિણામે શ્રી શ્રીપાલ મહારાજા સર્વવિરતિ માટે

પોતાની અશક્તિ બતાવે છે અને ઉદ્ધારનો બીજો માર્ગ માગે છે, ત્યારે ગુરૂ તેને ભોગકર્મની દુરંતતા બતાવી, નવપદની આરાધનાનો ઉપદેશ આપી, તારી મુક્તિ નવમે ભવે છે, એમ કહીને આશ્વાસન આપે છે. આ ઉપરથી સમજી શકશો કે,-દેશના શાની અને શા માટે હોય છે ? અસ્તુ.

બારમું વ્યાખ્યાન સમાપ્ત.



## વાંચકને—

આ વ્યાખ્યાનો વાંચ્યા બાદ જો એમ લાગે કે—આવું વાંચન જીવનસુધારણા માટે આવશ્યક છે, આત્માને પ્રબોધ કરનારૂં છે, જડતા છોડાવી ચેતનતા તરફ દોરનારૂં છે અને શ્રી જૈનધર્મનાં સુવિશિષ્ટ એવાં તત્ત્વોનું ભાન કરાવવા સાથે સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન ને સમ્યક્ ચારિત્રરૂપ રત્નત્રયિને પ્રાપ્ત કરાવનાર છે, તો--

આજ વ્યાખ્યાનકાર મહાત્માનાં આવાં અતિ રસિક, બોધક અને મનનીય વ્યાખ્યાનોનાં અવતરણોને નિયમિત રીતે પ્રગટ કરતા—

# " જૈન પ્રવચન "

સાપ્તાહિકના ગ્રાહક થવાની ખાસ ભલામણ છે.

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ | : | રૂા. ૩-૧૨-૦ |
| હિન્દ બહારમાટે | : | રૂા. ૫--૪-૦ |

લખો:—

**શ્રી જૈન પ્રવચન કાર્યાલય,**

ધનજી સ્ટ્રીટ, પારસીગલી, મુંબઇ. ૩.

